અને પૂર્વે-એ વખતે વિશાલ, યુગયુગજૂના સમુદ્રો હતા અસામાન્ય ભૂકંપને પરિણામે આજથી વીસેક હજાર વર્ષ પર એ જળમાંથી સ્થળ થયું ત્યારે, હાલ ત્યાં વસેલા દેશોની જમીન હસ્તીમાં આવી.

એ 'દેવનિર્મિત દેશ'નું સપ્તસિંધુ એવું નામ તેની સાત[3] મુખ્ય અને પવિત્ર નદીઓ પરથી પડ્યું હતું સિંધુ, સરસ્વતી (સરસુતિ), શતદ્રુ કે શતુદ્રી (સતલજ), પરુષ્ણિ (રાવી), વિતસ્તા (જેલમ), મરુદ્વૃધા (જેલમને મળ્યા પછીની ચિનાબ) અને અસિકની (સ્વતંત્ર ચિનાબ) આ સરિત્સપ્તકમાંની પહેલી બે તો આર્યોને અત્યંત પ્રિય હતી તેમનાં સ્તુતિગાન કરતાં મનોહર ઊર્મિગીતો એમના મેધાવી કવિઓ વારંવાર રચતા એમની ઉન્નત કલ્પનાએ આ સરિતાયુગ્મની બહુવિધ લીલાને કૈં કૈં અમર પદપંક્તિઓમાં સાકાર કરી છે. સિંધુને માટે

સાક્ષાત વરુણદેવે[4] માર્ગ કરી આપ્યો હતો, તે વહેતી પૃથ્વી પર પણ પૂર આવ્યે તેના મહામોજ આકાશને પણ આલિંગતા, તેના સલિલ સર્વદા તેજોમય વહેતા, તેમાં અન્ય સરિતાઓના નૂર ભળે તે, મોખરે સગૌરવ ડગ દેતા રાજેન્દ્રને અનુસરતી સેનાઓ સમાં લાગતા, પૃથ્વીની જંગમ વસ્તુમાત્રમાં સિંધુ સૌથી વધુ વેગવતી હતી, તેનો પ્રવાહ આરોગ્યવતી યુવતીના દેહ સમોવડ સમપ્રમાણ વહેતો, તેના તીરપ્રાન્તોમાં ઉત્તમ અશ્વો ઉછેરાતા અને ઊંચું ધાન્ય પણ પુષ્કળ પાકતું[5]

આવી જ શૈલીનાં સરસ્વતીસ્તોત્ર ઋગ્વેદના પહેલા, છઠ્ઠા અને સાતમા મંડલોમાં[6] છે ત્યાં એને યજ્ઞમાહાત્મ્યની જાણનાર, જ્ઞાનમાત્રની જનેતા અને શત્રુઓનો પરાભવ કરનારી કહી છે, નાસ્તિકોથી રક્ષનારી અને 'પંચજનો'ની અધિષ્ઠાત્રી તરીકે વર્ણવી છે, અને, "તારા સર્વોત્તમ તટોના કરતાં કોઈ ઊતરતે સ્થળે જવાની જરૂર અમને ન પડો" એવી તેની પ્રાર્થના કરી, માતૃભૂમિની ભક્તિનો પહેલો પાઠ પણ મંત્રદ્રષ્ટાએ, ખરા ભૂમિપુત્રને શોભતી રીતે, એ જ કાળે પ્રજાને પઢાવવાનો યત્ન કર્યો છે

સરસ્વતીથી અગ્નિખૂણે પ્રખ્યાત દૃષદ્વતી નદી હતી અને એ બંનેની વચ્ચેનો પ્રદેશ બ્રહ્માવર્ત કહેવાતો હતો. તે અસંખ્ય યજ્ઞો વડે પુનિત થયો હોવાથી ત્યાં બ્રહ્મ કહેતાં વેદનું ઉચ્ચારણ–આવર્તન–પુનઃ પુનઃ થએલ હોવાથી તેનું એ પુણ્યાભિધાન પૂર્ણપણે સાર્થ જ હતું.

હિમાલય, હિન્દુકુશ અને આધુનિક સુલેમાન–ગિરિમાલાઃ એ ત્રણ સપ્તસિંધુના મુખ્ય પર્વતો. "જાણે એમની સર્વ કામના પરિતૃપ્ત થઇ હોય તેવી રીતે તેઓ કલ્પોના કલ્પોથી અવિચળ ઊભા છે." આવું એ પર્વતોનું વર્ણન અપાયું છે. એના ગિરિશિખરો પર તરુણ આર્યાઓ ફૂલ વીણવા જતી, એવો ઉલ્લેખ પણ એક સ્થળે[૭] થયો છે.

રાજસમુદ્ર અને ગંગાસમુદ્ર[૮] હતા ત્યાં લગી તો, એ બંને જલભંડારોનાં જલ શોષાઇને, તેના સઘન મેઘો હિમાદ્રિનાં શિખરો ઉપરાંત તેના નિતંબપ્રદેશે અને ખીણોમાં પણ સતત જામેલા રહેતા અને વારંવાર બરફ પડતું, એટલે લગભગ આખું વર્ષ સપ્તસિંધુમાં અતિશય ઠંડી રહેતી. આ કારણથી, એ સમયનો વર્ષ માટેનો શબ્દ 'હિમા' હતો; પાછળથી એ 'શરદ' થયો; ને છેવટ 'વર્ષા';—જેની પરથી, બારે માસનો સમૂહ તે 'વર્ષ' કહેવાવા લાગ્યો.

૨

ઋગ્વેદનો જેટલો ભાગ સચવાઇ રહ્યો છે, તેને આધારે આપણે કહી શકીએ કે એ સમયે સપ્તસિંધુવાસીઓની પાંચ મુખ્ય જાતિઓ[૯] હતીઃ ભારતી નામે પ્રાંતમાં (જે સરસ્વતીના નીચા, દક્ષિણના પ્રદેશનું નામ હતું, ત્યાં) વિશ્વામિત્રના આધ્યાત્મિક નેતૃત્વ હેઠળ વસનારી ભરત જાતિ; એવા જ વસિષ્ઠના નેતૃત્વ હેઠળ પરુષ્ણિની પૂર્વે વસતી તે તૃત્સુ જાતિ; અને, અનુ જાતિ, દ્રુહ્યુ જાતિ તથા તુર્વસુ જાતિ. આ પાંચનું સામટું એક નામ 'પંચજનાઃ' એવું અપાયું હતું.[૧૦] ઐકયસૂચક એ નામ પરથી આપણે ધારી શકીએ કે પાંચે જાતિઓ સામાન્ય

રીતે શરૂઆતમા શાંતિથી અને સલાહસંપથી[૧૧] એકબીજાના સુખદુખમા ભાગ લઈને રહેતી હશે, મંત્રદર્શન, જાતિરક્ષણ અને કૃષિકાર્યના પોતપોતાના વિશિષ્ટ વ્યવસાયમા તેમના ત્રણે નિસર્ગસિદ્ધ દ્વિજ વર્ણો જીવનનિર્ગમન કરતા હશે અને બહુ ભાગે એમ જ બનતું પંચજનોને દસ્યુઓ[૧૨] સિવાયના કોઈ દુશ્મન પ્રારંભમા હતા નહિ

એ સમયે એટલે કે પ્રતનયુગના આદ્ય શતકો દરમિયાન પ્રજામા સંક્રાતિકાળ હતો એમ કહી શકાય તેણે શિકારી દશા પાછળ છોડી હતી, ભટકતા પશુપાલોનુ જીવન વટાવ્યુ હતું, અને વાસને શીંગડુ બાધીને તેને હળ તરીકે વાપરવુ પડે એવા આજે હાસ્યજનક પણ એક કાળે અનિવાર્ય એવા માનસિક બચપણને પણ ઘણુ પાછળ મૂક્યું હતું હવે મનુષ્ય રીતસર પશુઓને પાળનાર ને ઉછેરનાર તથા લોખંડી હળની સાતીનો હાંકનાર બન્યો હતો

આટલા માનસિક વિકાસે તેને સામાજિક વિકાસ પણ શીખવ્યો તેણે હવે પદ્ધતિસરના પિતૃક[૧૩] કુટુબોની રચના કરી વખત વહેતા એ કુટુબોમાથી જાતિઓ બધાઈ[૧૪] અને તેને વસવાના નાનાનાના સ્વચ્છ ગ્રામો પણ ગૂથાયા જાતિના મૂળભૂત કુટુબનો જે મુખી અને નાયક હોય તે જાતિનો રાજા કહેવાતો રાજાની પદવી વંશપરંપરાનુસાર અપાતી થઈ, ત્યાર પહેલા એ પદવી ધરાવનાર વ્યક્તિની વરણી સમસ્ત જાતિનુ મહાજન કરતુ, અને તેવા લોકનિયુક્ત રાજાની મદદમા, જાતિની સર્વ શાખાઓના વયોવૃદ્ધ પ્રતિનિધિઓની બનેલી નાની મંત્રમંડળી પણ સલાહ અને માર્ગદર્શન માટે રાખવામા આવતી આ રીતે, હિંદુસ્તાનમાં રાજ્યતંત્રનો જે સૌથી પહેલો પ્રયોગ થયો, તેમા તો પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિની ભાવના અને મૂળતત્ત્વો, બંને મોજૂદ હતા પછીથી, દેશકાળ ફર્યો ત્યારે, દેશને ભાગ્યે વંશપરંપરાના સારા માઠા રાજાઓ અને રાજવંશો સખાયા

દેશને એકચનો ને પ્રજાતંત્રનો તેમ આંતરવિગ્રહનો પહેલો પદાર્થપાઠ પણ એ પચજન તથા બીજી જાતિઓએ જ શીખ્યો હોવા સંભવ છે.[૧૫] એક કાળે, સુખેહશાંતિના ગુલામ રહીશું તો જાતિનો ભૌતિક વિકાસ રુંધાશે એવી બીકથી, તેમ જ કોઇ વાર પ્રૌઢાત્માઓની વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષા પોષાવાને તલસવા લાગે ત્યારે, એવા વિગ્રહની શરૂઆત જર[૧૬] અને જમીનના લોભે, ને ક્યારેક કોઇ વાર જોરૂની લતાએ પણ, થવા લાગી હશે એમ અટકળવું ગેરવાજબી નથી ગમે તેમ, પણ એ પ્રવૃત્તિએ સપ્તસિંધુમાં ઉજ્જવલ ક્ષાત્રતેજને સજીવ રાખ્યું, અને આર્ય પ્રજાના વિશિષ્ટ યુદ્ધશાસ્ત્ર અને યુદ્ધકળાને ખીલવ્યાં, એમાં તો કશો સંદેહ નથી

એ આદિઆર્યોના યુદ્ધોનું દશ્ય કેવું હશે? એમના યોદ્ધાઓ કેવા, સેના કેવી, આયુધો કેવાં?... ... ...

વાચક-દ્રષ્ટા એક ટેકરીની ટોચે ઊભો છે તેની સન્મુખ થોડે છેટે શરદના નિર્મળાં નીરે ભરપૂર એવી વિશાલપટ સરસ્વતી ઉત્તરથી દક્ષિણે સગાંભીર્ય વહી જાય છે તેને પાર કરીને, આ તરફ વસતા ભરતો હમણા જ સામે કાંઠે ઊતર્યા છે તેમની જોડે ટક્કર ઝીલવા પશ્ચિમ તરફથી આવેલ બળવાન દસ્યુઓ પણ શસ્ત્રસજ્જ અને એકચિત્ત એવા, દૂર ઊભેલા દેખાય છે.

રણક્ષેત્રની પાછળના શિબિરમાંથી યજ્ઞધૂમ આકાશે વહતા હોય છે. ત્યાં મંત્રોના ઉદ્ઘોષ કરતા ઋષિવરો પોતપોતાના પક્ષના વિજયને કાજે ઇષ્ટ દેવને આરાધે છે.

ઉભય પક્ષના યોધરાજો પડછંદ ને વીર્યસમૃદ્ધ છે, એમનો વર્ણ ગૌર, વાળ સોનેરી અને આંખો ભૂરાશપડતી છે હરેક યોદ્ધો કવચટોપ અને સંપૂર્ણ શસ્ત્રાસ્ત્રનો ધારનાર છે

પ્રત્યેક સેનાની વ્યૂહરચના અમુક અંશે અસવાર, અમુક અંશે

શાખાવાર થઈ છે તેમા હયદળ અને પાયદળ છે, સેનાપતિઓ ને સામંતો માટે રથો પણ છે. રથીઓ સારથિને ડાબે પડખે ધનુષ્યનો ટંકાર કરતા ઉત્ફુલ્લ નયને યુદ્ધતત્પર ઊભા છે.

એકેએક તૃત્સુ અને ભરત યોદ્ધો સોમરસના પાન વડે ચકચૂર બન્યો છે ને યુદ્ધના અધિષ્ઠાતા ઇન્દ્રદેવનું આવાહન કરનારાં સૂક્તો ઉચ્ચારતો રણક્ષેત્રે સંચર્યો છે. યુદ્ધારંભને વિલંબ થાય તેમ તેમ મંત્રોચ્ચારમાં વધારે વેગ અને ઉગ્રતા અને અધીરતા પુરાય છે.

અંતે રણવાદ્યો ફુંકાયા, ભેરી અને શંખના નાદ થયા ... ... પણછો ખેંચાઈ ને બાણો ફેંકાયા; તલ્વારો વીંઝાઈ-ભાલાં ઊછળ્યાં- પરશુઓ ઉગામાઈ-ગદાપ્રહારો પણ ગર્જનાપૂર્વક ચોપાસ થવા લાગ્યા...

૩

ધર્મવિષયમા ઋગ્વેદકાલીન આર્યપ્રજા આજની પ્રજા કરતાં કેટલીક બાબતોમા જુદી પડી આવે તેવી હતી—જો કે, આજના હિંદુ ધર્મના તથા તેના પંથોના તત્ત્વોમાંના કેટલાકનું મૂળ, શોધનારને એ વેદમાં જડે ખરું. પરંતુ એટલું તો લગભગ ચોક્કસ લાગે છે કે એ સમયે દેવોના મંદિર નહોતા ને મૂર્તિપૂજા પણ નહોતી;[૧૭] દેવવાર સંપ્રદાયો હોવા સંભવ છે,[૧૮] પણ સંપ્રદાયોના આંતરકલહનાં તો ચિહ્ન પણ નથી, અને એ સમયમા પુરોહિતની સત્તા વિશે વિચાર કરીએ તો લાગે છે કે વર્ણભેદ જેટલો હતો તેટલાએ પણ તીક્ષ્ણ સ્વરૂપ ધાર્યું નહોતુ[૧૯] તેથી ખરું બ્રાહ્મણત્વ ઠેર ઠેર વિલસતુ, પણ મધ્યકાલીન તથા અર્વાચીન હિંદમા કેટલીક વાર જોઈએ છીએ તેવી બ્રાહ્મણનામીઓની બ્રાહ્મણશાહી તો જ્જમાત્ર પણ નહોતી.

ત્યારે હતું શું ? અસ્તિપક્ષે એ ધર્મ કેવો હતો ? તે સ્વયમેવ સંપૂર્ણ રૂપે પ્રગટેલો કે સ્વાભાવિક ક્રમિક વિકાસ જેવું કંઈ તેમા હતું?

પાષાણયુગના અન્ત્ય ને ઉપાન્ત્ય ભાગો દરમિયાન સપ્તસિંધમાં

જીવવાદ ( 'ઍનિમિઝમ' ) પ્રવર્તતો એમ કહી શકાય[૨૦] અર્ધસંસ્કારી શિકારી દશાનો એ વારસો. એ વેળા કુદરતની ઊજળી અને મેલી[૨૧] શક્તિઓ વચ્ચેનો ભેદ માનવી પહેલવહેલો શીખ્યો, અને પહેલીને ચહાતા તથા બીજીથી ચેનતો રહેતા,–તેને ધિક્કારતા શીખ્યો. આ મનોદશામાંથી, ઋગ્વેદના પ્રતનયુગ તથા મધ્યમયુગમાં તેણે વિશ્વપૂજનવાદ ('નેચરેલિઝમ') અને પછી બહુદેવવાદ ('પૉલીથીઝમ') ખીલવ્યો હોવાનું અનુમાન કરી શકાય છે બે વાદમાં વસ્તુતાએ ઝાઝો ફેર નથી, બને આગળપાછળ થયા હોવાને બદલે સમકાલીન પણ હોય. આ વર્ગેનુ મુખ્ય લક્ષણ એ હતું કે, પેલી ઊજળી શક્તિઓ—આકાશ અને વહ્નિ, ઉષા અને સૂર્ય અને વાયુ—હવે લાંબા અનુભવને અંતે મનુષ્યોના સ્થૂલ જીવનને પણ લાભદાયક અને સુખકારક માલૂમ પડવાથી, એમને એકબીજીથી જુદી, નિરનિરાળે સ્વરૂપે અને નામે ઓળખવા જેટલો મનુષ્યનો બુદ્ધિવિકાસ હવે થએલો હોવાથી, તેના મનમાં કુદરતી રીતે જ એ ગૂઢ પ્રભાવભરી, સુખ અને લાભ આપનારી શક્તિઓ ભણી વિસ્મયની, વિસ્મયમાંથી માનની, માનમાંથી પૂજ્યતાની, અને પૂજ્યતામાંથી આત્મસમર્પણની વૃત્તિ યુગયુગાન્તરોના ગાળામાં કેળવાતી થઈ. આ છેલ્લી સમર્પણની ચિત્તવૃત્તિ સપ્તસિંધુના સર્વ આર્યોમાં નહોતી, અમુકઅમુક આર્યો જેમની રસિકતા સમૃદ્ધ હતી તેમ જ કલ્પના પ્રગલ્ભ અને પ્રોજ્જ્વલ હતી, તેમને જ એ વૃત્તિની કુદરતે બક્ષીસ કરેલી તેમણે એવી વિશુદ્ધ રસસમાધિની પળોમાં એ અદ્ભુત શક્તિઓના જે જે સ્વરૂપ પોતપોતના આત્મામાં અનુભવ્યાં –'દીઠાં'—તે સ્વરૂપનો મહિમા ગાનાર મંત્રો તેમણે અંતરની ઊછળતી અણરોકાતી ઊર્મિઓને પ્રસન્નપણે વશ થઈને રચ્યા આ સ્વરૂપગાનો મંત્રદર્શન કહેવાયાં અને તેના ગાનાર તે મંત્રદ્રષ્ટાઓ કે ઋષિઓ કહેવાયા

ઊંચા કવિત્વથી સુહાતા એ મંત્રોમાં ( જે મંત્રોની બનેલી હજાર

કરતાએ વધુ સૂક્તોવાળી ઋગ્વેદસંહિતા, એ તે સમયનું (પ્રાગિસુકાળ ૨૩૦૭રથી પ્રા ૨૫૦૦નું) એમનું-એક વિદ્યમાન વાઙ્મય છે, તે મંત્રોમાં) આદ્ય ઋષિઓએ આકાશના દેવ વરુણનો, વન્હિના દેવ અગ્નિનો, મેઘના શૂરવીર દેવ ઇન્દ્રનો, એમ જુદા જુદા દેવોનો મહિમા ગાયો છે,[૨૨] અને એ સર્વ દેવોને યજ્ઞકુંડમાના સહસ્રશિખ અગ્નિ દ્વારા માદક સોમરસના નૈવેદ્ય સહિત અપાયલી ધૃતાહુતિઓ પહોંચે છે તથા તેઓ એનાથી સંતૃપ્ત થઇ યજ્ઞ કરનારને ધનધાન્યપુત્રાદિનો ઇચ્છાવર આપે છે એમ માન્યું છે.

૮ એ માન્યતાની સારાસારતા તપાસવાનું આ સ્થળ નથી, પરંતુ એટલું તો સૌ કોઇ સ્વીકારશે કે એ નિદ્દાનાન પ્રકૃતિપૂજા પ્રજાના એ સમયના મનોવિકાસને વાતાવરણને તથા જરુરતોને સર્વથા અનુરૂપ હતી

પછી ચોથી ભૂમિકા આવી, તે સર્વાત્મવાદની ('પાન્થીઝમની') પહેલાં જ્યાં સજીવતાનું આરોપણ અમુક છૂટક શક્તિઓમાં થતું, ત્યાં હવે (નૂતનયુગમાં-દશમા મંડળના રચનાકાળમાં) તેનું આરોપણ સમસ્ત વિશ્વમાં વ્યાપેલી વિરાટ પુરુષની મહાશક્તિમાં થયું આ સર્વાત્મવાદને આપણે પુરુષસૂક્તમાની (ઋ ૧૦ ૯૦) સહસ્રશીર્ષ, સહસ્રનેત્ર, સહસ્રપાદવાળા વિરાટની ભવ્ય કલ્પનામાં મૂર્ત થએલો જોઇએ છીએ પરંતુ આ વાદનો, (તેમ જ, હિરણ્યગર્ભ-પ્રજાપતિને ઉદ્દેશીને રચાયલા સૂક્ત (ઋ ૧૦ ૧૨૧)-માના એક પ્રકારના એકેશ્વરવાદનો પણ) ઉદ્ભવ થયા પછી યે સપ્તસિંધુના આમ વર્ગમાં તો (ને સારે જેવે અંશે બિન-આર્યોમાં પણ) અસલ બહુદેવવાદ જ પ્રચલિત રહ્યો હશે એમ માનવાને કારણ છે એ ન રહ્યો હોત તો, ઋગ્વેદ પછીના સમયમાં પણ બહુદેવલક્ષિત યજ્ઞયાગાદિને લગતી જે વિશેષ અને સંકુલ સૂચનાઓ યજુર્વેદમાં તથા બ્રાહ્મણગ્રંથોમાં અપાઇ, તેને માટે અવકાશ રહત નહિ, અને ખરું પૂછો તો, ઉપલા એ સૂક્તોમાં પણ અનેક દેવોનો ઇનકાર નથી એટલો તેમનો અમુક રીતનો ગર્ભિત સ્વીકાર

છે એમ લાગે છે. મતલબ, ઋગ્વેદકાળમા એક જ ઇશ્વરની ભાવના અમુક ગણતર આર્યોના આત્મામા ઊગી ખરી, પણ ઘટતા પ્રમાણમા વિકસી નહિ, તેનો પૂર્ણ વિકાસ ઉપનિષદકાળ (પ્રા. ૧૫૦૦ આસપાસ) લગી નિર્માયો નહોતો, એમ કહેવુ અયોગ્ય નથી.

પાછળના સમયની બીજી કેટલીક ધર્મભાવનાઓ પણ એ જ રીતે ઋગ્વેદમા બીજરૂપે, અને તેને લગતા શબ્દો ઘણું કરીને જુદા અર્થમા વપરાયલા, જોવામા આવે છે 'બ્રહ્મ'નો અર્થ એ વેળા 'પ્રાર્થના' એટલો જ હતો, 'માયા' એટલે અસત્ય કે મિથ્યા ભાસ નહિ, પણ 'ભેદી શક્તિ' એમ સમજાતુ, 'પુનઃ પુનર્‌-જાયમાના' શબ્દો વપરાયા છે, તે મનુષ્યના પુનર્જન્મ માટે નહિ પણ પ્રતિદિન થતા ઉષાના પુનર્જન્મને માટે, અને 'કર્મ'ને જન્માનુજન્મ મનુષ્યને વળગી રહેતા પાપપુણ્યના વિપાકના અર્થમા નહિ, પણ ચાલુ જન્મમાના જ ધર્મકાડના, કર્મકાડના, અર્થમા ઋગ્વેદી આર્યો યોજતા વળી, તેઓમાના કેટલાક માનતા કે વરુણદેવની ઇચ્છારૂપ ઋતમા એટલે કે સત્યમા એટલે કે વિશ્વક્રમને યથાર્થ રીતે નિયમમા રાખનાર શક્તિમા નીતિ એટલે કે પાપની ક્ષમા અને પુણ્યના પારિતોષિકની ભાવના રહેલી છે.[૨૩]

૪

આજના કોઇ પણ સુખી ને સસ્કારી ગામડામા હોઇ શકે તેવુ સામાજિક જીવન ઋગ્વેદસમયના મનુષ્યો જીવતા

એમનો નિવાસ સુઘડાઇથી છૂટાછૂટા બાધેલા ઘરોમા હતો હરેક ઘરના આગણા તરીકે કેટલીક છૂટી જમીન હતી પાછળ ગૌશાળા હતી, અને ઈંટચૂનાની પાકી બાધણીના[૨૪], રીતસરના થાભનાછાપરા વગેરે મહિતના એવા એકેએક ઘરમા યજ્ઞશાળા પણ હતી પ્રતયુગમા અતિશય ઠડી હતી ત્યારે, તેનાથી રક્ષાવા આ ઘરોના અમુક ભાગો, ભડકની જેમ, પૃથ્વીના પેટાળમા પણ બાધવામા આવતા

લોકોનુ જીવન બહુ અંશે પશુપાલ તથા કૃષિકારનું હતું. તેવા જીવનનું કાર્ય યથાયોગ્ય થવા માટે, તેનો દરેક વિભાગ બરાબર સંભાળાય એટલા સારુ, એકેએક ઘરધણીને પોતાની પાસે ઘણાં માણસોની જરૂર પડતી. તેવાં માણસો અંગનાં હોય તેમ વધુ સારું એ પણ ત્યારના સંસારશાસ્ત્રીઓ સારી રીતે સમજતા. આ કારણથી તેમણે સંયુક્ત કુટુંબની સંસ્થા સરજી. એ કુટુંબના મુખ્યના હાથમા અમર્યાદિત સત્તા પણ એ વખતના દેશકાલાનુસાર અપાઈ હતી

લગ્નપ્રથા તત્ત્વતઃ હાલના જેવી હતી એમ કહી શકાય. વર્ણભેદ નજેવો હતો ત્યા લગી આતરવર્ણ લગ્નો પણ પુષ્કળ થતા હોવાં જોઇએ. મનુ ( પ્રા ૨૮૦૦ ) છેક નૂતન યુગને અંતે પણ એવા લગ્નની રજા અમુક સજોગોમા આપે છે, એ હકીકત સૂચવે છે કે આગલા એ યુગોમાં તો વર્ણવર્ણ વચ્ચેના લગ્ન ( જેટલે અંશે વર્ણો હતા એમ કહી શકાય તેટલે અંશે ) બહુ પ્રમાણમા પ્રચલિત હશે.

સ્ત્રીની પદવી તેનું ગૌરવ સચવાય તેવી હતી,-જો કે રાજાને અનેક પત્નીઓની છૂટ હશે એમ લાગે છે.[૨૫] સતીનો ચાલ પણ શરૂ થએલ -જો કે બળજબરીથી 'સતી' બાળવી પડે તેવું એ સમયનુ પ્રજાજીવન હતું નહિ.[૨૬]

લોકોનો ખોરાક મોટે ભાગે નિરામિષ હતો.[૨૭] તેઓ ઘઉં, જવ, કઠોળ, તલ, બાજરો, ચોખા, દૂધની જુદી જુદી બનાવટો, કંદમૂળ અને ફળ ખાતા. પોશાકમા હજી પાષાણયુગની જેમ, ચામડું-મૃગચર્મ જેવું, ને પાછળથી દક્ષિણનો સંસર્ગ થયા બાદ વ્યાઘ્રચર્મ વપરાતું. પણ હાથકંતામણ અને હાથવણાટ[૨૮] શોધાઈ ચૂકયાં હોવાથી, શણ સૂતર અને ઊનનાં કપડાં પણ કાંતીવણીને બનાવાતાં. વલ્કલનો ઉપયોગ વિશેષે કરી વનવાસી તપસ્વીઓ વધારે કરતા હશે એમ માની શકાએ.

આટલો સંસ્કૃતિવિકાસ જે પ્રજામા હોય તેને સ્થાનિક નેમ જ

વૈદેશિક વેપારરોજગાર તથા કારીગરી વિના ન ચાલ્યું હોય એ દેખીતું છે. પણિઓ તથા બીજા વેપારીઓએ પહેલાં રાજસમુદ્ર દ્વારા અને પછી હિંદી મહાસાગર દ્વારા, આર્યાવર્તની[૨૯] સર્વ મુખ્ય પેદાશો અને કેટલેક અંશે સંસ્કૃતિ પણ દક્ષિણ હિંદ, બેબીલોન, એસીરિયા અને મીસરમાં પહોંચાડી હતી. તેને અંગે સમુદ્રયાન પણ તેમણે કરવું પડતું.[૩૦] એ જ રીતે તેમણે વહાણવટાનો ઉદ્યોગ પણ ખીલવેલો. ગૃહના તથા રાષ્ટ્રના બીજા ઉદ્યોગો અને કારીગરીઓમાં હાથવણાટ, સોનારૂપાકામ તથા સુતારલુહાર અને કુંભારનાં કામો વગેરે ચાલુ થઈ ચૂક્યાં હતાં. ખનિજોમાં સોનારૂપા ઉપરાંત લોઢું, ઘણુ કરીને તાંબું, કદાચ સીસું, અને માણેક વગેરે રત્નો પણ જણાયલા. દેશમાં મુખ્ય ચલણ, ઋગ્વેદનું પાંચમું મંડલ સાક્ષી પૂરે છે તેમ, સોનાનું હતું.

રાજ્યવહીવટનો પ્રબંધ પણ રૂડી રીતે થતો. પૂરતી વ્યવસ્થા સચવાતી અને નિયમસર મહેસૂલ ઉઘરાવાતી.

યુદ્ધને સમયે રથોનો ઉપયોગ જેમ લડવામાં થતો, તેમ શાંતિને સમયે તેની સરતો દોડાવીને આનંદ લેવાતો. બીજી રમતોમાં જુગાર[૩૧] એ વૈદિક આર્યની માનીતી રમત હતી. પડઘમ, વાંસળી અને વીણા સહિતના સંગીતની અને નૃત્યની કલાઓ પણ જ્ઞાનપૂર્વક અને ઉત્સાહપૂર્વક કેળવાતી.[૩૨] વળી પ્રજાકીય ઉત્સવો થતા–ધાર્મિક તેમ જ, લણણીવેળાના ઉત્સવ જેવા, સામાજિક.[૩૩] આ સર્વ ઉત્સવો વખતે પણ યજ્ઞ બલિદાન અને સોમપાન ખરાં, દેવોનાં મંત્ર વડે આવાહન અને તેમને સુખવૈભવ તથા સંતતિ માટેની પ્રાર્થનાઓ ખરી; નૃત્ય ખરાં, મિષ્ટાન્ન અને માંસયુક્ત મધુપર્ક સહિતની મીઠી મહેમાનગીરીઓ પણ ખરી.

પશુઓમાં ગાય અને બળદ; રથસ્વારી તથા હળ માટે ઘોડા; ભાર વહેવાને ગધેડા ને ખચ્ચર; બકરાં અને ઘેટાં; ભેંસ, કૂતરાં, હાથી, હરણ,

કસ્તુરીમૃગ, સિંહ, રીંછ, સસલા, નોળિયા, વાંદરા, વરૂ, સાપ, દેડકા, અને શિયાળ એટલા હતા મોર અને બાજ, હંસ અને કપિંજલ, ઘુવડ પોપટ અને ગીધ, આ ઋગ્વેદકાળની પક્ષીસૃષ્ટિ, અને વડ, શમી, પળાશ, શાલ્મલી, ખદીર, શિશમ્પ, શેરડી અને કુશઘાસ, આ તથા આથી ય વિશાળ એ કાળની વનસ્પતિસૃષ્ટિ હતી.

આ પ્રકારની એ સપ્તસિંધુ દેશની પ્રજા હતી તે એકંદરે સ્વયપૂર્ણ હતી, અને તેનું જીવન, આજથી વીસપચીસ હજાર વર્ષ પરના એ સમયમા પણ સંસ્કાર અને સંસ્કૃતિની ભાવનામા એટલું પ્રાણવાન સુવિકસિત અને પ્રગતિમાન હતું કે આજની સૌથી 'સુધરેલી' પ્રજાઓને પણ એ ભાવનાના વિષયમાં કેટલાક ખરેખર અનુપમ પાઠો પઢાવી શકે

## ટિપ્પણો (પ્ર ૧)

૧

૧ આજથી પચીસ હજાર વર્ષ આમા ૨૫૦૦૦–૧૯૨૮ (ઈ સ ના)= ૨૩૦૭૨ (ઈ. સ પૂર્વે) એ ૨૩૦૭૨ વર્ષ, તે ઋગ્વેદનો સમય (આ ગણતરી મુખ્યત્વે ડૉ દાસને અનુસરીને કરી છે) આના ત્રણ ભાગ એ વેદને આધારે જ (જુઓ ઋ ૩ ૩૨, (૧૩) અને ૬ ૨૧, (૫) ત્યા ત્રણ ભાગના નામો જ છે વર્ષસંખ્યા નહિ) પાડીશુ (૧) પૂર્વ અથવા પ્રત્ન યુગ, પ્રાગિમુકાળ (ઈ. સ. પૂર્વે) ૨૩૦૭૨થી પ્રા ૧૮૦૭૨ સુધીનો; (૨) મધ્યમયુગ, પ્રા ૧૮૦૭૨થી પ્રા ૧૦,૦૦૦ સુધીનો, અને નૂતનયુગ, પ્રા. ૧૦,૦૦૦ થી પ્રા ૨,૫૦૦ સુધીનો (જો કે યુરોપી વિદ્વાનો તો, આની પછી પણ હજાર વર્ષે, પ્રા ૧૫૦૦ આસપાસ, ઋગ્વેદ રચાયો એવો મત સામાન્ય રીતે ધરાવે છે) આ ત્રણ યુગો દરમિયાન જુદે જુદે કાળે વિદ્યમાન ઋગ્વેદસંહિતા તથા તેની સર્વ લુપ્ત થએલ સંહિતાઓ રચાઈ હતી

પ્રત્નયુગની અધવચ કે ત્રીજા (પ્રા ૨૦,૦૦૦ને સુમારે) ચરણમા ગંગાપ્રદેશનો સમુદ્ર નષ્ટ થયો હોવો જોઈએ, અને એ યુગના આખરી સૈકાઓ મા (પ્રા. ૧૭,૫૦૦ને સુમારે) સૂત્રથી કેટલોક રાજપૂતાનાસમુદ્ર શોષાઈ ગયો

હોવો જોઇએ ને બાકીનો હાલના હિન્દી મહાસાગરમા ઠલવાયો હોવો જોઈએ આ બને બનાવો વખતે થયતા પ્રકૃતિક્ષોભના સ સ્મરણોના પડઘા ઋગ્વેદ-ના ઈન્દ્રપરાક્રમો વર્ણવતા પહેલા બે મ ડળોમાથી ઊઠે છે એ મ ડલકારે એ ક્ષોભ વિશે જે જે કૈ જેયુ સાભળ્યુ હશે તેને પરિણામે તેણે ધરતીને ધણણતી જ્વાળામુખીને ફાટતા અને શિખરોને તૂટતા વર્ણવ્યા હોવા સભવ છે આ ઉત્પાતોને પરિણામે રાજ-સમુદ્રના પાણી સપ્તસિ ધુ પર ફરી વળ્યા હોય ને એ મહારેલ તે જ પુરાણોક્ત પ્રલય એવુ પણ એક અનુમાન છે પ્રલય પહેલાના સો વર્ષમા મોટી આગો લાગી ને જગતમા ઘોર અધારુ થયુ એમ પુરાણાદિ કહે છે, એ વાત ઉપલી ઉત્પાત-ઘટનાઓ ,સાથે પણ બધ બેસી જાય છે

ઋગ્વેદસૂક્તો આમ હજારો વર્ષ અગાઉ રચાયલા, ત્યારે એની ભાષા તે કોઇ પ્રકારની પ્રાગ્વૈદિક ભાષા હોવી જોઈએ. ( આ ભાષાને આપણે 'મહાસ સ્કૃતની માતામહી ' તરીકે ઓળખી શકીએ એ અત્યપાષાણયુગી સપ્તસિ ધવી ભાષાની અને મહાસ સ્કૃત અર્થાત્ વૈદિક ભાષાની વચ્ચેના અ કોડારૂપ ભાષા હતી એમ માની શકાય ). એ પ્રાગ્વૈદિક ભાષા વખત વીતતા અ ણુસમજાતી થઇ એટલે તેમાથી વિકસીને, વૈદિક સ સ્કૃત નૂતન યુગમા ( પ્રા ૧૦,૦૦૦-૨,૫૦૦ ) ઘડાવા લાગી એમ કલ્પવુ ખોટુ નથી, ( જુઓ 'ઋગ્વેદિક ઇ ડિયા ' પૃ ૪૮ )

૨ આ સિવાય, બલુચીસ્તાનનો થોડો ( ત્યારની કુભા, અત્યારની કાબુલ નદી સુધીનો ) ને કેટલોક ભાગ અફઘાનીસ્તાનનો પણ ઘણુ કરીને ખરો.

૩ આ સાત નામો સ બ ધી પૂરતુ ઐકમત્ય નથી અહી જે સાત સ્વીકાર્યા છે તેનો મુખ્ય આધાર 'ઋગ્વેદિક ઈ ડિયા' (પૃ ૩૩-૩૪) પર છે.

મહાન અને મહિમાવતી સરસ્વતીનુ નામ બદલાયુ છે તેમ આજે તેનો પ્રવાહ પણ ક્ષીણતમ-એ સમયને મુકાબને-થયો છે બાકીની નદીઓમા, સિંધુ સિવાયની સઘના નામ નવા થયા છે અને પ્રવાહના સ્થળમા ફેર પડ્યો છે, પણ એક દર વિસ્તારમા ખાસ ફેર નથી

૪ આ વરુણ એટલે પુરાણોમાના જળના દેવ નહિ, પણ દ્યૌ-દેવ, અ તરીક્ષના દેવ; આ બીજો અર્થ જ ઋગ્વેદને અભિમત છે આકાશમાથી

પુષ્કળ વૃષ્ટિ થતા, સિંધુપ્રવાહને જે સરળતા થાય તેને લીધે, એને " સાક્ષાત વરુણદેવે માર્ગ કરી આપ્યો " એમ ખુશીથી કહી શકાય.

૫ દસમા મંડળના પંચોતેરમા સૂક્તનો આ સાર છે

૬ જુઓ અનુક્રમે સૂક્ત ૩, ૬૧ અને ૬૫

૭ જુઓ ઋ ૧: ૫૬, (૨)

૮. રાજ-સમુદ્ર=રાજપૂતાનાને ઠેકાણે હતો તે સમુદ્ર, ગંગા-સમુદ્ર= ગંગાપ્રદેશમા, બિહાર બંગાળને ઠેકાણે હતો તે સમુદ્ર રાજસમુદ્ર હતો ત્યા લગીસાતે નદીઓ તેને જ મળતી પછી, તેને સ્થાને રણ થયુ તેમા સરસ્વતી મળી, ને સિંધુમા ભળીને સિંધમા થઈને આફ્રીની પાચ અરબીસમુદ્રમા મળવા લાગી.

૯ આ પાચ જાતો જુદા જુદા રાજાઓ હેઠળ જુદા જુદા રાજ્યોમા વસતી, પણ ધર્મભાવનાએ ને વિહારદશાએ એકરૂપ જેવી હતી એમના સામાજિક રિવાજ ને ભાષા પણ એક-પાચે જાત સોમયાગી ને ઇન્દ્રયાજક, તેથી જે આર્યો તેવા યાગી અને યાજક નહોતા, તે આર્યો એમના દુશ્મન (=દાસ, દસ્યુ)-' ઋ ઈંડિયા ' પૃ ૧૧૮

૨

૧૦ પાચ જાતિઓ કઇ હતી, એ વિશે વિદ્વાનોમા મતભેદ છે. ભરતાદિક આ નામ ડૉ દાસને અનુસરી સ્વીકાર્યાં છે એમણે તુર્વસુ બીજુ નામ યદુ, તથા બીજી નાની જાતિઓના નામ પુરુ તથા ચેદી, એ રીતે આપ્યા છે ' ઋ ઇંડિયા ' પૃ ૬૫) પ્રૉ ગ્રિસ્વોલ્ડ ઋ ૧ ૧૦૮ (૮) ને આધારે પાચ નામ આ રીતે ગણાવે છે યદુ, તુર્વસુ, દ્રહ્યુ, અનુ પુરુ, એટલે પ્રખ્યાત યયાતિ રાજાના પાચ પુત્રોમાથી જ તેઓ ' પંચજના ' નો સંભવ ગણે છે ( ઋ ૬ ૬૧, (૧૨) પણ જોવુ.)

૧૧. સપ તૂટ્યો, તે પાછળથી, દાશરાજ્ઞવિગ્રહ વખતે જ્યારે (તૃત્સુ ભરત કરતા.વિરુદ્ધ અનુ-દ્રહ્યુ-તુર્વસુ જાતિઓ ગોઠવાયલી ) એમ માની-શકાય ગુરુ પણ, પહેલા તો, ભરતતૃત્સુના વસિષ્ઠ જ હતા

૧૨. દસ્યુ એટલે હિંદની કોઈ અસલ વતની કોમ, અથવા તો દ્રવિડો, એ મત હવે અસ્વીકાર્ય થતો જાય છે આ પુસ્તકમા સ્વીકારેલ મત-જેને માટે ડૉ દાસ, રા પાવગી, રા કાશીનાથ શાસ્ત્રી ટેલે અને ખુદ ઋ વેદનો

આધાર છે, કેમ કે તેમા આર્યો હિદ બહારથી આવ્યાનુ લખ્યુ નથી. તેનુ સૂચન પણ નથી સરખાવો "આર્યો હિદ બહારથી હિદમા આવ્યાનો એક રેખામાત્ર ઉલ્લેખે પણ [ ઋગ્ ] વેદમા ઉપલબ્ધ થતો નથી " ( આ બા ધ્રુવ 'પૌરાણિક ઇતિહાસ' 'બુદ્ધિપ્રકાશ' જુલાઇ ૧૯૨૪, પૃ ૧૧, પૂર્તિનુ ) આ પ્રમાણે, હિદમા અસલ વતની કોમ આર્ય સિવાયની બીજી હતી નહિ ને ઉત્તર હિદ તથા દક્ષિણ હિદ વચ્ચે ઋગ્વેદના આદ્ય સૂક્તોને સમયે સમુદ્રો હતા એમ ભૂસ્તરવિદ્યાના તથા ઋગ્વેદમાના પ્રમાણો મળે છે. (જુઓ 'ઋ વેદિક ઇંડિયા,-ખાસ કરી પ્ર ૧-૪), તેથી ઋગ્વેદના આરભ સમયમા દ્રવિડો સપ્તસિંધુમા આવે કયાથી, ને દસ્યુઓ તરીકે ઓળખાય કયાથી ? દસ્યુની ઉત્પત્તિ વિશે કો. દાસનો અભિપ્રાય એવો છે કે, તેઓ હતા તો આર્યો જ: કા તો સસ્કારવિકાસમા પછાત પડી ગએલા ને તેથી પ્રગતિમાન સંસ્કારી આર્યોનો તિરસ્કાર પામેલા આર્યો, અથવા તો, અમુક સમય લગી સઘળા આર્યોની સસ્કારકક્ષા એકસરખી જ હોય, સૌએ એકત્ર રહી વેદધર્મ રચ્યો, ખીલવ્યો ને પાળ્યો હોય, અને એ સમયબિંદુએ પહોચ્યા પછી, જે આર્યોએ કોઇ પણ કરણે વેદધર્મ સામે બડ કર્યું હોય, તે આર્યો દસ્યુ લેખે ધિક્કારાતા થયા હોય આર્યોના મૂળ વતન સબધી જે જુદા જુદા મત છે તેનુ સૌથી ટૂકુ ને સ્પષ્ટ તારણ આ લખનારે ગુજરાતીમા એક જ સ્થળે, તે રા. માનશકર પીતાબરદાસ મહેતાને હાથે થએલુ, જોયુ છે ( જુઓ ઑગસ્ટ ૧૯૨૦ના 'ચેતન મા-૫ ૧૦૪-એમની લેખ માળા: 'વૈદિક કાળનુ ભારતીય યુદ્ધ અથવા દાશરાજ્ઞ વિગ્રહ.').

૧૩. આની પહેલા માતૃજ્ઞેદ્ર કુટુબસસ્થા પ્રવર્તી હોવાનું કેટલાક ( જેમ કે, ગ્રિસૉલ્ડ ) માને છે, કોઇ તો, છેક બ્રાહ્મણસમય ( પ્રા. ૧૫૦૦ આસપાસ ) લગી એ ચાલુ હોવાનુ પણ કહે છે

૧૪. જાતિજાતિ વચ્ચે અસવર્ણ કે અસજાતીય લગ્નપ્રથા પણ હશે, તથા એમને એકત્ર રાખનાર જન્મનું, ભાષાનુ ને રીતરિવાજનુ બધન હતુ એમ ગ્રિસૉલ્ડ કહે છે.

૧૫ એવા વિગ્રહનો સ્પષ્ટ ઉલ્લેખ ઋમા નથી, પણ પુરાણોમા-જે

વેદકાલીન ચિત્ર આપે છે તેમાં-મળે છે એ હકીકતને આધારે જ ખડક-છેડેનું કાલ્પનિક યુદ્ધ-ચિત્ર દોર્યું છે

૧૬ જર એટલે એ વેળા મુખ્યત્વે પશુધન, ગાયના ધણ

૩

૧૭ મૂર્તિપૂજા નહોતી એવી વિદ્વાનોની બહુમતી છે, પણ એ હતી જ, એવું પ્રતિપાદન કરવાનો એક નોંધવાજોગ પ્રયત્ન રા બી સી ભટ્ટાચાર્યે 'ઇંડિયન ઇમેજીસ'(૧૯૨૧)માં કર્યો છે, તે જિજ્ઞાસુએ જોવો.

૧૮ આ મત રા માનશંકર પીતાંબરદાસ મહેતાનો છે અને એમની જોડેની વાતચીતમાંથી લેખક જાણ્યો છે એ મતાનુસાર પહેલો અગ્નિસંપ્રદાય પછી ઇન્દ્ર-વરુણ મિત્રવરુણ અશ્વિનો આદિનો સંપ્રદાય એવો ક્રમ હોવાનું સ્વીકાર્ય છે વેદકાલમાં એક સમયબિંદુએ 'હેનૉથીઝમ' (અમુક દેવ અમુક સમયે કે અમુક કુળમાં સર્વશ્રેષ્ઠ દેવ ગણાતો, એ વાદ) પ્રવર્તતું (જુઓ ગ્રિસ્વૉલ્ડ, પૃ ૧૦૮), તે આવા સંપ્રદાયીકરણનું પરિણામ હોવું એ એમ આ લેખક ધારે છે

૧૯ આ કથનના સમર્થનમાં, તેમ જ આ પ્રકરણના-ને વિશેષે કરી તેના આ ત્રીજા ખંડકના-વિષયને અંગે, સ્વ મણિશંકર ર ભટ્ટકૃત 'શિક્ષણનો ઇતિહાસ'માંની નીચેની કંડિકા (જેને માટે મુખ્ય આધાર એમણે રમેશચંદ્ર દત્તના 'હિસ્ટરી ઑફ સિવિલિઝેશન ઇન એન્શ્યંટ ઇંડિઆ'નો લીધો છે) ધ્યાનપૂર્વક વાચવા જેવી છે

જાતિભેદ બિલકુલ ન હતો બધા આર્યો દેવોની સ્તુતિ કરી શકતા, અને બધાને હવિ અર્પવાનો અધિકાર હતો પ્રકૃતિનાં ભવ્ય અને ગંભીર સ્વરૂપોના દર્શનથી ઉત્તમ કલ્પનાશક્તિવાળા અને વિશુદ્ધ હૃદયના ઋષિઓમાં કવિત્વની પ્રેરણા થઇ આવતી, અને તેઓ સરલ અને આકર્ષક વાણીમાં મંત્રો રચતા. એ દૂરના સમયમાં પણ સ્ત્રીઓ જ્ઞાનની અનધિકારી હતી એવું માલૂમ પડતું નથી જે પવિત્ર આર્યા મંત્રો રચતી, યજ્ઞો કરતી, અને વિવાહિત દંપતીનો યોગ્ય સંબંધ રહે તેટલા માટે અગ્નિદેવની પ્રાર્થના કરતી, તે વિશ્વવારાનું હજી સુધી

હિંદુઓને વિસ્મરણ થયું નથી, અને ઋગ્વેદના ઋષિઓની સાથે બીજી ઘણી આર્યાઓનાં નામ એટલાં જ પ્રસિદ્ધ છે. જે ઋષિઓએ પ્રથમ મંત્રો રચેલા, તેમના કુટુંબોમાં એ મંત્રોનો ઘોષ સેંકડો વર્ષો સુધી પ્રચલિત રહેલો. ગૃત્સમદ [ ભૃગુકુલના ], વિશ્વામિત્ર, વામદેવ, અત્રિ, ભારદ્વાજ, વસિષ્ઠ, કણ્વ અને અંગિરાએ ઋગ્વેદના પહેલા અને છેલ્લા મંડલ સિવાય બાકીના આઠ મંડલો રચેલા; અને એ કુટુંબના વૃદ્ધો બાળકમાં ગ્રહણધારણશક્તિ દેખાય ત્યારથી એ પવિત્ર મંત્રોનો અભ્યાસ શરૂ કરાવતા. (૧૮૯૫ની આવૃત્તિ, પૃ. ૧૦)

૨૦. એ વાદ પાષાણાન્તર યુગની શરૂઆતમાં પણ ચાલુ રહ્યો હોય; કેમ કે એ શરૂઆતવેળા એટલે કે પ્રતનયુગમાં જે એ નવા વાદ પ્રગટ્ય, તેનું બીજ તો એ જૂના જીવવાદમાં જ હતું એ સ્પષ્ટ છે તેથી, જીવવાદનું વિકસિત રૂપ એ પ્રતનયુગારંભનો આર્ય ધર્મ હશે એમ ધારવું ખોટું નથી

૨૧. આ મેલી શક્તિઓ તે આકાશને ઢાંકી દઈ અંધારું કરનાર વૃત્ર વગેરે જેવી કલ્પિત શક્તિઓ—'અસુરો'

૨૨. દેવોના લક્ષણાદિનું વર્ણન (તથા પિતૃપૂજાની વિગતો) આગળ આ ગ્રન્થના 'ધર્મભાવના' પ્રકરણમાં આવશે

૨૩. આ કંડિકામાંની હકીકતો ગ્રિસ્વૉલ્ડના 'રીલિજ્યન ઑફ ધ ઋગ્વેદ'ના પૃ ૩૪૦-૪૧માંથી લીધી છે

૨૪. આવા ઘરો જૂજ,ને ગારમાટીના કાચા ઘર વધારે હોવાનો સંભવ છે. પણ પાકા ઘરો બાંધવાના સાધન ને આવડત એ લોકોમાં હતા, એ બતાવવાનો જ અહીં આશય છે.

૨૫ જુઓ મજુમદાર 'હિન્દુ હિસ્ટરી'; પૃ ૧૬૨-૬૩ ઋગ્વેદી આર્યો પિતૃપૂજા પણ કરતા. (જુઓ ઋ ૧૦ ૧૫ અને ૧૬, તેમ જ, ગ્રિસ્વૉલ્ડ: પૃ. ૩૧૯ ને પછી)

૨૬ જેમાંથી વિધવાના પુનર્લગ્નની સંમતિ મળે એવી ઋચા ( ઋ. ૧૦ ૧૮, (૮). અને 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' તા ૧૮-૨-૧૯૨૮, પૃ ૧૯. ) આ વેદમાં છે એવું એક પક્ષ કહે છે, બીજો, એ જ ઋચામાં એવી સંમતિ

નથી, એ તો માત્ર સતી થવા ચિતાએ ચડેલી વિધવાને પાછી ઘેર લાવવાની વાત છે, એમ કહે છે.

૨૭. મર્યાદિત માંસાહારની છૂટ, દવાને અંગે તેમ જ યજ્ઞવેળા, કતીકોનું માંસ ખવાતું, ને કયા કયા પ્રસંગમાં, તેની વિગત માટે જુઓ 'ઋગ્વેદિક ઇંડિયા' પૃ. ૭૪–૭૬.

૨૮. નવજીવન-પ્રકાશનમંદિરે પ્રકાશિત 'ખાદી નિબંધ'ના પહેલા પ્રકરણમાં આ વિષયનો પ્રાચીન અને મધ્યકાલીન હિંદનો રસિક ઇતિહાસ છે એ જિજ્ઞાસુએ જોવો. ઋગ્વેદમાં કાંતવાવણવાના અનુલક્ષણ કયાં છે, અને કયા પ્રકારના છે, એ બધું મજકુર પુસ્તકના પૃ ૫–૭માં આપેલું છે.

૨૯. 'આર્યાવર્તની' એટલે કે આખા ઉત્તર હિંદની, માત્ર સપ્તસિંધુની નહિ. આર્યાવર્ત શબ્દવાળું આ વિધાન એવી સમજથી કર્યું છે કે રાજસમુદ્ર અદૃશ્ય થયા પછી આર્ય પ્રજા ગંગાપ્રદેશમાં પણ પ્રસરી, ત્યાં વિશેષ સંસ્કૃતિવિકાસ સાધ્યો, અને આ નવી તેમ જ સપ્તસિંધુવાળી જૂની સંસ્કૃતિને પણિ વગેરેએ ઠેરઠેર ફેલાવી.

૩૦. સમુદ્રયાન અને પરદેશગમન પરનો પ્રતિબંધ બૌદ્ધ ધર્મનું જોર વધ્યું ત્યારે, તેનાથી વૈદિક ધર્મને રક્ષવાના ખ્યાલથી, દશકાળની આસપાસ મુકાયો શરૂ થયો હોવો જોઈએ તેવો પ્રતિબંધ ઋગ્વેદમાં બિલકુલ છે નહિ. એથી ઊલટું, ઋગ્વેદી આર્યો ઠીક પ્રમાણમાં સમુદ્ર ખેડનાર હશે એમ લાગે છે. (જુઓ ઋ ૫ ૧; (૧૧૬) અને ઋ. ૪ ૫૫) અને 'ઋગ્વેદિક ઇંડિયા' પૃ ૩૧–૩૬.

૩૧. જુઓ મેકડોનલ 'ઇંડિયાઝ પાસ્ટ' પૃ. ૩૬ ૩૭

૩૨. ચિત્ર અને શિલ્પની કલાઓ ઋગ્વેદસમયમાં હોવાના ચિહ્ન મળતાં નથી. હિંદના મોંધ પાષાણયુગમાં એ કલાઓ શરૂ થઈ હોય તો પણ સળંગ વિકાસ થયો દેખાતો નથી ખરી હિંદી કલા (ચિત્ર ને શિલ્પની) બૌદ્ધકાલથી જ.

૩૩. જુઓ મજુમદારઃ 'હિન્દુ હિસ્ટરી' પૃ. ૧૬૪.-ઋગ્વેદસમયના વાઙ્મયનો ઓછડતો ઉલ્લેખ આ પ્રકરણના ત્રીજા ખંડમાં એની ચોથી કંડિકામાં છે. કેટલીક વિગતો ગ્રન્થના છેલ્લા પ્રકરણમાં આવશે.

## પ્રકરણ બીજું[૧]

### એ પ્રજાનાં સંસ્થાનો અને શાખાઓ

[આ કથાત્મક વૃત્તાતના અહીં ગ્રથરૂપમા છોડી દીધેલા સૌથી પહેલાં એ પ્રકરણમા પૃથ્વીના ઘડતરની તથા માનવજાતિની ઉત્પત્તિની કથા હતી; બીજુ, જે ગ્રંથોને કર્તાએ મુખ્ય પ્રમાણ તરીકે સ્વીકાર્યા છે તદનુસાર, આર્યજાતિનું આદિનિવાસસ્થાન સપ્તસિંધુ હતુ, એ પ્રદેશની ઉપરનીચે અતિપ્રાચીન સમયમા સમુદ્રો હતા, એ સમય આજથી એપાચ લાખ વર્ષ પહેલાનો હતો, ઋગ્વેદ પચીસ હજાર વર્ષ પહેલા રચાયો હતો, ગ્રથમા જ્યા જ્યા 'પ્રા' સજ્ઞા છે, ત્યા તે પ્રાગૈતિહાસિક એટલે કે ઇશુખ્રિસ્તની પૂર્વેના કાળ માટે સમજવી, ટીપોના જે આક પ્રકરણમા છે તેની ટીપ પાનાને છેડે નહિ પણ પ્રકરણને છેડેના પરિશિષ્ટમા આકવાર આપી છે.]

> एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
> स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः[२] ॥
>
> मनुस्मृतिः अ. २, श्लो. २०.

> આર્ય પ્રજાના નિષ્ક્રમણો('એમિગ્રેશન્સ')એ મીસર, ઈરાન, જુદીઆ, ગ્રીસ અને રોમને સંસ્કૃતિનો પ્રકાશ આપ્યો, તે હુ બતાવવા માગુ છુ.
>
> લુઇ જેકોલીઅટકૃત 'લ બિબ્લ દા લાદ.'

૧

આ દ્ય સ્મૃતિકારનો એ શ્લોક તો જરા મોડેથી રચાયો. એમણે બ્રહ્માવર્તના શ્રેષ્ઠ બ્રાહ્મણો પાસેથી સુચરિત શીખવાનો આદેશ પૃથ્વીભરના માનવીઓને દીધો એ તો આશરે પ્રા.

૨૮૦૦માં [૩], પણ સંસ્કૃતિઓની ભાગ્યવિધાત્રીએ ત્યાર પહેલાં હજારો વર્ષે એ વસ્તુને ઇતિહાસની હકીકત તરીકે જીવનમાં સિદ્ધ કરી હતી વળી, કાલના અને કર્તાના ભેદ સિવાયનો કેટલોક ભેદ પણ આ હકીકત અને પેલા આદેશ વચ્ચે હતો પ્રાગૈતિહાસિક કાળમાં તેમ જ (મનુ પહેલાના)ઋગ્વેદના સમય (શરૂ ઈ. પૂ. ૨૩,૦૭૨)માં જે જે આર્યોએ 'અગ્રજન્મા' તરીકે, જુદાજુદા જમાનામાં, પૃથ્વીને વિશે આર્યત્વની જ્યોત જગવવા માટી, તેઓ (વર્ણો એ વેળા બંધાયેલા નહિ તેથી) કેવળ બ્રાહ્મણ નહોતા, સરકારની ચઢઉતર દશામાં હતા, અને માત્ર બ્રહ્માવર્તના નહિ પણ આખા સપ્તસિંધુ પ્રદેશના નિરનિરાળા પ્રાંતના નિવાસીઓ હતા. એમના સાહસિક અને શૌર્યાંકિત નિષ્ક્રમણોની કથા જેટલી જૂની છે, વિવિધરંગી છે અને અદ્ભુતરસિક છે, તેટલી જ યુગાન્તરોના કાટ નીચે દટાયલી છે તેનો જીર્ણોદ્ધાર અશક્ય જેવો છે. આમ છતાં તેજસ્વી બુદ્ધિવાળા અને અથાક વિદ્વાનોના પરિશ્રમે પ્રકાશના જે થોડા કિરણો કાળની એ ઊંડી, અંધારી, દુર્ગમ ગુફાઓમાં આજ સુધી નાખ્યા છે તેની મદદથી, પ્રાચીનતમ યુગના અને એશિયા–આફ્રિકાના કેટલાક ભાગોમાં આર્યોની જાતિ ભાષા કે સંસ્કૃતિનો જે પ્રભાવ પડેલો, તેની ઝાંખી કરવાનો પ્રયાસ આપણે કરી શકીશું

પાંચ લાખ વર્ષ પર એટલે કે છેલ્લા પાષાણયુગ ('નીઓલિથિક એજ') દરમિયાન સપ્તસિંધુની પ્રજાનો[૪] વિકાસ ઉન્નતિમય હતો એ યુગના ઉત્તરાર્ધમાં, આજથી આશરે અઢીલાખ વર્ષ પર આર્ય દેશમાંથી આર્ય જાતિના મનુષ્યોનું સૌથી પહેલું નિષ્ક્રમણ હાલના યુરપ ભણી થયું હતું. એ દેશત્યાગનું કારણ એવું કલ્પી શકાય છે કે જાતિના અમુક વધારે મહેચ્છુ, વધારે પ્રગલ્ભ વધારે બુદ્ધિમાન અને ચપળ વર્ગોએ શિકારીદશા છોડીને ખેડુતદશાની ઉચ્ચતર સંસ્કૃતિ તે કાળે ખીલવવા માટી, પણ તે હિલચાલમાં એ ગુણો

વિનાના કેટલાક વર્ગો,[૫] તે યુગના 'પછાત વર્ગો,' સામેલ થઈ શક્યા નહોતા. આ વર્ગોને શિકારીની અને ભ્રમણશીલોની જૂની જિંદગી વધારે પ્રિય હતી. પણ એ જ કારણથી, સપ્તસિંધુમાં તેમને માટે હવે સ્થાન નહોતું. ત્યાં સ્થાન નહોતું એ જેમ હકીકત હતી, તેમ જ, બીજી કોઈક રીતે વર્ગવિકાસ અને તેને માન્ય એવો જીવન-વિકાસ સાધ્યા વિના છૂટકો નહોતો એ પણ પ્રતિદિન વધારે સ્પષ્ટ થવા માંડ્યું હતું. આથી એ પુરાતન આપરખા વર્ગોએ દેશ છોડી પરદેશ ખેડવાનો નિશ્ચય કર્યો.

પરદેશ ખેડવો એ તો નક્કી, પણ કઈ દિશામાં? અને કયે માર્ગે? વાયવ્ય ખૂણા સિવાય તો દેશને ફરતો બધી બાજુ દરિયો હતો: નીચે ગંગાસમુદ્ર અને રાજસમુદ્ર હતા; ઉપર મધ્ય એશિયાના બે ભૂમધ્ય[૬] સમુદ્રોના પાણી સપ્તસિંધુને વીંટતા વિસ્તરેલા હતા. પણ એ સર્વે જલમાર્ગો આપણા સાહસિકોને નકામા હતા, કેમ કે વહાણવટાથી તેઓ સાવ અજાણ હતા.[૭] આ સંજોગોમાં, વાયવ્યનો જમીન માર્ગ જ એમને માટે ખુલ્લો હતો. એ દિશામા તેમણે હેમન્ત ઋતુને[૮] એક મોટે મળસ્કે પ્રયાણ કર્યું.

માનવીના પૃથ્વીજીવનનો એ કદાચ સૌથી પહેલો મહાપ્રસંગ. તેનું દૃશ્ય કેવુંક હશે?

સરહદનો પહાડી મુલક; તેના ટેકરાળ પ્રદેશોમા સંતાકુકડી રમતો ઉષાનો આછો શો પ્રકાશ; અને ઉષાની વાણીમય સ્તુતિથી તો કદાચ હજી અજાણ, પણ તેની સૂક્ષ્મ દિવ્યતા આત્મઓમાં અનુભવતા એ સેંકડો હિમતબહાદુર મુસાફરોની–શિકારી કે ભમતારામના વેશમા સજ્જ થએલાઓની–મેદની: આવું એ દૃશ્યને આપણે કલ્પી શકીએ.

ખીણોમાં ને શિખરો પર તેમ મુસાફરોના અંતરમાં પણ અંધકાર-પ્રકાશની વિલક્ષણ રમત રમાતી હશે અંધકાર—વતનત્યાગના શોકનો

અને ભાવિની ચિંતાનો, પ્રકાશ—સાહસજનિત ઉલ્લાસનો, પુરુષાર્થપ્રેરિત શ્રદ્ધાનો, ગમે તેવા પ્રતિકૂળ પરદેશને પણ સ્વદેશ કરી લેવા તત્પરતા અજેય આત્મબળનો.

એવી ઊર્મિઓ હૈયે ધારતા એ પ્રથમ નિષ્ક્રમણકારોએ પોતાના વહાલા પશુઓ, છૂટકતૂટક ઘરવખરી અને પથ્થરના સુઘડ હથિયારો સહિત સપ્તસિંધુનો પ્રદેશ એ યાદગાર પ્રભાતે છોડ્યો.

એ પ્રદેશમાંથી નીકળ્યા પછી મહિનાઓ લગી તેઓ પશ્ચિમમાં આગળ વધ્યા કર્યા. વચ્ચેવચ્ચે, જ્યાં સારો અને પૂરતો ઘાસચારો ઢોરોને મળી રહે ત્યાં તેઓ મુકામ કરતા, જ્યારે જ્યારે મળે ત્યારે રાની પશુપંખીને મારી તેનો ખોરાકપોશાકમાં ઉપયોગ કરતા અને વર્તમાનના દુઃખસુખ તથા ભવિષ્યની સુખશોધના વિચારો અવકાશ મળ્યે એકત્ર બેસી કરતા

વિચારોની એ આપલે કઈ ભાષામાં થતી હશે ? જવાબ બહુ નિશ્ચિત રૂપનો આપાય તેમ નથી પણ એટલું તો દેખીતું છે કે એ ભાષા, વિદ્યમાન ઋગ્વેદ ભાષાની માતામહી સમાન હોવી જોઈએ બીજી રીતે કહીએ તો, પાછળથી જે ફૂલ્યુંફાલ્યું વૃક્ષ બન્યું તેના-વૈદિક સંસ્કૃતનાં-બીજ તે આદ્ય નિષ્ક્રમણકારોની ભાષામાં હોવા જોઈએ તેમણે સપ્તસિંધુ તજ્યો પણ સપ્તસિંધુની એ પાષાણયુગી ભાષાને તથા જેવીજેટલી સંસ્કૃતિ ત્યાં એ કાળે હતી તેને અમુક શતકો લગી તો તેના મૂળ સ્વરૂપે જ જાળવી હોય એ તદ્દન સંભવિત બલ્કે કુદરતી છે

૨

એ પ્રકારના જીવન, ભાષા અને સંસ્કાર સાથે તેઓ હાલના પશ્ચિમ એશિયાની ઉપલી કોરના પ્રદેશોમાં પહોંચ્યા એટલે સુધી પહોંચ્યા ત્યારે, પોતે ચાલ્યા આવેલ તે જ માર્ગે થઈને એક બીજા,

પોતાની જેવા જ નિષ્ક્રમણપ્રવાહનો સંગમ પોતાના પ્રવાહમાં એમણે ભળવા દેવો પડ્યો. આ નવો પ્રવાહ તે, પ્રાગૈતિહાસિક. મોગોલિયામાંથી ચીનાઓને હાથે હાંકી કઢાયલા મોગોલો અને તુરાનીઓનો. મોંગોલિયાથી પશ્ચિમ એશિયા સુધી જે સીધી લીટી દોરી શકાય તે લીટીને રસ્તે, એશિયાઈ ભૂમધ્યોને કાંઠે કાંઠે, આ ભ્રમણશીલ લોકો પણ ઘણા શતકો દરમિયાન ચારા અને શિકારની શોધમાં ભમતારખડતા આગળ વધ્યા હતા. તેઓ સપ્તસિંધુમાથી નીકળેલા ભ્રમણીઓ ('નોમેડ્ઝ') કરતાં સંખ્યામાં (અને વખતે બાહુબળમાં પણ) ચઢિયાતા હોવા જોઇએ. તેમ ન હોત તો, બે પ્રવાહો મળ્યા પછી પ્રમાણમાં થોડે જ સમયે, સપ્તસિંધવી ભ્રમણીઓ સ્વતંત્ર જાતિ તરીકે લોપાઇ ગયા—આર્ય અને મોગોલના આંતરવિવાહને પરિણામે, તેમ જ બે જાતો વચ્ચે જે વિગ્રહો પણ થયા વિના નહિ રહ્યા હોય તેને પરિણામે, જે એક જ જાતિ ટકી શકી તેમાં મોગોલ તત્ત્વ એ જ પ્રધાન તત્ત્વ રહ્યું,—એ બનાવ માટે કશો અવકાશ હોત નહિ ગમે તેમ, પણ ઉભયનાં મિશ્રણથી ઊપજેલી જે એક જ જાતિ (અને જેનું નવું નામ 'કેલ્ટ' જાતિ હતું, તે) હવે પ્રાગૈતિહાસિક યુરપ તરફ આગળ ધપતી હતી તેમાં આર્ય રુધિરનો અંશ નહિવત્ હતો એટલું તો જાતિશાસ્ત્રના તથા માનવવંશશાસ્ત્રના ધીર અભ્યાસીઓના પ્રમાણો પરથી કહી શકાય તેમ છે.

રુધિર એ રીતે મુખ્યત્વે અનાર્યનું હતું, પણ ભાષા અને સંસ્કારનું શું? એ આર્યરંગી હતાં કે અનાર્યરંગી?

અર્વાચીન યુરપની પ્રજાઓ જેમાથી ઘડાઇ છે, તે વિવિધ જાતિઓનાં અને તેમની પ્રાચીનમાં પ્રાચીન ભાષાઓનાં અત્યંત ઝીણવટભર્યાં સંશોધન પછી, તે તે વિષયોના તદ્વિદોએ બે અગત્યનાં અનુમાન બાંધ્યાં છે. (૧) એ જાતિઓના પૂર્વજોમાં ત્રણ પ્રાગૈતિહાસિક જાતોના મિશ્રણ થયાં હોવા સંભવ છે. પહેલી બે જાતો તે, મૂળે આફ્રિકા-

વાસી એવા લંબમથ્થા ઇબેરિયનો અને તેવા જ કેન્સ્ટાડો; અને ત્રીજી જાત તે, ચોડમથ્થા ને મૂળે એશિયાવાસી એવા કેલ્ટોની ( ઊંડે આર્ય ને મોગોલ શ્રમણીઓના ઉપર્યુક્ત મિશ્રણમાંથી પેદા થએલ જાતની ). આ કેલ્ટિક જાતે જ, યુરપમાં પથરાઇને પ્રમાણમાં વધુ જગલી એવી ઇબેરિયન અને કેન્સ્ટાડ જાતોમા વત્તોઓછો પ્રચાર પોતાના સંસ્કારનો અને ભાષાનો કર્યો હતો. (૨) કેલ્ટો એ રીતે જે ભાષા એશિયામાંથી પોતાની જોડે લાવ્યા હતા, અને જેના થોડા ભાગ્યાતૂટ્યા પણ ખરા અવશેષો આજના ગ્રેટબ્રિટન ને આયર્લંડ, બેલ્જિયમ અને ડેન્માર્ક, જર્મની, સ્વિટ્ઝર્લંડ અને ઇટલીની ભાષાઓમા મળે છે, તે કેલ્ટિક ભાષાને સંસ્કૃતના પૂર્વાવતાર સમાન કોઇક ભાષા જોડે કેટલુંક સંગીન સામ્ય હતું.

આ સામ્યનો ખુલાસો શો હોઇ શકે ? ગ્રીકલેટિન દ્વારા સંસ્કૃતનુ કે સંસ્કૃતવત્ કોઇક ભાષાનું તત્ત્વ યુરોપી ભાષાઓમા પ્રવેશ્યું એ તો પાછળથી. તો પછી, યુરપ જ્યારે સાવ અણસુધર્યું હતુ ને છેક મધ્ય-પાષાણયુગમાં હતું, ત્યારે ત્યા પહોચેલી કેલ્ટિક ભાષા દ્વારા ત્યાંની તત્કાલીન ભાષાઓમા એટલું વહેલુ સંસ્કૃત તત્ત્વ વર્તાય છે, એ શાથી ?

આ પ્રશ્નનો ઉત્તર એક જ હોઇ શકે : આર્ય શ્રમણીઓ મોગોલ શ્રમણીઓથી જિતાયા છતા, જીતનારાઓને આર્ય દેશની તે સમયની ભાષા–વૈદિક સંસ્કૃતની માતામહીરૂપ, સંસ્કૃત તત્ત્વવાળી કોઇ એક ભાષા–સ્વીકારવાની ફરજ તથા તે ભાષા મારફત, આર્યદેશના જેવા હશે તેવા અંત્યપાષાણયુગી સંસ્કારો ઝીલવાની પણ ફરજ, સપ્તસિંધવી શ્રમણીઓએ અવશ્ય પાડેલી હોવી જોઇએ. એ રીતે એમના ભાષાપ્રભાવ અને સંસ્કાર-પ્રભાવને વિવશ બનેલા મોગોલો–હવે કેલ્ટો–યુરપમા પશ્ચિમ એશિયા, કૉકેસસ, જ્યૉર્જીઆ ને આર્મિનીઆને માર્ગે પેઠા, પેઠા, અને ઉપર પ્રમાણે ત્યા આર્યત્વની–ગળાયલા ચળાયલા ને મેળભેળ, પણ આર્યત્વની–થોડી છતા સચોટ અસર પાડી, જે આજે અઢી લાખ વર્ષે પણ તદ્દન ભૂંસાઇ નથી. ૧૦

### ૩

એ પ્રથમ નિષ્ક્રમણને બે લાખથીએ વધારે વર્ષો વીતી ગયાં. હવે સપ્તસિંધુના ઘણાખરા વતનીઓ આર્ય નામને ખરેખર પાત્ર એટલે કે જંગલી મટી સુધરેલા થયા હતા. એમના જીવનવિકાસની જે રૂપરેખા ગયા પ્રકરણમાં અપાઈ છે, તેનો અચૂક ને સ્થિર આરંભ તેમણે કરી દીધો હતો. ખરું કહેતાં, ઋગ્વેદરચનાના આદ્ય શતકોનો એ સમય હતો—આશરે પ્રા. ૨૦,૦૦૦.

આ સમયે પ્રજાના જ બે પીડાકારી વર્ગોનો ઉપદ્રવ સંસ્કારી આર્યોએ અનુભવવા માંડ્યો. એ બે વર્ગો તે, દસ્યુ અને દાસ એવાં નામથી ઇતિહાસમાં નામચીન બનેલી 'જાતિઓ.' આ છેલ્લા શબ્દને અહીં ઉદ્ધારચિહ્નોમાં એવું દર્શાવવા મૂક્યો છે કે, દાસો અને દસ્યુઓ, એ બે (પ્રચલિત માન્યતાનુસાર) કોઈ નિરાળી અનાર્ય જાતિઓ નહોતી, પણ મૂળ આર્ય જાતિમાં જ સંજોગવશાત્ પડેલાં અમુક જાતના બે તડનાં એ નામ હતા. એ તડોનાં–એ આર્ય વર્ગોનાં–લક્ષણ[૧૧]સંક્ષેપે સૂચવવાં હોય તો એમ કહી શકાય કે દસ્યુ એટલે, પ્રા. ૨૦,૦૦૦માં પણ, પ્રા. ૨૦,૦૦,૦૦૦નાં શતકોમાં હતી એવી જ ભ્રમણશીલ, અસંસ્કારી, શિકારી, માત્ર પશુપાલની સંસ્કૃતિ રાખી રહેલા સપ્તસિંધુના જ કેટલાક આર્યો; અને દાસ એટલે સામાજિક જીવનવિકાસની દૃષ્ટિએ સુસંસ્કારી અને સાચા કૃષિકાર, ધર્મવિષયમાં દેવવિરોધી અને યજ્ઞવિરોધી એવા કેટલાક આર્યો.

આ બને પ્રજાવર્ગો સાથે અસલ, શુદ્ધ આર્યો આત્મરક્ષણ કે ધર્મરક્ષણને કારણે અથડાટમાં આવ્યા વિના રહે નહિ એ કુદરતી હતું; અને એવા અનેક સખ્ત અથડાટોને પરિણામે અસલ આર્યો, પ્રજાવિકાસના. એ પ્રારંભયુગમાં, દુશ્મનોનું બને તેટલું નિકંદન કાઢે કે તેમને દૂર દેશા-

વરમાં હાકી મૂકે, તો કોઇ વાર પોતામા જ સમાવી લે, એ પણ તેટલું જ કુદરતી હતું.

દસ્યુઓનો ઉચ્ચતર બુદ્ધિવિકાસ થયો નહોતો પણ લુચ્ચાઇ તો તેમણે ઠીક પ્રમાણમા ખીલવી હશે એમ લાગે છે. તેઓ સપ્તસિંધુના ઉત્તર તરફના સીમાપ્રાંતોમાં પોતાના ઢોર, ઘોડાં અને કૂતરા સાથે ઠેરઠેર ભટકતા ફરતા. એવી રીતે ભટકતા જ્યારે કોઇ નજીકનું આર્ય ગામડું ઘણા અને ઉત્તમ 'ઢોરોવાળું' છે એમ તેમને ખબર પડે ત્યારે એવા ગામડાની સીમમા તેઓ પોતાના તંબુ ઠોકતા. એ તંબુઓમાથી તેઓ દિવસે છૂટક [12]માલના નિર્દોષ પ્રામાણિક ફેરિયા તરીકે ગામમા જતા તથા ગામલોકો પાસેથી માલના બદલામાં અનાજ સોનું કે ગાયો લેતા, અને રાત્રે છૂટાછવાયા કે ટોળાબંધ ઢોરોની ફાડ અને ઝોક પર દરોડો પાડી સંખ્યાબંધ ઢોરોની ચોરી કરતા. એ દુ સાહસોના કડવા પરિણામ પણ તેઓ ઘણી વાર ભોગવતા. એમનો ત્રાસ અસહ્ય થતો ત્યારે ગામડાના લડાયક આર્યો આત્મરક્ષણ માટે શસ્ત્રબંધ ટુકડીઓની વ્યવસ્થા મોટા પાયા પર કરતા અને દસ્યુઓનો નિર્દયપણે પીછો પકડી, એમને યોજનો લગી દૂર નસાડતા, રસ્તામાં અસંખ્ય દસ્યુઓનો ઉત્સાહપૂર્વક સંહાર કરતા, અને કેટલીક વાર તો રક્ષાસક્ષાને આઘે આઘે ઘણે દૂર-કાસ્પીઅન સમુદ્રના તીરદેશમા કે પછી અણુસુધર્યા યુરપને પંથે, કોકેસસ સુધી-પહોચ્યા પછી જ તેમને પહોરો ખાવાનો મળે તેની બરાબર સંભાળ રાખતા.[13]

વૈદિક આર્યોની વિશિષ્ટ દેવપૂજા અને યજ્ઞયાગાદિક જ્યારે સારી રીતે પ્રજાજીવનમા જામવા લાગ્યા હશે, ત્યારે એ સમાજમા જ હાસ-વર્ગનો ઉદ્ભવ થયો હશે એમ ધારી શકાય. એ વર્ગવાળાએ પહેલા માત્ર વાણીદ્વારા પોતાના નાસ્તિક વિચારો પ્રગટ કર્યા [14]હશે. પછી એવા નાસ્તિકોનો પણ પંથ બંધાઇને વૈદિકોને દમવા લાગ્યો હોય, એમનું

જોર વધેલું જોઇને આર્યોએ પણ ચિવટપૂર્વક સ્વધર્મીઓનું સંગઠન કર્યું હોય અને અમુક સમય લગી સપ્તસિંધુમાં જ એ બે વર્ગો વચ્ચે વારંવાર ઝપાઝપીનાં મોટાનાનાં છમકલા થયાં હોય–આ બધું સર્વાંશે સંભવિત છે. પણ એકાદ બે વાર આકસ્મિક વિજય મળવાથી મદોન્મત્ત બનેલા દાસો જ્યારે આર્ય ઋષિઓના યજ્ઞમંડપ પર જ દળવાદળ શા ઊમટીને હલ્લો લાવવાની ધૃષ્ટતા કરે, ત્યારે તો સુયુત્સુ ઋષિઓ તેમ જ બીજા વીરો સળગતા ધર્મઝનૂનથી એ શત્રુઓ પર ત્રાટકે, એમનો કચ્ચરઘાણ વાળે અને અંતે વાયવ્ય દ્વારેથી એમને પણ દેશબહાર જયગર્જના સહિત દપટાવી મૂકે, તેમાં શું આશ્ચર્ય ?

આવા અનેકાનેક ધર્મયુદ્ધમાં દસ્યુઓ અને દાસો સામે ઝૂઝીને તે સમયના અગ્રણી આર્ય નેતાઓએ જે અતુલ પરાક્રમ સંસ્કૃતિ અને ધર્મની રક્ષા ખાતર કર્યાં હતા તેની ગરવી યશોગીતા ઋગ્વેદમાં ઘણે સ્થળે, વિશેષે કરી દસમા મંડળના સૂક્ત ૨૨, ૪૯ અને ૧૦૨માં, મંત્રદ્રષ્ટાઓએ દેવસ્તુતિ કે દેવસાહ્યની યાચનાને રૂપે ઉલ્લાસથી અને કૃતજ્ઞતાપૂર્વક ગાઇ [૧૫]છે.

આર્યો વિરુદ્ધ દાસ-દસ્યુઓના વિગ્રહનાં એ તો દેખીતા પરિણામ. પણ બીજાં બે અણદેખીતા કે આડકતરા જેવા છતા ગંભીર પરિણામ પણ નીપજ્યાં હતાં.

જે દાસ અને દસ્યુ ટોળાં પરાભવ વેઠતા સપ્તસિંધુમાંથી ઉત્તર કે વાયવ્ય તરફ ગયા હતાં. તેમણે, હાલના કાસ્પીઅન સમુદ્રની દક્ષિણે અને પૂર્વે, એકબીજાના સહકારથી તેમ જ કદાચ એ તરફની આર્યેતર જાતિઓની પણ મદદથી, વિગ્રહના અનુગામી શતકો દરમિયાન, કાસ્પીઅનને કાંઠે અસુર[૧૬] સંસ્કૃતિના મૂળ નાખ્યાં હતાં. આ અસુરોએ આર્ય દેશના જીવનમાં, તેમ જ એ દેશની બહાર ભાગોમાં, શો શો ભાગ ભજવ્યો, એ તો યથાસ્થાન હવેના પ્રકરણોમાં આપણે જોઇશું.

અહીં એટલું જ નોંધવું બસ છે કે કારપીઅન તીરનું અસુર—સંસ્થાન એ, આર્ય જાતિની યાને આર્ય સંસ્કારવાળી એવી પ્રાચીન ભારતીય પ્રજાની જ એક શાખાએ વસાવેલું તથા જમાવેલું હતું આર્યોનું એ બીજું અને સ્પષ્ટતર નિષ્ક્રમણ[૧૭]

એ રીતે કેટલાક દાસો અને દસ્યુઓ પરદેશ સેવતા થયા અને કેટલાક ત્યાર પહેલાં લડાઇમાં ખપી ગયા આ સિવાયના થોડા સપ્તસિંધુમાં બાકી રહ્યા હતા તેમને કાં તો ‘ આશ્રય આપો ’ એવી એમની જ માગણીથી, અથવા તો પ્રતિદિન વર્ધમાન આર્ય સંસ્કૃતિની હીન વર્ણની આવશ્યકતા ( ગ્રીસના સંસ્કૃતિકારોને ગુલામવર્ગની આવશ્યકતા જણાયેલી, ખીલવટમાં એક તેવી જ ) જણાવાથી-ગમે તે કારણે, પણ દાસ-દસ્યુ વર્ગના અમુક સમુદાયને વૈદિક આર્યોએ પોતાના વિશિષ્ટ સમાજ-માં સ્વીકાર્યો—એમની વિધિપુરઃસર ‘ શુદ્ધિ ’ કરીને-અને દ્વિજોથી ઘણી રીતે ભિન્ન એવો તેમનો એક શૂદ્ર નામનો વર્ણ ઠરાવ્યો, તે ઘટના આ સમયે જ બનેલી એમ માનવું અયોગ્ય નથી.[૧૮]

## પરિશિષ્ટ બીજું. *

૧ આ અને આની પછીના બે પ્રકરણોમાની ઘણીખરી હકીકતો મુખ્યત્વે અ ચ દાસકૃત "ઋગ્વેદિક ઇંડિયા' (પ્ર ૬થી ૧૫)માથી લીધેલી છે

૨. ભાષાંતર "આ દેશમા (=બ્રહ્માવર્તમા, તથા કુરુપાંચાલાદિ બ્રહ્મર્ષિ દેશોમા ) જન્મેલા બ્રાહ્મણો પાસેથી પૃથ્વીના સર્વ મનુષ્યોએ પોતપોતાની ચારિત્ર્યભાવના શીખવી."



૩ સ્મૃતિકાર એટલે વૈવસ્વત મનુ આશરે પ્રાગૈતિહાસિક કાળના વર્ષ ૨૮૦૦મા

* પરિશિષ્ટ પ્રકરણવાર એકેક આ ગ્રંથમા છે રસાત્મક કથા ને પરિશિષ્ટમા ટીકાત્મક ચર્ચા વગેરે આપેલ છે

થયા, એ કથન અ. ક. મજુમદાર કૃત 'હિંદુ હિસ્ટરી' માંની સાલવારીને આધારે કર્યું છે.

૪. એ વિકાસની વિગતો આ ગ્રંથની મર્યાદા બહાર છે.

૫. 'કેટલાક'—પણ બધા નહિ. એવા પછાત વર્ગોમાંના જે જે નિષ્ક્રમણમાં જોડાયા નહોતા, તેમણે સસસિંધુને સીમાડે વસવાનું ચાલુ રાખેલ. તેઓ પાછળથી 'દસ્યુ' કહેવાયા (જુઓ આ પ્રકરણમાં જ નીચ, ખંડક ત્રીજો)

૬. એ સમુદ્રો હાલના મધ્ય એશિયા, તાર્તરી વગેરે ભાગમાં હતા અને સાસસિંધુપ્રદેશની ઉત્તર ને ઇશાન લગી તેનો કિનારો હતો. વિગતો માટે જુઓ 'ઋગ્વેદિક ઇંડિયા' પૃ, ૨૭, ૨૮.

૭. આવા અજાણપણાનું કારણ એવું હોય કે દેશના દરિયાકિનારા પાસે નહિ પણ ભીતરમા તેઓ રહેતા હશે. કિનારા પરની જાતો — મુખ્યત્વે પણિઓ — વહાણવટુ કરી જાણતી. એમની કથા આવતા પ્રકરણમા વર્ણવાશે.

૮. ઋતુ બીજી કોઈ નહિ ને હેમંત જ કેમ કલ્પી? ઉત્તર માટે જુઓ પહેલા પ્રકરણના પહેલા ખંડકનો અંતભાગ.

૨

૯. લંબમથા = (સોટી ભાષામા) 'લોગ – હેડેડ' = (શાસ્ત્રીય ભાષામાં 'ડોલિકો–સેફાલિક'; તે જ રીતે ચોડમથા = 'બ્રોડ – હેડેડ' = 'બ્રેકી — સેફાલિક' આ જાતિમિશ્રણની રસિક ને વિસ્તૃત માહિતી 'ઋગ્વેદિક ઇંડિયા' પંદરમા પ્રકરણમાં છે.

૧૦. એ બનાવથી માંડીને, ઋગ્વેદકાળારંભ સુધીનાં આશરે સવા બે લાખ વર્ષમાં પણ, આ પ્રકારનાં નિષ્ક્રમણ, બહુધા એ જ માર્ગે યુરપ તરફ જુદેજુદે સમયે, અને દરેક સમયે વધારે પ્રગતિમાન સંસ્કારદશામાં, થયાં હતાં; તેવા આર્યત્વપ્રસારની અસર પણ આજની સ્લાવજૂથની ભાષાઓમાં તથા લિથ્વાનિયન અને ઓક્લેટિનમાં દષ્ટિગોચર થાય છે. તેમ જ એ ભાષાઓ વાપરનારી તત્કાલીન યુરોપી જાતિઓના જાતિ તરીકેના અવશેષોમાં તથા તેમની સંસ્કૃતિના અવશેષોમાં પણ એવી જ અસર છે.

### ૩

૧૧. આ લક્ષણ્બધી અને દાસ—દસ્યુ વચ્ચેનો ભેદ અમુક અંશે સ્થૂલ છે, અને ' ઋ. ઇ. 'ના પૃ. ૧૨૯ને આધારે અહીં સ્વીકાર્યો છે. ઝીણવટથી જોતાં, ઋગ્વેદમાં કેટલીક વાર ' દાસ ' અને ' દસ્યુ ' શબ્દો પર્યાયની માફક વપરાયલા પણ જણાય છે. ઉદાહરણાર્થ, બંનેને ' કાળા ' કહેવામા આવ્યા છે, પણ ખરી રીતે તો ખુલ્લામા ગાળેલી જિંદગીને પરિણામે દસ્યુઓ જ શ્યામવર્ણા થઈ ગયા હશે અને દાસોને તેઓ પણ આર્યશત્રુ થવાથી એ વિશેષણ અલંકારદૃષ્ટિએ જ આર્યોએ લગાડ્યું હશે—આ બે નામવાળા સમૂહો અનાર્ય નહોતા એમ મ્યુરે છેક ૧૮૧૯મા ( જુઓ ' ઓરિજનલ સંસ્કૃત ટેક્સ્ટ્સ ' વો. ૨; પૃ. ૩૮૭ ) અને રશિયન પંડિત રોથે ત્યાર પછી થોડે વર્ષે પોતાની ' લેક્સિકોન 'મા પણ સ્વીકાર્યું છે.

૧૨. આ માલ તરીકે દસ્યુઓ શું લાવતા હશે ? ને ક્યાંથી ? વખતે એમ હોય કે મધ્ય એશિયાના ભૂમધ્ય સમુદ્રોને માર્ગે એ તરફની કોઈક જાતિ મારફત દરિયાઈ કે દરિયાપારની, તે કાળમા અવનવી એવી, પેદાશ દસ્યુઓના હાથમાં આવતી હોય.

જે દેવો તે 'સુર' કહેવાયા –વૃત્ર=છાઈ દેનાર એટલે, પ્રકાશમાન આકાશને છાઇ દેનારા જે કાળા કાળા મેઘો, તે વૃત્ર એ મેઘોને ચીરનારું વજ્ર તે વીજળી, અને વજ્રને આકાશપારથી છોડીને વૃત્ર–મેઘોને હણનાર તે મેઘનો અનુકૂળ ને બળવાન દેવ ઇન્દ્ર આ મૂળ પ્રકૃતિતત્ત્વોને લગતી કલ્પનાઓનું કાળબળે મનુષ્યોના જીવનમાં વિલક્ષણ સંક્રમણ થયું હતું એવા સંક્રમણને પરિણામે, પાછળના યુગોમાં, જે લોકો આયરાનું બનીને કાસ્પીઅન પર વસ્યા હતા, તેઓને–અસુરો અને તેમના કોઈ મોટા નાયકને તથા તેના કુળને–વૃત્ર કહેવામાં આવ્યા (વૃત્ર–કાળા મેઘ–કાળા દસ્યુઓ ને કાળા દાસો આ સમી–કરણો પણ બરાબર બેસી જાય છે) વળી, આ પાછળના ને હવે પ્રચલિત 'અસુર'—અર્થ સંબંધી બીજું નોંધવાજોગ એ છે કે એ ત્રણ જુદાજુદા કુળો સંબંધી આ રીતે વપરાયો છે કસ્યપવંશનો દૈત્યો, દનુવંશનો દાનવો, અને જેનાથી રક્ષાવાનું એવાઓ તે રાક્ષસો આ ત્રણને અસુર કહેતા —બીજી તરફ, વૈદિક આર્યોના જે તેજીલા નેતાઓ કાલક્રમે સંસ્કૃતિમાં સૌથી વધારે આગળ પહોંચેલા હતા, તેઓ પોતાની ઊંચી ધાર્મિકતા અને આધ્યાત્મિકતાને માટે 'દેવો' કહેવાવા લાગ્યા તેઓ આશરે પ્રા ૫,૦૦૦માં સપ્તસિંધુની પડોશમાંના ત્રિવિષ્ટપમાં—આજના તિબેટમાં—કે વધારે ઉત્તર તરફ (હાલના મધ્ય એશિયામાં—કેમ કે એ પાછલા યુગમાં તો ત્યાં સમુદ્ર નહોતો—કે સાઇબિરિયામાં) જુદા જઇને વસ્યા આ ઉચ્ચતર આર્ય જાતિના લોકો પોતાના રાજાઓ, કવિઓ અને વિચારકોના નામ પણ, સપ્તસિંધવી આર્યો તરીકે પોતે પૂજેલા પ્રકૃતિતત્ત્વોને આધારે, ઇન્દ્ર ઉપેન્દ્ર, વિષ્ણુ રુદ્ર કે સૂર્ય કે અગ્નિ—એવા એવા જ રાખતા ઉપલી રીતે સપ્તસિંધુ છોડ્યા પછીનો એમનો એ દેશ સાથેનો સંબંધ પણ સદાકાળ માટે જ રહેલો સપ્તસિંધુ વાસી અસલ આર્યોની જાતિ અને ત્યાંથી નિષ્ક્રાન્ત આર્યોની બનેલ એવી આ દેવાર્ય જાતિના મનુષ્યોએ સંકટને સમયે એકમેકને મદદ કર્યાના દષ્ટાંત આપણે આગળ જતાં પતન અને પ્રબોધકાળ' તથા 'દેવાસુરસંગ્રામ' એ હવે પાછીના પ્રકરણોમાં લેઈશું —આ ચર્ચાનો તથા દેવો વિશેની આજે પ્રચલિત એવી પુરાણોક્ત દેવભાવનાનો નિષ્કર્ષ કાઢતાં એમ કહી શકાય કે (૧) મૂળે તો, સપ્તસિંધુના આદિઆર્યોએ પ્રકૃતિતત્ત્વોમાં જ દેવભાવનું આરોપણ કરી, તેમને ઈન્દ્ર અગ્નિ વગેરે નામો આપેલાં, પછી (૨) એ નામો ઉપયુક્ત નિષ્ક્રમણીઓએ તિબેટ વગેરે એશિયાઇ

દેશોમા વસીને ધારણ કર્યા, અને ઉપરાંત, (૩) અહીના આદિઆર્યો અને ત્યાના દેવાર્યો, એ સર્વના જે શુભાશુભ કર્મો, પરાક્રમો ઈત્યાદિ સાચા તવારીખી ઈતિહાસ તરીકે બનેલા, તેને પછીના સમયના પુરાણકારોએ પોતાની લાક્ષણિક, અતિશયતાઓમા જ રાચતી, કલ્પના વડે અનેકવિધ ભભકભર્યા રંગે બદલા યા, તે એટલે સુધી કે દેવધામ ત્રિવિષ્ટપ લઈ સ્વર્ગને પૃથ્વીપાર આભાશમા જ આવેલુ કલ્પવામા પણ તેમને કશી હરકત જણાઈ નહિ, બલ્કે હેતુસિદ્ધિ દેખાઈ—આર્યોની એવી દેવ નામક પેટાજાતિ હતી તે વિશેના પ્રમાણો માટે કહીએ તો (૧) મહાભારતમા બે સ્થળે પ્રમાણો છે, જેમાના 'ઉદ્યોગપર્વ'વાળામા તો સ્પષ્ટ કહ્યુ છે 'મૃત્યુ દેવોને પણ આવે છે'— મતલબ, એ મૃત્યલોકની જ એક જાતિ છે, (૨) 'વસત' વર્ષ ૨૬, અ. ૬ ને ૭ માના રા સિધવાના ઓરિયેટલ કૉન્ફરન્સવાળા લેખમા પણ અહી સ્વીકારેલ વાદ ('કન્ટેન્શન') માટે ઘણો આધાર મળે છે, (૩) પૂર્વોક્ત 'હિંદુ હિસ્ટરી'મા બીજી હકીકતો ઉપરાંત એમ જે કહ્યુ છે કે બ્રહ્મા નામે દેવ સાઇબિરિયા કે મધ્ય એશિયામાથી બ્રહ્મદેશમા તપ કરવા ગયા હતા, તે સઘળુ અત્ર સ્વીકૃત વાદને પુષ્ટિકારક જ છે

૧૭ અહી નોધવુ જોઈએ કે દાસ-દસ્યુના આ રીતે નિષ્ક્રમણો થયાનુ 'ઋ ઇ'ના કર્તાએ કહ્યુ નથી તેઓ તો, આ બે જાતો પશ્ચિમ એશિયામા થઈને પ્રાગૈતિહાસિક યુરપમા પ્રસરી હોવી જોઈએ એમ માને છે પણ રા સિધવાના કહેવા પ્રમાણે, જે અસુરજાતિ કાસ્પીઅનતીરે વસતી હતી તેમના કેટલાક લક્ષણ આ દાસો ને દસ્યુઓ જોડે મળતા આવતા હોવાથી, એમના નિષ્ક્રમણ અહી વર્ણવેલ રીતે જ થયા હોવા જોઈએ એવો સ્વાભાવિક તર્ક કર્યો છે વળી, રા સિધવાનુ જે એવી મતલબનુ વિધાન છે કે અસુરો ને દેવો મૂળે આર્ય જાતિના નહિ પણ કોઈ બીજી જાતિના હતા, તે તત્કાલીન દેશસ્થિતિ જોતા, તથા એ ત્રણે પેટાજાતિઓનુ અમુક ગાઢ સામ્ય વિચારતા, બરાબર લાગતુ નથી

૧૮ આર્યોના બે વધુ અર્ધસંસ્કારી વર્ગોનુ—ગરુડો અને સર્પો કે નાગોનુ—નિષ્ક્રમણ પણ પ્રા ૧૦,૦૦૦ આસપાસ સપ્તસિંધુમાથી થયુ હતુ એમ માની શકાય તેમના સંસ્થાનો એ દેશની નજીકમા જ મકરાણ (બલુચિસ્તાન) કાશ્મીર કે હિમાલયમા હશે પછીથી તેઓ દક્ષિણ હિંદમા ઊતરી, ત્યાની પ્રજાઓમા પણ પ્રસર્યા હોવા સંભવ છે (આ બાબતની વિગતો 'ઋ ઈ'ના પૃ ૧૪૧–૪૩મા આપી છે )

# પ્રકરણ ત્રીજું

## સંસ્થાનો અને શાખાઓ ( ચાલુ )

### ૧

એ લોકો "યજ્ઞયાગ કરતા નથી, વાચાળ ઘણા છે, તોછડાઈથી બોલે–વર્તે છે, પૂજ્યતાની ભાવનાથી વિહીન છે અને એમનો વંશવેલો વધતો નથી." આર્યોના એક વર્ગનું આવું વર્ણન છઠ્ઠા મંડલના વીસમા સૂક્તમાં ( ઋક્ ૪થી ) આપવામાં આવ્યું છે. એ જ મંડલમા અન્યત્ર[1] એમને 'અત્યંત સ્વાર્થી' 'મખ્ખીચૂસ' તથા 'વરુ જેવા લોભિયા' કહ્યા છે અને દસમા મંડલના રચનારે તો, ઇન્દ્રસંપ્રદાયના ઋષિકુલ અંગિરાની દૂતી નામે સરમા અને આ લોકોની વચ્ચે થએલા સંવાદ માટે, ગોહરણને લગતું એક આખું સૂક્ત[2] રોક્યું છે. તેમા તેઓ તરુણ, સ્વામીભક્ત તેમ જ સ્થૂલ સાહસ કરવે હિંમતબાજ, પણ મસલતમાં બિનકાબેલ ને મુત્સદ્દીપણામાં કાચી એવી સરમાને પોતે કરેલ ગોહરણના વિષયમા, ઘડીકમાં ઉડાવે છે, ઘડીકમા બનાવે છે, તો ત્રીજી વાર વળી અજાણ્યા થઈને પૂછે છે "તમારો દેવ ઇન્દ્ર વળી કોણ છે ને કેવો છે ?"— પછી : "તેને અહીં બોલાવો ને; હા ..આ રહી ગાયો. અમે એને ચોરી આણી છે. બોલ, હવે શું કહેવું છે ? તારા ઇંદ્રને લઇ આવ અહીં, તો અમે એને ગોવાળ બનાવીએ; અમારે એક માણસની જરૂર છે...નહિ તો, તું જ રહી જાય તો યે શું ખોટું ? અમે તને

અમારી બહેન કરીને રાખશું, તને ઘણી ગાયો આપશું, તને કશી વાતે ઊણપ નહિ આવવા દઈએ; કદી પણ મનમાં ઓછું આવવાપણું નહિ રહે; માટે આવ, તે અહીં રહે; આ ફળદ્રૂપ પ્રાંતમાં અહર્નિશ તને અમનચમન કરવાનું મળશે."—આમ કહેતા એ લોકો પોતાના ઇંદ્રવિરોધનું, બંડખોરી બળ અને નફટાઈનું વિસ્તારપૂર્વક પ્રદર્શન કરે છે. અંતે સરમા એમનાથી હારીને ગાયો પાછી લીધા વિના રજા લે છે પણ જતાંજતાં ચેતવણી આપતી જાય છે કે આ ઠેકાણેથી વેળાસર નાસી છૂટજો[3]—નહિ તો અંગિરા, બૃહસ્પતિ અને બીજા વીર વિપ્રો ચઢી આવીને તમારો ગર્વ ગાળશે, તમને જોતજોતામાં હતા ન હતા કરી નાખશે.

એ ચાલાક, શૂરા અને અને અભિમાની ચોરો તે જ પ્રખ્યાત પણિઓ: ઉત્તરકાલના વૈશ્ય વર્ણનું તે આદ્ય સ્વરૂપ;[4] અસંખ્ય ને ગંભીર અવગુણોથી ભરેલા છતા, પૃથ્વીના છેક છેડા સુધી—આજનાં બ્રિટન અને નૉર્વે સુધી—ઉત્સાહપૂર્વક પર્યટનો કરીકરીને, પોતાની સાથે સર્વત્ર આર્ય સંસ્કારનાં થોડાથોડા બિંદુઓ સંઘરીને, દિગંતમાં એ સરકારનો ડંકો આજથી આશરે હજાર વર્ષ પર વગાડનાર પણ એ જ સાહસશીલ આર્યો. પ્રાગિશુકાળના વર્ષ ૨૩,૦૦૦ના અરસામાં સપ્તસિંધુની વિશિષ્ટ સંસ્કૃતિ અસ્તિત્વમાં આવી ત્યારથી જ તેમનો એક પણિ નામનો વેપારી વર્ગ—પણ્=' સાટું કરવું ' ' વેપાર કરવો' ઉપરથી એ નામ ઠરી—બંધાયો હતો એમ માનવામાં અડચણ નથી. એમનું મુખ્ય થાણું[5] સપ્તસિંધુની પૂર્વના અને અગ્નિખૂણાના પ્રદેશમાં ગંગાતીરે હતું. ગંગા નદી એ વખતે નાની અને ટૂંકી હતી અને હિમાલયમાંથી નીકળ્યા પછી પ્રમાણમાં થોડે જ અંતરે, આપણે જેને ગંગાસમુદ્ર નામથી ઓળખ્યો છે તેમાં મળતી. એ સ્થળેથી એક તરફ સમુદ્ર દ્વારા નીચે દક્ષિણમાં કોરોમંડલ કિનારા સુધી, તો બીજી તરફ (હાલના રાજપૂતાનાને ઠેકાણે હતો તે) રાજસમુદ્ર દ્વારા મલબાર-

કાંઠા (ને કદાચ ઇરાની અખાત) સુધી, પણિ વેપારીઓ હિમાલયી વનોનાં લાકડાંમાંથી બાંધેલાં મજબૂત જબરદસ્ત જહાજો મારફત, ધમ-ધોકાર વેપાર ચલાવતા; ને એ રીતે, એ સમયે તો બહુ જ દૂર મનાતા તે તે દેશોમાં આર્ય ભૂમિની કીમતી કે રસકસદાર પેદાશો પહોંચાડતા.

એ પ્રમાણે પ્રા. ૨૦,૦૦૦ સુધી ચાલ્યું. એ સાલની આસપાસ ગંગાસમુદ્રને સ્થાને ધરતી ઊપસી આવી, એટલે એ માર્ગ વહાણવટી-ઓને નકામો થયો. બીજાં ત્રણ સાડાત્રણ હજાર વર્ષ પછી—આશરે પ્રા. ૧૭,૫૦૦માં — આ બાજુનો રાજસમુદ્ર પણ એ રીતે જ નષ્ટ થયો; અને તેની સાથે જ, પણિઓનો હજારો વર્ષ નિર્વિઘ્ન ટકેલો, અત્યંત ઋદ્ધિદાયી વેપાર પણ જાણે નષ્ટ થવા બેઠો એમ લાગ્યું.

પરંતુ હજારો વર્ષ લગી અખંડપણે સેવાયલી સાહસભાવના પણ એ જ પણિઓના રુધિર સાથે એકરસ થએલી હતી. હજારો વર્ષ દરમિયાન કુદરતને ખોળે ઊછરેલાં જીવનનો વારસો પણ એમનો હતો. એટલે કુદરતે અચાનક નાખેલી આફતનો પણ તેમણે હિંમતથી, કુનેહ-થી, શાહબાશીલાયક બેફિકરીથી ઉપયોગ કરી લીધો.

રાજસમુદ્રના જળનું થળ થવાથી એક મોટો લાભ એ થયો હતો કે ઉત્તર હિંદ હવે દક્ષિણના દ્વીપકલ્પ જોડે બરાબર સંધાઇ ગયું હતું; તેમ જ, એ દિવસોના પ્રકૃતિક્ષોભને જ પરિણામે, પહેલાં અતિ-શય ઊંચો હતો તે વિન્ધ્યાચલ પર્વત પણ હવે સારી રીતે નીચો અને સહેલાઇથી ઓળંગાય તેવો થયો હતો. આ લાભોને ઇષ્ટાપત્તિ માની, સમયસૂચકતામાં એક્કો એવા પણિઓ, તેને તુર્ત જ વાપરવા લાગ્યા.

તેઓ આ નવા માર્ગે થઇને હવે દક્ષિણમાં ઊતર્યા.[૬] એ મહાન અને ઐતિહાસિક નિષ્ક્રમણે પ્રાચીન જગતને ઘડવામાં કેવો અ-સાધારણ હિસ્સો આપ્યો એ તો આપણે આગળ વધીશું તેમ જણાશે.

અહીં એટલું જ ટપકાવી શકાય તેમ છે કે વિન્ધ્યમાલા ઓળંગ્યા પછીનાં પણિસંસ્થાનો, અમુકઅમુક શતકો લગી ક્રમશઃ જનસ્થાનમાં, હાલના ગુજરાતમાં અને સૌરાષ્ટ્રમાં, ત્યાંથી કાંઠેકાંઠે નીચે મહીસુર-રાજ્યના પ્રદેશોમાં, પછી મલબારકિનારે અને છેવટ સામી પાસને કોરોમંડલ કિનારે સ્થપાયાં હતાં. એ રીતે એ નિર્ભય પ્રજાનો પથરાટ થયાનાં જે સચોટ કે અનુમાનાત્મક પ્રમાણ વિષયના એક વિશારદે[૭] આપ્યાં છે તે આપણને એમની મહત્તાનો અચ્છો ખ્યાલ આપે છે.

મલબાર અને કોરોમંડલના તીરપ્રદેશો તો પણિઓને પહેલેથી જ ઓછાવધુ પરિચિત હતા અને તેમાંના પહેલા પ્રદેશનાં જંગલોમાં તો વહાણ બાંધવામાં ખપ લાગતું સાગનું તથા બીજું ઇમારતી લાકડું ઊંચા પ્રકારનું અને પુષ્કળ થતું હતું, એટલે કેટલાંક હજાર વર્ષ લગી તો એમનું થાણું હિંદુસ્તાનના એ અંતિમ ભાગોમાં જ રહ્યું.

પણ સાહસિકો જ્યારે એ ભાગોમાં સ્થિર થયા ત્યારે ત્યાં ચોલ-દ્રાવિડ અને પાંડ્યદ્રાવિડ નામની જાતિઓ વસતી હતી. આ જાતિઓ તે, પરમ પ્રાચીન લેમુરિયાના[૮] સંબંધથી નીગ્રોઇડ દ્રાવિડોના અવશેષો. પણ આ સમયે — પણિઓ ઉપરથી ઊતરી આવ્યા ત્યારે — બીજી જે જંગલી દ્રાવિડ જાતો દક્ષિણમાં હતી, તેને મુકાબલે ચોલો અને પાંડ્યો ઘણા ચઢિયાતા હતા. એ બે વર્ગોએ એક પ્રકારની સ્વકીય દ્રાવિડ સંસ્કૃતિ ખીલવી હતી. તેઓ આવી ઉચ્ચતર સંસ્કારદશામાં હોવાથી, પણિઓ તેમની વચ્ચે વસ્યા ત્યારે આગંતુકોની (જેવી રહી હતી તેવી) આર્ય સંસ્કૃતિ ઝીલી લેતાં એ પ્રગતિશીલ દ્રાવિડોને વાર લાગી નહિ. એ રીતે તેઓ પણિઓ પાસેથી લોઢા, તાંબા અને સોનાનો ઉપયોગ જિંદગીમાં પહેલી વાર શીખ્યા; તેમ જ ખેતી કરતાં, નહેરો અને વહાણો બાંધતાં તથા પોતાના દ્રાવિડ દેવો માટે મંદિરો[૯] ચણતાં પણ પહેલી જ વાર શીખ્યા.

એ નવી કારીગીરીઓને પ્રભાવે જેમ એક બાજુ દ્રવિડદેશમા અપૂર્વ સમૃદ્ધિ ભરાવા માડી, તેમ બીજી બાજુ, કેટલુંક આર્ય રુધિર-દ્રાવિડોના પણિઓ જોડે ક્ષ્મો થવા અનિવાર્ય હતા એ કાળક્રમે થયાં તેમતેમ — પણ તેમનામા ભળવાથી જે નવી જાતિ ઉત્પન્ન થઇ[૧૦] તે આખા હિંદમા અગ્રણી બની, વળી એ જાતિ બીજા પુરાણા અલ્પસંસ્કારી દ્રાવિડો પર એકચક્રી સત્તા ચલાવનારી નીવડી તેણે અનુગામી શતકો દરમિયાન દરિયાપારના દેશોમા[૧૧] પ્રસરીને પણ આર્યોના અમર સંસ્કારોને ત્યા પરિવર્તિત રૂપે પણ અચૂકપણે સ્થાપ્યા.

૩

પણિઓ છેક દક્ષિણમા પથરાયા ત્યા લગીમા તેમણે પશ્ચિમ હિંદને કિનારે પણ ઘણા થાણાં—ગુજરાતાદિ દેશોમા[૧૨]—નાખ્યા હતા એ આપણે જોયુ. અણગણી પેઢીઓ થયા સમુદ્રયાનનો પ્રેમ જે પ્રજામા હોય, તે પાછી આ રીતે કાળબળે કરીને અહર્નિશ દૃષ્ટિ સમીપ યોજનો લગી વિસ્તરતા સમુદ્રની અન્તેવાસી બને ત્યારે, ફરી એક વાર સાગરે[૧૩] સફરી જહાજ ઝુકાવવાની એષણા તેના વીર નાવિકો અને વહેપારીઓના દિલમા જાગે એ કેટલુ કુદરતી છે? તેવી જ એષણાને આનદપૂર્વક વશ થઇને, આખા ય પશ્ચિમ કાઠા પર વસતા જ્વલત સાહસ અને શૌર્યના પણિ આશકોએ, પ્રા. ૧૬,૦૦૦ના અરસામા,[૧૪] અરબી સમુદ્રના — એ સમયના એરીથ્રીઅન સમુદ્રના — અનતવત્, અજ્ઞાત જલવિસ્તારોને ખેડવાની પ્રવૃત્તિ હિમતભેર આદરી.

એ પ્રવૃત્તિને પરિણામે હિંદ બહાર સ્થપાયલુ સૌથી પહેલુ પણિ સસ્થાન હાલના ઇરાની અખાતના કાઠા પરના પ્રદેશોમા આવેલુ હતું. ત્યાથી તેઓ ધીમેધીમે ઉપરના ભાગમા આગળ વધ્યા અને ટાઇગ્રિસ તથા યુફ્રેટિસના અખૂટ જલભડારોએ કરીને બહુ ફળદ્રુપ એવા પ્રદેશમા—જેને આપણે 'મેસોપોટેમિયા' નામે ઓળખીએ છીએ

એ દેશમા—પોતાનું બીજું વિદેશી સંસ્થાન વસાવ્યું. એ બને દેશોમા પણિઓ પહોચ્યા ત્યારે કોઈ અજ્ઞાત જાતિના ત્યાના મૂળ પ્રાગૈતિહાસિક વતનીઓ તદ્દન જંગલી જેવી દશામાં હતા.[૧૫] એમને પણ, દ્રાવિડોની પેઠે જ, એ આર્ય-પણિઓએ બન્યા તેટલા પણ લાભે ગાળે સંસ્કાર્યા: એમને મુખ્ય ધાતુઓનો ઉપયોગ શીખવ્યો અને ખેતીના, નહેરબાંધણી ને વહાણબાંધણીનાં તથા મકાનચણતરનાં કેટલાંક મહત્ત્વનાં મૂળતત્ત્વોથી પણ તેમને પરિચિત કર્યાં.

પરંતુ ઇરાનદક્ષિણે અને મેસોપોટેમિયામાં પણિ-વસાહતીઓ માત્ર થોડા ઉપયુગો સુધી રહી શકયા. એમને ત્યાથી પ્રા. ૧૫,૦૦૦ (કે, પ્રા. ૧૨,૦૦૦ને) સુમારે ખસવું પડેલુ; અને તે બે કારણોને લીધે: (૧) એ દેશોમા વહાણો બાંધવાનું લાકડું જોઈએ તેવું સારું થતું નહોતુ તેથી બીજે જવાની જરૂર પડે તેમ હતું,—આ કારણ વધારે સબળ હશે; (૨) એ દેશો પર ઉત્તરમાંથી[૧૬] સેમિટિક પ્રજાના જે જૂથ ને જૂથ આ સમયે ઉપરાછાપરી ઊતરી આવ્યાં તેના ધસારા સામે ટકવાને, કોઈ તાત્કાલિક પ્રજાકીય નિર્બળતાને કારણે-કુસંપના કે એવા કોઈકોઈ કારણે-પણિઓ અશક્તિમાન થઈ ગયા હતા.*

પણ કેટલીક વાર સંપત્તિ જ વિપત્તિને વેશે આવે છે. પહેલાં જે પ્રચંડ કાળી કાળકા જેવી દેખાતી હોય તે દેવી પછીથી સૌન્દર્યનિધાન કૃપામૃતવર્ષિણી લક્ષ્મીને સ્વરૂપે દર્શન દે છે. તેવુ જ પણિઓને માથે પડેલી વિટંબનાનું થયુ. સેમિટિક માનવમોજના પ્રાબલ્યને લીધે એમણે પોતાના બે જૂનાં થાણાં ત્યજવા પડયા, તો ત્રીજું સૌથી વિખ્યાત,

* ખસવાના બે વધુ કારણો આ હોવા સભર છે (૧) પ્રજાસંખ્યા વધવાથી ને વધતી રહેવાથી, (૨) વહાણવટી વેપારીનો તેમનો પુરાણો ધંધો નદીઓમા બરાબર નહિ નભતા, મોટા કિનારાના જળવિસ્તારોની—સમુદ્રો અને મહાસાગરોની—એ વ્યવસાયમા આવશ્યકતા જણાવાથી

સૌથી વૈભવશાળી, સૌથી સુસ્થ અને દીર્ઘજીવી એમણે આગળ વધીને અત્યારના સિરિયામા, છેક યુરોપી ભૂમધ્ય સમુદ્રના કાંઠા લગી, નાંખ્યું. એ ત્રીજું પણિસંસ્થાન એ જ ઇતિહાસપ્રસિદ્ધ ફીનિશિયા[૧૭] દેશ; એ તે જ ફીનિશિયનોનો દેશ જેમણે પ્રાચીન ગ્રીસ જોડે વહેપારાદિનો સંબંધ બાંધી પુષ્કળ ધન સંપાદન કર્યું અને તેની સંસ્કૃતિ[૧૮] પર ચિરંજીવ પ્રભાવ પાડ્યો; જેમણે ઉત્તર આફ્રિકાને વિશે કાર્થેજમાં પોતાનું ચોથું અને બળવાન સંસ્થાન જમાવીને સામા કાંઠાના સુરપ-વિજેતા રોમનોને ત્રણત્રણ વાર પ્યુનિક યુદ્ધસંગ્રામોમાં (છેક પ્રા. ત્રીજીબીજી સદી દરમિયાન) પોતાના હેનિબાલાદિ સમર્થ સરદારોને હાથે ડંફાવ્યા; જેમણે, એ જ પ્યુનિક જાતિ તરીકે પાછળના યુગોમા પડોશના મીસરની મૂળ પ્રજામા ભળીને ત્યાંની સંસ્કૃતિ પર આર્ય દેશની આડકતરી પણ અચૂક અસર પાડી;[૨૦] જેમણે, એક ધુરંધર પ્રત્નતત્ત્વવિદના[૨૧] મત પ્રમાણે, એ કાળના ગ્રેટબ્રિટન અને નોર્વે સુધી, (તેમ જ સ્પેનમાં પણ,)[૨૨] પોતાની અજોડ સાહસવંતી સફરો લંબાવીને, એવા ઊંડા સંસ્કારો ત્યાંના પ્રજાજીવન પર પાડ્યા, જેના મોટા-ઊંડા લીસોટા આજે દોઢસો સદીઓ પછી પણ, ઉકેલના મથનારને સુસ્પષ્ટતાથી દૃષ્ટિગોચર થયા વિના રહેતા નથી.[૨૩]

૪

એક ઇતિહાસકાર[૨૪] પ્રાચીન સુમેરિયન સંસ્કૃતિને શોધતાં અને વિચારતાં એવા નિર્ણય પર આવ્યા છે કે એ સંસ્કૃતિના જે જૂનામાં જૂના, પ્રા ૪૦૦૦ને આશરેના, અવશેષો આપણને હાથ લાગ્યા છે, તે તપાસતા એમ ચોક્કસ કહી શકાય કે એ સંસ્કૃતિને સ્થાપનાર અને ભોગવનાર પ્રજા આદિકાળથી જ સુમેરિયાવાસી નહોતી એ પ્રજાએ પોતાની અણસુધરેલી દશા પણ સુમેરિયામા જ વીતાવેલી, એમ માનવાના કશા પ્રમાણ છે નહિ. આ પરથી એવું વિધાન નિઃશંકપણે થઇ શકે કે તેણે એ દશાનો અનુભવ કોઇ બહારના દેશમાં લીધો હશે, સારુ—એ બુદ્ધિ

· દેશમાં–તેને કેટલુંક સંસ્કારભાન થયું હશે; અને સાથી તેણે સુમેરિયા ઊર્ફે ચાલ્દીઆમાં આવી વસીને, મહાન વસ્તીભર આબાદ શહેરો, સુવ્યવસ્થિત રાજ્યવંશો અને ધાર્મિક પુરોહિતવંશો, સંકુલ ' વિશિષ્ટ ને સુવિકસિત લેખનકલાઃ આ સર્વ જે ઊંચાં સંસ્કારચિહ્નો વડે આપણે એ સુમેરિયન પ્રજાને ઓળખીએ છીએ, તે એણે પરભૂમિમાંથી જ આણ્યાં હશેઃ અને મહાનદો ટાઇગ્રીસ અને યુફ્રેટીસના રસાળ, કસદાર તીરપ્રાંતોમાં તેને રોપ્યાં હશે–શતકોની કેટલીક વધુ સંસ્કૃતિસાધના દરમિયાન તેને સવિશેષ વિકસાવ્યાં હશે.

એ પરભૂમિ કઈ? ત્યાંથી આવેલ આ તેજસ્વી પ્રજા અસલ ક્યાંની વતની હશે? એ ક્યારે અને શા કારણે માતૃભૂમિ છોડીને, આ ચાલ્દીઆની ઐતિહાસિક ભૂમિ તરફ પરવરી હશે?

ચાલ્દીઆ શબ્દ 'ચોલદેશ'નો અપભ્રંશ મનાય છે અને એ નામ ઉપલી બે સુવિશાલ જલરાશિ સરિતાઓ વચ્ચેના પ્રદેશને–આજના મેસોપોટેમિયાને—ચોલદ્રાવિડોએ, પોતાની જાતિના નામ પરથી આપ્યાનું સાધાર અનુમાન એક સંશોધકે કર્યું છે. દ્રાવિડોની એ શાખા દક્ષિણ *હિંદમાંથી જ, જે માર્ગે પણિઓ પશ્ચિમ એશિયામાં પ્રવેશ્યા હતા તે* જ માર્ગે પ્રવેશેલી હોવી જોઇએ એ તો સહજ માની શકાય એવી વાત છે. વળી એમ પણ હોય કે પ્રા. ૧૬,૦૦૦–૧૫,૦૦૦થી માંડીને જે ઓછામાં ઓછાં ત્રણ હજાર વર્ષ પણિ-આર્યોએ ઇરાની અખાતની પડોશમાં તથા મેસોપોટેમિયામાં ગાળેલાં હોવાં જોઇએ, તે દરમિયાન દક્ષિણ હિંદ સાથેનો તેમનો વહેપારવિષયક સંબંધ ઘણો સતત અને જીવંત રહ્યો હશે, તેમ જ, એ વેળા તે અનન્ય, દૂરદર્શી વાણિજ્યવીરો ચોલદ્રાવિડોને પોતાની સફરોમાં પોતાની સાથે જ ધધાના મદદનીશો તરીકે અને સોધા પણ લાયક ખલાસીઓ તરીકે ફેરવતા હશે.[૧૬]

આ બધી અટકળો અસ્થાને નથી, સર્વથા સ્થાને છે, કેમ કે ચોલો

પણિઓના આશ્રિત અને ઓશિંગણ હતા, તેથી અમુક સમય લગી એ બે પ્રજાવર્ગો વચ્ચે, ઉભયના સ્વાર્થને ખાતર, શેઠ–નોકરનો લાભદાયી નાતો રહ્યો હોય એ તદ્દન સ્વાભાવિક છે એ રીતે એક તરફ ચોલ-દ્રાવિડો નવા દેશોથી પરિચિત થતા ગયા, બીજી તરફ પણિઓ પણ એ દેશોને પાછળ છોડતા ક્રમે ક્રમે છેક સિરિયા સુધી પહોચતા એમણે છોડેલા દેશો નિર્વિઘ્ન વસવાલાયક થતા ગયા, અને ત્રીજી તરફ સાહસ-પ્રિય, પ્રતિવર્ષ વિશેષ વાધતી દક્ષિણદિ દી ચોલ પ્રજાના યોગ્ય વસવાટ અને વિકાસ માટે એ નવા દેશોનો ઉપયોગ આવશ્યક બન્યો. આ કારણોથી, સખ્યાબંધ ચોલ કુટુબોએ પ્રા ૧૦,૦૦૦ના અરસામાં પોતાની પુરાણી જન્મભૂમિ તજીને નવી ભૂમિ તરફ નિષ્ક્રમણ કર્યું. આ અનુમાનપર પગ પણ કોઇ રીતે ગેરવાજબી નથી

પ્રા. ૧૦,૦૦૦થી પ્રા ૮,૫૦૦–૮૦૦૦ લગી તેઓ અખાતદ્દરતા જ સ્થિર થઇને રહ્યા અહી, પોતાને ભલી ભાતે હસ્તગત કૃષિવિદ્યા અને નહેરવિદ્યાના મહાવરા માટે તેમને સરસ અને પુષ્કળ અવકાશ હતો. પણ યુગ પછી યુગ વીતતા આ પ્રદેશ પણ પ્રજાની વૃદ્ધિ માટે નાનો પડતા તેઓ ઉત્તર ભણી સોએક માઇલ આગળ વધ્યા, ત્યા કાયમનુ થાણુ નાખ્યુ, અને તેને ચોલદેશ એવુ અર્થસૂચક નામ આપ્યુ, જેને અનુગામી અલ્પસસ્કારી પ્રજાઓએ 'ચાન્દિયા' કહીને ઉચ્ચારવા માડયુ.

ચાલ્દીઆના ધીર, થ। વસાહતીઓની નસમા જે થોડાઘણા પણ આર્ય રુધિરના અને સસ્કૃતિના બિન્દુઓ હજી ટકવા પામ્યા હતા, તેની સજીવની શક્તિ વડે કરીને તેમણે હવે આ નવી ભોમકામા તે ઉજ્જ્વળ સસ્કૃતિ વિકસાવી (પ્રા૦ ૮,૦૦૦–૪,૦૦૦ના ગાળામા) જે ઉત્તરકાળમા પરિપક્વ અને સમૃદ્ધ સુમેરિયન સસ્કૃતિ તરીકે ઓળખાઇ એમ આપણે જોયુ છે

આ[૨૭] સુમેરિયનો ઉપરના વૃત્તાત પ્રમાણે મૂળે મુખ્યત્વે ચોલ

પશ્ચિમસંસ્કારિત દ્રાવિડો જ-હતા, અને દક્ષિણ હિંદમાં આર્ય અસર-વાળી સંસ્કૃતિના પરિપાકરૂપ તેઓ હતા, તેના ઘણાં સંગીન પ્રમાણો[૨૮] આપણને, આજે જે કે થોડા અવશેષ સુમેરિયન, બેબિલોનિયન તથા એસીરિયન દેવો અને પુરોહિતરચના, રિવાજો ઇતિહાસ અને કથાના, લિપિ અને ભાષાના અવશેષ કાળના મુખમાંથી બચવા પામ્યા છે, તેમાંથી મળ્યા વિના રહેતા નથી.[૨૯]

## પરિશિષ્ટ ત્રીજું

૧

૨

૫. એ સ્થાનોના પોતાના નિવાસનાં હજારો વર્ષ દરમિયાન પણિઓએ સમગ્ર આર્ય સંસ્કૃતિના કેટલાંક મુખ્ય અંગમા-કૃષિકર્મ, મહાનદોમાંથી નહેરો બાંધવી, વહાણો બાંધવા, ગૃહશિલ્પમા જરૂરપૂરતું સ્થાપત્યકામ કરવું, વગેરેમા પણ-પારંગતતા મેળવી હશે, કેમ કે પાછળથી તેમણે જ એ પ્રકારનું જ્ઞાન દ્રાવિડોને અને તત્કાલીન મેસોપોટેમિયનોને આપ્યું હતું. (જુઓ નીચે ખંડક ત્રીજો).-ધર્મવિષયમાં, સપ્તસિંધુનો આ આર્યવર્ગ અનિંદ્ર (ઇંદ્રને નહિ માનનારો) હશે, પણ તદ્દન અદેવવાદી કે નાસ્તિક તો નહિ હોય એમ કહી શકાય. તેઓ કુદરતની એક મહાશક્તિ તરીકે સૂર્યની આરાધના કરતા હોય એવો સંભવ છે, કેમ કે પછીથી જ્યારે આપણે આ ને આ જ પણિઓને હજારો વર્ષ બાદ ફીનિશિયનો તરીકે પાછા મળીએ છીએ ત્યારે જે ફીનિશિયન સૂર્યદેવો 'બઅલ' 'આઙરેન્સ' ને 'રીશુફ'ની ઓળખાણ આપણને થાય છે, તે જ ઋગ્વેદમાના 'વલ' 'વરુણ' અને 'ઋભુ (સૂર્યકિરણો)'ના જ જુદા રૂપ છે, યુગોના અંતરને લીધે બહુ ફેરવાઇ ગએલા રૂપ છે, એમ રા. અ. ચ. દાસ કહે છે (જુઓ 'ઋ. ઇ.' પૃ. ૧૬૧-૬૨).

૬. પણિઓને સ્વદેશ ત્યજીને દક્ષિણમા ઊતરવું પડ્યું, તેનાં વધુ કારણ આ પણ હોય (૧) એ સમયે ઇંદ્રનો સંપ્રદાય ઘણું કરીને આખા સપ્તસિંધુમાં નિસબંધ પ્રવર્તતો હશે એટલે આ અનિંદ્રોને-ઇન્દ્રના અપાજકોને વૈદિક ઋષિઓ સાથે અવારનવાર અણબનાવ થયા કરતા હોય, અને એ સ્થિતિ, સરમા-પણિ-સંવાદમા વર્ણવાએલ છે તેવા પ્રસંગે એટલી તીવ્રતાયુક્ત બની હશે કે એ ભૂમિ છોડવામાં જ એમને પોતાનું શ્રેય દેખાયું હશે; અને (૨) પહેલા કારણના આનુષંગિક કારણ તરીકે જ-સામાજિક દૃષ્ટિએ પણ અનીતિમાન, બેકાયદે વર્તનારા અને બેહદ લોભિયા એવા આ દેશબંધુઓને પ્રમાણમાં શુદ્ધતર ચારિત્રવાળા એવા વૈદિકોના વિકાસમા આડખીલીરૂપ થવાથી, વૈદિકોએ ખૂબ પજવીને દક્ષિણમા જવાની ફરજ પાડી હોય.

૭. રા. દાસે જ; જુઓ 'ઋ. ઇ.'નું પ્ર. ૧૧મું (પૂર્વાર્ધ).

૮. લેમુરિયા સળંગ ખંડ તરીકે ક્યારે નાશ પામ્યો, તેમાથી લેમુરિયા મટીને હાલના દક્ષિણ આફ્રિકા, દક્ષિણ હિંદ ને છેક ઑસ્ટ્રેલિયા સુધીનાં

દમણાના જળસ્થળ કથ રે થયા, એ નક્કી કરવા વિશે બે મત છે (૧) એ ખ ડ કા તો મારોસીન યુ ાની આખરના કોઇ મહાન પણ આપણને સર્વથા અજ્ઞાત એવા ક્ષોભને અ તે નાશ પામ્યો હશે-આજથી દસબાર લાખ વર્ષ પર, અથવા તો (ર) જે ઉત્પાતોએ પ્રા ર૦,૦૦૦થી પ્રા ૧૭,૦૦૦ના સુમાર મા ગ ગા-રાજ-સમુદ્રોને અલોપ કર્યા, તેણે જ લેમુરિયાના પણ કટકા કર્યા હોય આ બેમાનુ પહેલુ કારણ આપણા હેતુને વધારે આવકારપાત્ર છે, કેમ કે પ્રા ૧૭,૦૦૦ની આસપાસ લેમુરિયાલોપને પરિણામે, ચાન ને પાડય દ્રાવિડો બીજ નીગ્રોઇડ, જ ગલી દ્રાવિડોથી તુરતના જ છૂટા પડ્યા હોય, ત્યારે તુર્ત ને તુર્ત પાછી પોતાની ' એક પ્રકારની સ્વકીય દ્રાવિડ સ સ્કૃતિ ' કેળવી નાખે, એ અશક્ય છે તેથી એ બે ઉપજાતિઓ પલિઓ આવ્યા પહેલા જ દસેક લાખ વર્ષ બીજ નીગ્રોઇડોથી અલગ પડેલી એમ સ્વીકારવુ વધારે વાજબી છે

૯ દ્રાવિડ દેવો માટે ' કેમ કે મૂળ આર્ય દેશમા તો હજી એ વખતે દેવમૂતિઓ કે તેના મ દિરો નહોતા, પણ એ દેશમા ઘરો વગેરે બાધવા માટે જે સ્થાપત્યકલા ખીલેલી જે પણિઓને પણ આવડતી હતી, તે કલા તેમણે દ્રાવિડોમા ફેલાવી ને દ્રાવિડોએ તેનો ઉપયોગ પોતાના લાબા વખતથી પ્ર-ચલિત મૂતિપૂજાને અ ગેના મ દિરોમા કર્યો એ પૂજા એમની પાસેથી જ અસલ આર્યોએ પાછલા સમયમા સ્વીકારેલ એવો પણ એક મત છે બીજા મત પ્રમાણે બૌદ્ધોની અસર હેઠળ પ્રા બીજી સદી આસપાસ આર્ય પ્રજામા મૂતિપૂજા દાખલ થએલી. આ બ ને મતો, અલબત્ત, ખરા અસલ વૈદિક આર્યો અમૂર્તિપૂજક હત , એ માન્યતા પર જ બ ધાયલા છે

૧૦ પણિ-આર્ય સિવાયનુ અ ર્ય લોહી પણ પછીથી એ જાતિમા ભળ્યુ હતુ પણિઓ પછી કેટલેક કાળે, કદાચ ઋગ્વેદસમયના મધ્યયુગ ( પ્રા૦ ૧૮,૦૦૦-૧૦ ૦૦૦)મા જ, જુદેજુદે વખતે, અગસ્ત્યકુળના અને વિશ્વામિત્ર કુળના આર્ય ઋષિઓએ દક્ષિણમા આવી આશ્રમો સ્થાપ્યા અને સંસ્કાર પ્રચાર કર્યો હતો ( જુઓ ' ઋ ઈ ', પૃ ૧૦૭-૦૯ ) એ વિશ્વામિત્રોના વ શજો તે જ દક્ષિણમાની પછીના સમયની આન્ધ્ર પુન્દ્ર શબર, પુલિન્દ, મુતિબ, વગેરે જાતિઓ ( ઋ ઈ પૃ ૧૦૮)

૧૧ ચાલ્દીઆ અને મીસરમા જુઓ આ પ્રકરણનો ખ ડક ચોથો તથા આની પછીના પ્રકરણનો ખ ડક પહેલો

૩

૧૨. એ દેશોમા પણ તેમણે પણિ–આર્ય સંસ્કૃતિના બીજ નાખ્યા જ હશે; જો કે તેના અવશેષો હજી કોઇ પણ રૂપમા મળ્યા નથી, તેથી થોડી પણ ચોકસાઇથી કશુ કહેવુ અશક્ય છે.

૧૩. અહીંથી શરૂ થતા ચાર શબ્દો એ, રા ન્હાનાલાલ કવિના કાવ્ય ' ગુજરાત 'માની પંક્તિ ' સાગરે ઝુકાવ્યું સફરી જહાજ ' પરથી લીધા છે.

૧૪. આ પ્રા. ૧૬,૦૦૦ની સાલ પહેલી નજરે અપ્રતીતિજનક લાગે તેવી છે. પણ પણિઓ એ રીતે હિંદ છોડી રફ્તે રફ્તે ફીનિશિયનો બન્યા, તે બનાવ માટેની જે સાલ-પ્રા. ૩૦,૦૦૦-જ્યુલીઅસ આફ્રિકનસે ( ઇ. સ. ત્રીજી સદી ) ફીનિશિયન શ્રુતકથાને આધારે આપી છે, તેને મુકાબને તો પ્રા. ૧૬,૦૦૦ની સાલ જરા ય અત્યુક્તિ વિનાની ગણાવી જોઇએ-

૧૫. એ વતનીઓનો જે વૃત્તાંત ' હિસ્ટોરીઅન્સ હિસ્ટરી ઑફ ધ વર્લ્ડ'મા (વૉ. ૧, પૃ. ૫૩૫ ) છે, તેને આધારે આપણા વિષયને લગતા એક બે મહત્ત્વના અનુમાનો દોરી શકાય તેમ છે : પણિઓ એ નવા દેશમા એકદમ દાખલ થયા નહિ હોય પણ એ નવા કિનારાઓથી ઘણે દૂર પોતાના વહાણ રાખીને, હોડીઓમા થોડા થોડા કિનારે ઊતરતા હશે, થોડો વખત વતનીઓ સાથે રહીને વળી પાછા વહાણમા પોતાના સાથીઓને નવા લોકથી માહિતગાર કરવા જતા હશે, પણિઓના આ વર્તન પરથી જ વતનીઓએ એમને ( કે એમના કોઈ પ્રભાવશાળી નાયકને ) મત્સ્યદેવ–'ઓએનીસ' કે 'મુસારસ ઓએનીસ' –માની એમની આરાધના પોતાની પ્રજામા ચલાવી હશે.

૧૬. એ સેમિટિકોમા પણ આર્ય લોહી ભળ્યું હશે ? જે ( આર્ય ) દાસદસ્યુઓ કાસ્પીઅનના પ્રદેશમા વસેલા તેઓનુ મિશ્રણ એ તરફની કોઈ અનાર્ય જાતોમા થવા પછી સેમિટિક જાતિ બધાઇ હશે ?

૧૭ પણિ–પણિક્–ફિનિ–ફીનિશિયા; વળી, પણિક્–પ્યુનિક (લૅટિન)–ફીનિશિયન ( ગ્રીક )

૧૮. ગ્રીકોને તેમના મૂળાક્ષર પણિઓએ શીખવ્યા (જેમા ગ્રીકોએ ઘણી સુધારણા કરી તેને પોતાની રાષ્ટ્રભાષાના મૂળાક્ષર બનાવ્યા ) એમ મનાય છે. ( ઋ. ઈં.' પૃ. ૧૯૬).

૧૯. 'દંફાવ્યા' પણ દરાવ્યા નહિ. ત્રણે પ્યુનિક વોર્સમાં ઉત્તરની હાર કાર્થેજનીઅનોની થએલી. એમનું અંતિમ નિકંદન રોમનોએ પ્રા. ૧૪૬મા કર્યું. એ લડાઈઓ જમીન પરની તેમ જ દરિયાઈ પણ હતી. 'હેનિબાલ' શબ્દમાં જ ફીનિશિયન સૂર્યદેવ 'બાલ'નું સ્પષ્ટ સૂચન છે.

૨૦. જુઓ છઠ્ઠા પ્રકરણનો ખંડક પહેલો.

૨૧. પ્રો વિલ્સનના. અતિપ્રાચીન નોર્વેમાની (ફીનિ. દેવની) 'બઅલ'-ભક્તિ વિશેનો એમનો સવિસ્તર મત અ. ચં. દાસે 'ઋ. ઈ.'ના ૧૧મા પ્રકરણના પરિશિષ્ટમા ઉતાર્યો છે.

૨૨. કાર્થેજનીઅનો સ્પેનમા પણ પ્રસરેલા ને રોમનોને હાથે નષ્ટ થએલા (જુઓ 'ધ વર્લ્ડ ઑફ ગ્રીસ ઍંડ રોમ': પૃ. ૯).

૨૩. ફીનિશિયન દુર્ગુણો: તેઓ મનુષ્યવધ કરતા; બાળકોના અપહરણ કરી એમને ગુલામ બનાવી વેચતા, કે ભારે રકમ સગા પાસેથી લઈને જ પાછા આપતા. એમણે યુરપને તાબાનો ઉપયોગ પહેલવહેલો શીખવ્યો હતો. (જુઓ આ. ટેલરકૃત 'ઑરિજિન ઑફ ધી આર્યન્સ' પૃ પ૬).

૪

૨૪. એસ આર હોલ: 'ઍન્શ્યંટ હિસ્ટરી ઑફ ધ નીઅર ઇસ્ટ' (પ્ર. ૫; પૃ. ૧૭૨–૭૪)મા.

૨૫. અ. ચ. દાસે; ઋ. ઈ. પૃ ૨૦૧લા પર

૨૬. એ દ્રાવિડોને પણિઓએ પોતાની સાથે પરદેશમા રાખવાનુ એક વધુ કારણ એ પણ હોય કે પરદેશોના જંગલી અસલ વતનીઓ સરકારી પણિ-સમાજમા તુર્ત જ ઉપયોગી થઈ શકે, તેના કરતા પણિઓથી જ સંસ્કારાયલા આ દ્રાવિડો સર્વથા વધુ ઉપયોગી થાય.

૨૭. 'સુમેરિયા' નામની ત્રણ વ્યુત્પત્તિ સૂચવાય છે (૧) એ પ્રદેશ 'સ-મરુ' હતો, મરુભૂમિ જેવો રેતાળ હતો, તેથી એ પહેલા 'સમરુ' પછીથી 'સુમરુ'–'સુમેરુ'–'સુમેરિયા' બન્યો, (૨) કારપીઅન-કિનારાના અસુરો આ ભાગમા આવ્યા (સેમિટિકો તરીકે ?) ત્યારે તેમણે સુમાલી નામક પોતાના નેતા પરથી 'સુમાલિયા' નામ દેશને આપ્યુ, જે પાછળથી 'સુમેરિયા'

યતુ; ( ૩ ) હિંદુ પુરાણકથાઓમા મેરુ ને સુમેરુ નામો આવે છે તે પરથી પણ, એ સ્થળે આવી વસેલા અસુર-આર્યો કે દ્રાવિડઆર્યોએ તેને ' સુમેરિયા ' કહેવા માડ્યુ હોય-ગમે તેમ, દેશનુ એ નામ, સેમીટિકો ત્યા આવી વસ્યા (પ્રા૦ ૪,૦૦૦ કે એટલામા) ત્યારથી અપાયલુ લાગે છે. તેમણે ચાલ્દીઓને જીતી લીધા, એમની સસ્કૃતિને સંસ્કાર તેમ જ રુધિરની બાબતમા પોતાની અદર સમાવી, એમ બધાયલી નવી સંસ્કૃતિને ' સુમેરિયન ' વિશેષણ આપ્યુ, આગળ જતા ગ્રીકોએ ત્યાની પ્રજા તેમ જ સસ્કૃતિને બેબીલોનીઅન કહી ( 'બબલ' કે 'બેલ' દેવ પરથી ? ) અને એ જ બેબીલોનીઅનોએ અસલ ચાલ્દીઆથી પણ ઊચે ચઢીને આસીરીઆ તથા ત્યાની વિશિષ્ટ સસ્કૃતિ ખીલવી જેની અંદર પણ આર્યત્વનો પ્રભાવ ઝાખોઝાખો પણ રહ્યો જ. એ બેબીલોનીઅનોએ અને આસીરીઅનોએ પોતાની વત્તીઓછી અસર ગ્રીસ પર, ને તેની દ્વારા રોમ તથા અર્વાચીન યુરપ પર પણ પાડી. આ રીતે અત્યારની યુરોપી સસ્કૃતિના વણાટમા ( બીજી, પાછળની અસરોને ઘણા ધ્યાનમા ન લઈએ તો પણ) આર્ય તાણો નહિ તો વાણો તો છે જ.

૨૮. એ પ્રમાણો ' હિસ્ટોરીઅન્સ હિસ્ટરી ' વગેરે સાધનોને આધારે રા. દાસે પોતાના ગ્રથમા (પ્ર ૧૨) એકત્રિત કરી, તેની પરથી જે પાયાદાર અનુમાનો બાધ્યા છે તેની વિસ્તૃત ચર્ચા તો જિજ્ઞાસુઓ એ ગ્રથમા જ જુએ તે ઉત્તમ, પણ જેઓ એ મૂળ લગી મુસાફરી કરવા અશક્ત હોય, તેમના લાભ માટે એમાના મુખ્યમુખ્ય અનુમાનોનુ મુદ્દાવાર સારસર્વ અહી આપવુ ઉચિત લાગે છે' (૧) આસીરીઅન દેવ હ્લુ તે આર્યોના ઇલાપતિ પર્જન્ય (ઇન્દ્ર); આર્યો જેને અગ્નિ કહેતા, તે વહ્નિદેવ આસીરીઆમા અનુ ને બેબીલોનીઆમા દગનુ (સ. 'દહન' પરથી) કહેવાતો, ઋગ્વેદનો વાયુદેવ જે વેન, તે આસીરીઆમા બિન્ નામથી અતરિક્ષનો અને આકાશી તોફાનોનો દેવ થયો; એ જ રીતે બેબીલોનીઆનો તોફાનદેવ જે મતુ કે મર્તુ, તે આપણો મરુત્, સૂર્યદેવને આપણા લોકો દિનેશ કહેતા તેને આસીરીઅનો દાયનિસુ, ને ગ્રીકો ડાયોનિસસ્ તરીકે ઓળખતા, આપણો વૈદિક દેવ જે મિત્ર એ તો જરા ય નામફેર વિના, પોતાના અસલ અવતારે જ, શોધક સેસ

( Sayce )ને જડેલા એક આસીરીઅન શિલાલેખમા દેખા દે છે (૨) આપણે ત્યાના ઋષિ-પુરોહિતની પેઠે ચાલ્દી ને બેબીલોનીઅન ધર્મગુરુ 'પતેસિ' (Patesi) રાષ્ટ્રીય વિદ્યાનુ વંશપરંપરાગત સેવન અને રક્ષણ કરતો, ભવિષ્યદર્શન કરી શકતો, સમાજનુ શ્રેષ્ઠ, નિરાળુ અંગ ગણાતો, અને (અથર્વવેદી ઋષિઓની જેમ) સ્વપ્ન પારખવાની, માઠા સ્વપ્ન નિવારવાની તથા ભૂતપ્રેતાદિ વાળવાની વિદ્યાઓ પણ જાણતો (૩) પથ્થર કે માટીના જે તત્કાલીન સિલિન્ડર ( ભૂંગળા, નળો ) જડયા છે તે પરની કોતરણીના ચિત્રો ચોખ્ખુ દર્શાવે છે કે દેવસ્તુતિની, યજ્ઞની ને પશુબલિદાનની પ્રથા જેવી સપ્તસિંધુમા તેવી જ બેબીલોનીઆમા હતી (૪) જેવા આર્યો તેવા જ ચાલ્દીઓ અઠંગ જ્યોતિષી હતા (૫) દક્ષિણ હિંદમાથી આજે પણ નષ્ટ થતી નથી તે દેવદાસીની જુગજૂની સંસ્થા હીનતર સ્વરૂપે બેબીલોનીઆમા પણ હતી (૬) દક્ષિણ હિંદનુ પુરાતન મંદિરશિલ્પ એ જ, ચાલ્દીઓ દ્વારા, ચાલ્દીઓનુ નષ્ટ કાયમ દિરશિલ્પ પણ હજી ત્યા જે બેબીલોનીઅન ને આસીરીઅન ભાગી તૂટી મૂર્તિઓ મળે છે, તેની પર આર્યદ્રાવિડ અસર સ્પષ્ટ છે એ અસરના ચાલ્દી વિધાયકોનો 'સેઇટ' (Sait) નામે ખાસ વર્ગ હતો સંસ્કૃત શ્રેષ્ઠી પરથી એ સેઇટ કે સેઠ શબ્દ થએલો, સેઇટ-ચેટ્ટી (જે આજના મદ્રાસીઓમા પણ છે ) (૭) ભાષાવિષયમા તો ઉપર આપણે દેવોના નામોમા જોયુ તેમ, અહીંની ભાષા મરડાઇમચડાઈને પણ ત્યા પહોચી ગએલી એમા તો સંદેહ ધરવાપણુ નથી. એક વધુ દાખલો અહીંના દેવ 'નરસિંહ' એ ત્યાના 'નરમ્ સિન્દૂ' કે 'નાન-હર-સગ' તરીકે પ્રગટ થાય છે ઉપરાત, સુમેર ભાષા દ્રા જેવી agglutinative હતી (૮) હિંદમા અક્ષરલિપિ પહેલા ચિત્રલિપિ હતી એવો એક મત છે એ સ્વીકારીએ તો, તેણે જ ચાલ્દીઓ મારફત બેબીલોનીઆમા જઈને ત્યાની ખીલારેખી ("ક્યુનીફોર્મ") લિપિનુ રૂપ ધર્યુ હોય તે અશક્ય નથી અસલ ચિત્રલિપિને બેબીલોનમા લેખંડી અણીદાર વતરણાવડે પોચી માટીની ઇંટો પર અજમાવવી પડે એવો ત્યાનો સ્થાનિક સંજોગ હોવાથી, એ સંજોગને વશ થવાથી લિપિના ચિત્રોએ ખીલારેખુ રૂપ ધર્યુ હોય એ સ્વાભાવિક જ છે (૯) મલબારી સાગ દુનિયાભરમા મલબાર સિવાય બીજે ક્યાંય થતુ નથી. એ સાગના અવશેષ ચાલ્દીઆમા મળ્યા છે આનો અર્થ એ જ કે પહેલા પણિઓ ને પછીથી ચોલો એ લાકડુ દક્ષિણ હિંદમાથી જ ત્યા લઇ ગએલા (૧૦) મોરને તામિલ (દ્રાવિડ) ભાષામા તોકાઈ (Tokai)

કહે છે, તેને હીબ્રુ (સેમીટીકબાબીલોનીઅન અસરવાળી ) ભાષામા તુકિયિમ (Tukiyim) કહે છે. આનો અર્થ પણ ઉપરના નં. ૯ જેવો જ. ( ૧૧ ) બેબીલોનના (કે એસિરિયાના?) રાજા સોલોમન(પ્રા૦ ૧,૦૧૨)ના દરબાર-મા ને તેના રાજ્યમા જે કેટલેક માલ આવતો-મોર, હાથીદાંત, સુખડ, મહાવાનર ( ape )—તેની નીપજ અને નામોને દક્ષિણ હિંદ સાથે ધાડો સબંધ છે. (૧૨) મસ્લીનને ચાલ્ડીઆમા ' સિધુ ' નામથી ઓળખતા. એ નામ ને વસ્તુ હિંદમાથી જ ત્યા ગમા હોય. ( ૧૩ ) દ્રવિડદેશ દક્ષિણમા મહીસુર આવેલું છે એ નામને મહિષ+ઉર એમ છૂટું પાડીએ, તો ચાલ્ડી-ઓના પુરાણા પાયતખ્ત 'ઉર' શહેરનું નામ એ દ્રાવિડ નામમાથી જ મળી જાય છે, વળી, ઉરનું બીજું નામ મુધેઈર ( Mugheir) હતું, એ મહીસુર (Mahisur)નો બહુ તણાયેલો અપભ્રંશ પણ કદાચ હોય. (૧૪) નં. ૬વાળા સુદ્રામા જે મૂર્તિઓનો ઉલ્લેખ છે, તે તત્કાલીન ચાલ્ડી પ્રજાજનોની મુખાકૃતિ પરથી જ ઘડાઇ હોવી જોઈએ, અને, એ મુખાકૃતિ દ્રાવિડોના મુખની આકૃતિ ને બહુ મળતી આવે છે (૧૫) એ અતિપ્રાચીન સમયમા, ચાલ્ડીઆ પર આવો સર્વવ્યાપી ને બહુરૂપી, ચિરંજીવ પ્રભાવ પાડી શકે તેવી પ્રાણવાન ઉત્તમ સંસ્કૃતિ એકમાત્ર આર્યદેશમા જ હતી.

૨૯ સિંધુતીરના પ્રદેશની (મુહેન–જો દડો ને હરપ્પાની) હમણા (સને ૧૯૨૨-૨૮મા) પ્રકાશમા આવેલ સંસ્કૃતિ પર સુમેરિયન સંસ્કૃતિના મધ્યાહ્ન કાળ(આશરે પ્રા. ૪,૦૦૦ આસપાસ)નો પ્રભાવ પડ્યો હતો, તે આ પ્ર-કરણમાની વિગતોને એ નવી શોધો જોડે સરખાવતા તુર્ત સ્પષ્ટ થશે. એ શોધની વિગતો તો, અન્યત્ર તેમ આ વિભાગની ( ગ્રંથને છેડે છપાવાની ) ગ્રંથસૂચીના નં. ૧૭, ૧૮ અને ૧૯માથી મળે તેમ છે પણ, સુમેરિયા અને સિંધુપ્રદેશ : એ બે સ્થળના અવશેષો વચ્ચેના ગાઢા સામ્ય પર ધ્યાન ખેંચવા અહીં માત્ર પાચછ મુદ્દા આગળ કરવા બસ થશે ( ૧ ) સુમેરિયનો પેઠે સિંધુદેશીઓ પણ લંબમસ્થા (ડેલિકો-સેફાલિક) દ્રાવિડો હતા, બેઉ પહેલા ચિત્રલિપિ, પછી ખીલાશેખી લિપિ વાપરતા, નાગાસની દેવીના બેઉ પૂજક હોવા સંભવ છે, સિંધુપ્રદેશવાળાઓ એ પ્રદેશમા આવ્યા પહેલા એમનો બીજે સ્થળે ઘણો વિકાસ થયો હતો એમ સર જોન માર્શલ કહે છે, એ સ્થળ સુમેરિયા જ હોઈ શકે, સિંધુતીરે જે જસત ( કે કલાઇ?)

આવતુ, એ તે સમયે સુમિરીઆમાંથી જ આવી શકે તેમ હતુ એ સિંધુતીરની સ્થાનિક પેદાશ નહોતી બેઉ પ્રજાની પોશાકની, કેશધારણની, વગેરે રીતો ઘણી મળતી હતી. આ ઇરાનમાર્ગ દ્વારાનો જુરાણી સંબંધ વ્યાપારી હશે એક દાખલો સંબંધ પછી સુમેરિયનો સિંધુતીરેથી જે રૂ સ્વદેશમા લઇ ગયા, એ ત્યાં (બેબીલોનિયામાં) તેની ઉત્પત્તિના સ્થાન પરથી 'સિંધુ' અને ગ્રીસમાં 'સિડન' કહેવાતુ હતુ સુમેરિયનો સિંધુતીરે આવ્યા બાદ આર્ય અસર તેમના પર થઈ હશે, કેમ કે સિંધુપ્રદેશમાં મળી આવેલી મુદ્રાઓ ('સીલ') પર ભૃગુકચ્છાદિ આર્ય ઋષિઓના તથા આર્યરાજ સુધિષ્ણુના નામો છે જૂના અંપ દેશો તે આજના અફઘાનીસ્તાન વગેરેમાં તાબુ પાકતુ તે જ ત્યાંથી સિંધુતીરે મુહેન-જો દડોમાં આવ્યુ હોવુ જોઇએ—સિંધુતીરી સંસ્કૃતિનો સમય જે સર જોન પ્રા ૩૫૦૦ નજીક મૂકે છે, તે આપણે સુમેરિયન અધ્યાગમન માટે સ્વીકારેલ સમયથી (પ્રા ૪,૦૦૦થી) દૂર નથી જૂની સંસ્કૃતિઓના કાળનિર્ણયની મુશ્કેલી વિચારતા, બંને સમયો એક જેવા કહેવાય—દક્ષિણદિશી દ્રાવિડો પરભાર્યા જ સિંધુતીરે કેમ ન પહોચ્યા હોય ? આવી શંકાનો ખુલાસો તુર્ત આપી શકાય છે સિંધુતીરી અવશેષો પર શુદ્ધ દ્રાવિડી કે પણિદ્રાવિડી અસર નથી સુમેરદ્રાવિડી છે તેથ, અને પરભાર્યા ચઢયા હોત તો પ્રદેશના શુદ્ધ આર્યોએ તે અસલ નબળી—પોચી દ્રાવિડ સંસ્કૃતિ પર પોતાની જે ઊંડી અસર પાડી હોત, તે મજકુર અવશેષોમાં પરખાવી જોઇએ, પણ તે એવી રીતે પરખાતી નથી તેથી આપણે એમ વિના સંકોચ કહીશું કે સિંધુને કાંઠે પ્રા ૪,૦૦૦–૩૦૦૦ દરમિયાન જે ઉચ્ચ ને સુવિકસિત સંસ્કૃતિ મુહેન જો દડોથી હરપ્પા લગીના, કે એ બે સ્થળોના, નગરોમાં પથરાયલી હતી તેનુ તાત્કાલિક પ્રેરક બળ સુમેરિયા કહેતા મેસોપોટેમિયામા જ હતુ, બીજે કશે નહિ

## પ્રકરણ ચોથું

### સંસ્થાનો અને શાખાઓ (ચાલુ)

૧

જ્યારે આર્યકુળના જ વંશજ એવા ફીનિશ્યનો એશિયામાઇનરના છેક છેવાડેના પશ્ચિમ કિનારેથી ભૂમધ્યસમુદ્ર દ્વારા યુરપની તત્કાલીન જાતોને પોતાની પુરાતન વાણિજ્યવિદ્યાનો પરચો બતાવતા હતા, જ્યારે એ જ કુળના જગન્મોહક સંસ્કારના વારસદાર ચોલદ્રાવિડો, ચાલ્દી પ્રજા તરીકે, ભવ્ય સુમેરિયન સંસ્કૃતિનું બીજારોપણ કર્યે જતા હતા, જ્યારે ખુદ સપ્તસિંધુના વિશુદ્ધ આર્યજનો પોતાના અસ્તિત્વના કદાચ સર્વથી જ્વલંત યુગના[1] અનુભવોના મોંઘા લહાવ લેતા હતા, ત્યારે,[2] દક્ષિણ હિંદમાંથી, કૈં કૈં સૈકાના આર્યસંસ્કારે પરિપુષ્ટ એવા દ્રાવિડોનું એક વધુ નિષ્ક્રમણ થયું. એ નિષ્ક્રમણનો રંગ ઉત્તર આફ્રિકાની એક સૌથી કીર્તિમંત પ્રજાને એટલો બધો ચઢ્યો, એટલી તો પ્રકર્ષતા ને વ્યાપકતાથી ચઢ્યો, કે વિષયના કોઈ કોઈ મોટા નિષ્ણાતો આજે પણ એવી અદ્ભુત સંસ્કૃતિને એ પ્રજાની સ્વકીય જ માને છે, ત્યાંની સ્થાનિક જ માને છે, બહારથી આયાત થએલી નહિ

જે પારકું હતું તેને આવી ઉત્સુકતાથી અને ચિવટથી પોતાનું કરી લેનાર પ્રજા તે પુરાણપ્રસિદ્ધ મિશ્ર દેશ ઊર્ફે મીસરની પ્રજા તેના લોક અને તેમની ભાષા, તેના સ્થળોના નામ અને પેદાશો, તેના દેવો,

રિવાજો, સમાજવ્યવસ્થા : સર્વને લગતાં જે જે સંશોધન[૭] થયાં છે તેને ખરી પૌરસ્ત્ય દષ્ટિથી તપાસનારે તો નિઃશંક એવા નિર્ણય પર આવ્યે જ છૂટકો છે કે પ્રાચીનકાળમાં મિસર પર સપ્તસિંધુપ્રદેશના લોકોની આડકતરી તો આડકતરી પણ અચૂક, ગાઢી અસરો થયા વિના રહી નહોતી.

એવી અસરો કોણે પ્રસારી હશે? અને તે ક્યારે? ક્યારે, અને શા ઉદ્દેશથી?

પાચ્દ્રાવિડ જાતિ પણિ—આર્યોના નિકટના સમાગમમાં આવી હતી એ આપણે ગયા પ્રકરણમાં જોયું. એ જાતિના કેટલાક વર્ગોને પણ, લાગે ગાળે, જાતિવિકાસ ખાતર તેમ જ સાહસવૃત્તિને પોષવા માટે, પરદેશોમાં જઈને વસવાની તથા વેપારથી સુસમૃદ્ધ બનવાની આવશ્યકતા જણાઈ. પોતાની અગાઉ જેઓ દક્ષિણ હિંદની બહાર ગયા હતા તેમની હિલચાલથી તેઓ સારી રીતે વાકેફ હોય તે કુદરતી છે. એ વાકેફ-ગારીનો તેમણે ડહાપણભર્યો ઉપયોગ કર્યો. તેમણે જોયું કે આખું એશિયા માઈનર પણિઓ ને ચોલોએ મળીને વસાહત લેખે સર કર્યું છે, એટલે આપણે કોઈક નવો પણ એટલો જ ફળદ્રુપ પ્રદેશ ખોળવો પડશે ... આ વિચારસરણીને અંતે તેમણે મહાનદ નીલના રસાળા તીરપ્રાંતોની પસંદગી કરી; સ્વજાતિનાં કુટુંબોને મોટી સંખ્યામાં ત્યાં લઈ ગયા (પ્રા. ૮,૫૦૦–૭,૫૦૦); ત્યાંની અસલ વતની કોમોની તથા પડોશની પ્યુનિક જાતિની સાથે પોતાનાં રુધિરમિશ્રણ પણ રાજીખુશીથી થવા દીધાં (પ્રા. ૭,૫-૦૦–૫,૫૦૦); અને એ રીતે મીસરની તે વિશિષ્ટ છતાં આર્યગુણી સંસ્કૃતિ ખીલવી, જેના અનેકવિધ અવશેષ આજે પણ ભર્યો જગતને અજાયબીમાં નાંખતા નિર્મળ આનંદ આપ્યા કરે છે.

૨

પૂર્વે સપ્તસિંધુની વાયવ્ય દિશાએથી જમીનમાર્ગે ત્રણ નિષ્ક્રમણ

થયાં હતાં-અસંસ્કારી દશાવાળા આર્યોનું, દાસોનું અને દસ્યુઓનું. પછી પણિઓ દક્ષિણમાં ઊતર્યા, અને, એક એમનું અને બે દ્રાવિડોનાં, એમ ત્રણ વધુ નિષ્ક્રમણ ત્યાંથી જ સમુદ્રમાર્ગે પશ્ચિમ એશિયા તથા મીસર તરફ થયાં. એશિયાના એ ભાગમાં પણિઓની ફીનિસ્યન સંસ્કૃતિ અને ચોલદ્રાવિડોની ચાલ્દીઅન-સુમેરિયન સંસ્કૃતિ કેટલીક સહસ્રવર્ષીઓ લગી ઊગી અને તપી, તેની ઝાંખી આપણે કરી આવ્યા છીએ. એ સંસ્કૃતિઓનો મધ્યાન્હોત્તર કાળ ચાલતો હતો ત્યારે, પણ એ સર્વ અસ્તાચળે નમતી થઇ ગઇ ત્યાર પહેલાં, એ જ ચાલ્દીઆ, બેબીલોનિયા અને આસીરિયાની આસપાસ, એશિયા માઇનરના ઉત્તર ભાગમાંના પ્રદેશોમાં, ચારપાંચ નાનાં પણ બળવાન, ઓછેવત્તે અંશે આર્યસંસ્કારી એવી પ્રજાઓનાં, રાજ્યો હતાં.

આ પ્રજાઓ-આ મિટન્નીઓ કોસ્સીઅનો ને હિટ્ટાઇટો, ફ્રીજીઅનો અને લીડિયનો-વિશેની આજના સંશોધકોને મળેલ માહિતી[૪] લગભગ કંગાળ છે એમ કહેવું જોઇએ. જે કૈં તૂટકછૂટક એમને વિશે જાણવામાં આવ્યું છે તે પરથી વિગતોમાં ઊતર્યા પહેલાં, સામાન્યપણે એટલું કહી શકાય કે એમનાં પ્રજાજીવનને આર્યત્વનો જે પટ ચઢેલો તે કૈંક શુદ્ધતર સ્વરૂપનો હોવાથી. એ એમની દક્ષિણવાસી ચાલ્દીઅન આદિ પ્રજાઓ મારફત ગળાતો ને ચળાતો નહિ, વહેતોવહેતો નહિ, પણ કોઇક રીતે સપ્તસિંધુમાંથી સીધો પરબાર્યો જ ચઢેલો હોવો જોઇએ; એમ હોય તો, આ પંચપ્રજાના નિષ્ક્રમણો પણ, આદ્ય નિષ્ક્રમણોની પેઠે જ, સપ્તસિંધુપ્રદેશના વાયવ્ય ખૂણાને રસ્તે જ જુદેજુદે સમયે અને વધુઓછી સંસ્કારદશામાં થયાં હોવા જોઇએ; અને એ નિષ્ક્રમણો, અંદાજી ગણતરી મુજબ, પ્રા. ૪,૫૦૦થી પ્રા. ૧,૫૦૦નાં ત્રણેક હજાર વર્ષ દરમિયાન થયાં હોવા જોઇએ: કેમ કે પેલે છેડે, પ્રા. ૩,૦૦૦-માં હયાત એવા આસિરિયન પાટનગર નીનીવેહની પહેલાં ઘણેઘણે કાળે મિટન્ની રાજ્યની હયાતી પરથી તથા આ છેડે, હમણાં વીસ

વરસ પર એ તરફના બોઘાઝ-કયુઇ નામે સ્થળમાં જડેલા શિલાલેખ પરથી સમજાય છે કે પ્રા ૧,૫૦૦–૧,૪૦૦ સુધી આર્ય દેવો ઇંદ્ર, મિત્રાવરુણ અને નાસત્યૌની પૂજક એ મિટની પ્રજા જીવંત હતી એવા નિર્ણય પર પુરાતત્ત્વવિદો આવ્યા છે

એ પાયમાનાં પહેલા ત્રણ રાજ્યો વિશે આપણે પ્રમાણમા કૈક વધુ જાણીએ છીએ અને તેથી જ, એ સ્થળકાળને ધ્યાનમા લેતા, એમની શક્તિઓ મર્યાદાઓ અને મુશ્કેલીઓની કલ્પના કરતા, એ પ્રજાત્રયીની જે પરાક્રમકથા પ્રેરણાવાહી લાગ્યા વિના રહેતી નથી, તેના થોડાક અધ્યાય ઉકેલવાનુ અહીં બની શકે તેમ છે

પહેલા તો એમની ભૂગોળસ્થિતિ જોઇએ, એટલે ઇતિહાસ સમજવાની સુતરતા થાય

મિટનીઓ બેબીલોનની વાયવ્યે અને આસીરિયાની પશ્ચિમે રાજ્ય કરતા હતા, કેસ્સીઅનોનો રાજ્યપ્રદેશ બેબીલોનની પૂર્વે અને હિટ્ટાઇટો નો મિટનીવાયવ્યે ને ફીનિશિયાની ઉત્તરે આવેલો હતો ત્રણેને મિસર જોડે પણ સંજોગાનુસારી દોસ્તી કે દુશ્મની પણ જુદેજુદે વખતે હતી તેઓ કોઇ વાર અતૂટ એકસંપી કરીને મીસરના મહાન રાજાઓની સામે પણ માથુ ઊંચકવાની હામ બીડતા તો કોઈ વાર વળી, મિટનીઓને બનેતુ તેમ, પોતાની સ્વરૂપવાન રાજકન્યાઓ મિસરરાજાને પરણાવીને તેની તાબેદારી પણ ઉઠાવના એ તાબેદારી વધુ અંશે તો રાજકીય હતી, સાસ્કારિક દૃષ્ટિએ તો, મિટની રાજકુમારીઓના મિસરમહારાણીઓ તરીકેના પ્રભાવથી જ, એ દેશમાની જૂની સૂર્યપૂજામા કેટલાક નવયુગને અનુકૂળ એવા આર્યોચિત ફેરફાર થઇ શક્યા હતા[૫]

કેસ્સીઅનો સ્વતંત્રતાને વધારે અનુરાગથી વરેલા તેમ બીજાની સ્વતંત્રતાને ઉત્સાહપૂર્વક હરનારા હશે એમ લાગે છે એમણે પ્રા ૧,૮૦૦માં પોતાની પશ્ચિમ બાજુના પડોશી બાબીલોનિયન રાજાને

હરાવી, હાંકી કાઢી, પોતાનો નવો જ વંશ ત્યાં સ્થાપ્યો, જે પોણા-છસો વર્ષ લગી ટક્યો. એ વંશ દ્રાવિડાર્ય દેવ 'બઅલ'નો પૂજક અને પુરોહિતસત્તાક હતો. તેનું પ્રા. ૧૨૩૦-૨૫ માં આસીરિયનોને હાથે નિકંદન થતાં, બેબીલોન એ લોકોના હાથમાં ગયું.

હિટ્ટાઇટોનું રાજ્ય આશરે પ્રા. ૧૭૫૦થી પ્રા ૧૧૦૦ લગી તપ્યું હતું. તેઓ કેસ્સીઓનો કરતાં પણ વધારે બહાદુર અને યુદ્ધપ્રેમી હતા. પોતાના રાજ્યની દક્ષિણે સીરયા( ફીનિશિયા )માં મિસરનું સંસ્થાન હતું તેની જડ ઊખેડી નાંખવાની તૈયારી પણ તેમણે પ્રા. ૧,૪૦૦ની આસપાસ મિટન્નીઓની સહાયતાથી કરેલી. હિટ્ટાઇટોનાં બીજાં પણ ઘણાં પરાક્રમોની ગુણગીતા એમના રહ્યાખડયા અવશેષ, તેમ જ બાઇબલ અને મીસરી ઇતિહાસ ગાય છે. આજે સાવ ભુલાઇ ગએલ એવા પણ અનેક વિજયો તેમણે બેબીલોનિયન અને આસીરિયનોના હરીફ લેખે મેળવ્યાનું મનાય છે. તેઓ આવી સમુજ્જવલ વીરશ્રીના વારસ હોય તેમાં નવાઇ નથી, કેમ કે તેમના નામની વ્યુત્પત્તિ બતાવે છે તેમ આર્યાવર્તમાં હતા ત્યારે તેઓ પરમ શૌર્યશોભન ક્ષત્રિય વર્ણના જ હતા : ક્ષત્રિય—ક્ષત્રિ—ખટ્ટિ ( આ નામથી આસીરિયામાં તેઓ ઓળખાતા ) કુહટ્ટિ—હટ્ટિ—હિટ્ટ—હિટ્ટાઇ—હિટ્ટાઇ (૮) : આ શબ્દવિકાસ કોઈ રીતે અવાસ્તવિક નથી. એમના એક રાજાનું નામ 'ખતસર' હતું, તે પણ ક્ષત્રેશ્વર-નો જ અપભ્રંશ કેમ ન હોય ?

એ જ રીતે, એશિયા માઇનરની મધ્યમાં વસતી હતી તે ચોથી જાતિ ફ્રિજીઅનોનું નામ પણ ઋગ્વેદમાંના 'ભ્રજ્જી'ઓ પરથી ( ભ્રજ્જી —ભ્રિજ્જી—ફ્રિજ્જી—ફ્રિજી ) પડાયાની અટકળ થઇ છે. આ જાતિ, લીડિયન જાતિ, અને ઉપર્યુક્ત મિટન્ની આદિ ત્રણ જાતિનું એટલે કે પાંચેનું કેટલુંક ધાર્મિક સામ્ય પણ વેદધર્મની સાથે હોવાનાં સ્પષ્ટ ચિન્હ વિદ્વાનોએ શોધ્યાં છે. એ શોધોમાંની થોડી મુખ્યનું તારણ આ પ્રકરણના પરિશિષ્ટમાં કર્યું છે.

૩

જગતની બીજી કેટલીક જાતિઓના તેમ ઉત્તરકાલીન જરથોસ્તીઓના વડવા પણ વિશુદ્ધ આર્યો હતા તેમણે જુદેજુદે વખતે મોટાનાના સમૂહોરૂપે સપ્તસિંધુમાથી ધાર્મિક મતભેદને કારણે નિષ્ક્રમણો કર્યાં હતા આ પ્રકારના દેશત્યાગનો એ વર્ગે ક્યારે આરંભ કર્યો એ ચોક્કસાઇથી કહેવુ અશક્ય છે ઇન્દ્રવિરોધીઓ અને અસુરો વિશેના ઋગ્વેદીય ઉલ્લેખોને બારીકીથી તપાસતા એવા અનુમાન પર અવાય તેમ છે કે અગ્નિને જ દેવશ્રેષ્ઠ માનનાર, પરાપૂર્વના સોમયાગને વિશે અશ્રદ્ધાળુ અને પોતાનો નવો સંપ્રદાય લોકજનમા પ્રસારવાને હોસીલા હોવાથી અલ્પસંસ્કારી લોકભાષામા એ સંપ્રદાયનો પ્રચાર કર્યાને પરિણામે ઇન્દ્રપૂજક અસલ આર્યો તરફથી 'મૃધ્રવાચ' (અશુદ્ધ વાણી બોલનાર)[૭] જેવુ નિન્દાત્મક નામ પામનાર આ સુધારક અગ્નિપૂજક[૮] આર્યવર્ગનો ઉદ્ભવ, તેનો દેશત્યાગ તથા પરદેશમા તેનુ પ્રસરણ–આ સર્વનો પ્રારંભ તો ઘણો વહેલો, આપણે સ્વીકારેલ કાળગણના પ્રમાણે તો પ્રા ૧૭,૦૦૦ આસપાસ રાજસમુદ્ર સુકાયો ત્યાર પહેલાનો, થયો હોવો જોઈએ[૯] એ સમયે ઇન્દ્રસંપ્રદાય સપ્તસિંધુમા ઘણા જોરમા હતો અને પણિઓના પણ દેશત્યાગના એક કારણરૂપ બન્યો હતો એ આપણે જોયુ છે એવા વાતાવરણમા સનાતની ઇન્દ્રપૂજકો અને સુધારક અનિન્દ્રો[૧૦] વચ્ચે થએલા સંઘર્ષણમાથી ચિનગારીઓ, તેમાથી આગ ને ભડકા, અને તેમાથી દેશવ્યાપક દાવાનળ આવા કોઇક ક્રમિક વિકાસને પરિણામે જ મહા સમર્થ સુધારક નેતા ત્વષ્ટ્રએ[૧૧] (જે ઘણા કાળ પછી 'જરત્–ત્વષ્ટ્ર–' વૃદ્ધત્વષ્ટ્ર કહેવાયો, તેણે) પોતાના ચુસ્ત અને ટેકીલા અનુયાયીઓ સાથે આર્યભૂમિ છોડી હશે પોતે પુરાણમતવાદીઓ(ઓર્થોડોક્સ)ના ધર્મવિષયક જુલમથી કંટાળીને આર્યભૂમિ છોડે છે છતા આર્યત્વના સાચા સંસ્કાર તો પોતામા જ રહ્યા છે એવુ પણ તેમણે, સર્વ દેશ કાળના અતિમવાદી સુધરકોની પેઠે, ક્ષમ્ય અભિમાનપૂર્વક માન્યુ

હશે. તેમ ન હોત તો, જે નવા દેશમાં (હાલના અફઘાનીસ્તાનની ઉત્તરના બાકટ્રિઆનામાં ઊર્ફે અઐરબીજનમા) પોતે વસ્યા તેને 'આર્યબીજમ' એવું અર્થસૂચક નામ તેઓ આપત નહિ.

પણ, પોતાના ઉજ્જવલ સત્યદર્શનને ખાતર મનુષ્ય જે કંઈ પગલું ભરે છે તેનો માર્ગ હમેશાં વિઘ્નભરપૂર હોવા જ નિર્માયેલો છે. ત્વષ્ટ્રના નેતૃત્વ નીચે આર્યબીજમમાં વસાહત કરી રહેલા સત્યશોધકોને પણ એ જ મહાનિયમનો અનુભવ થયો.

નવી વસાહત સ્થપાયાને થોડી પેઢીઓ વીતી ત્યાં તો, આર્યબીજમમાં અનરાધાર હિમ વર્ષવા માંડ્યું; હિમપ્રલય જ થયો. પરંતુ આ રાષ્ટ્રીય આપત્તિના સમયે પણ એ પ્રજાને સુયોગ્ય અગ્રણી મળી રહ્યો. સાહસમૂર્તિ પુરુષવર યિમની સરદારી નીચે તેઓએ વધારે ઉત્તર તરફના પ્રદેશો ભણી પ્રયાણ કર્યું અને છેક ઉત્તર ધ્રુવની અડોઅડ નવતર આર્ય સંસ્થાનનો પાયો નાંખ્યો.[૧૩] ત્યાં કેટલાક વધુ યુગો તેમણે ગાળ્યા પછી, ત્યાર લગી જે ધ્રુવપ્રદેશ માનવ નિવાસને લાયક હતો, તે પણ હિમના અતિશય અને સતત પ્રપાતને લીધે, એમને ત્યાજ્ય થઇ પડ્યો. આ પરથી તેઓમાંના કેટલાક[૧૪] પુનઃ પોતાના જૂના સ્થાનક આર્યબીજમમાં આવી રહ્યા, કેમ કે એ ભૂમિ હવે ફરી પાછી હિમવિહીન બની ગઇ હતી,

આર્યપ્રજાના આ જૂથે સપ્તસિંધુ છોડયા પછી ઘણી લીલીસૂકી જોઇ હતી. એ લાંબા ગાળા દરમિયાન તેનો ધર્મ વળી વિશેષ સુધારાને પાત્ર બન્યો હશે એમ માનવાને કારણ છે. એવો સુધારો આવશ્યક બનવાથી કાં તો આ દ્વિતીય આર્યબીજમ્-નિવાસ વખતે એ જૂથમાથી જ એક નવતમ ધર્મવીર ઉદ્ભવ્યો હશે; અને તેમ નહિ તો, એવો વીર સપ્તસિંધુમાથી જ કેટલાક વધુ અગ્નિપૂજકો સહ આ અરસામાં આર્યબીજમ્ આવ્યો હશે. ગમે તેમ, પણ આ સમયે એ પ્રાચીન

આર્ય સંસ્થાન, પાવિત્ર્યની પ્રતિમા સમાન જે એક મોટા તપસ્વી અને દ્રષ્ટાની ધર્મસુધારણાની પ્રબળ ઘોષણાથી ગાજતુ હતું, તેને સંસ્થાનવાસીઓએ પોતાના પુરાણા ઉદ્ધારક જરત્ ત્વષ્ટ્રનો અવતાર માની એ જ નામ (જે ઇરાની ભાષામાં જરથુસ્ત્ર[૫૫] બન્યુ) આપ્યુ હતું, અને પાછળથી એ ધર્મ આર્યબીજમના અગ્નિખૂણે ઇરાનમા પ્રસરી જરથોસ્તી ધર્મ કહેવાયો,-એ પ્રસંગપરંપરા તો બુદ્ધિપૂર્વકના અનુમાનો કરતા વધારે અંશે પ્રસિદ્ધ ઇતિહાસનો વિષય છે, એમ કહેવુ અનુચિત નથી.

## પરિશિષ્ટ ચોથું

### ૧

૧ એ યુગ તે ઋગ્વેદકાળનો ત્રીજો એટલે કે નૂતન યુગ, પ્રા ૧૦,૦૦૦–૨,૫૦૦નો,

૨ એટલે કે પ્રા ૮,૫૦૦-૫૫૦૦ના સુમારમા (આયરવાઇગાલના મત પ્રમાણે, મિસરના ઇતિહાસનુ સૌથી વહેલુ સીમાચિહ્ન, તે પ્રા ૫,૫૦૦ની સાલ છે તેથી એ સાલ સુધીમા ઘણાખરા પાડચો ત્યા પહોચી ગએલા, ને મિસરની વિશિષ્ટ સંસ્કૃતિનો આરંભ પણ એ અરસામા જ તેમણે કર્યો, એમ ગણ્યુ છે) આ પાડચોનુ નિષ્ક્રમણ ચોનોની પછી થએલ એમ તો રા દાસ સ્વીકારે છે, પણ પાડ્યનિષ્ક્રમણનો કાળ તેમણે પ્રા ૧૫,૦૦૦ જેટલો મૂકયો છે તે અતિવહેલો લાગે છે ગયા પ્રકરણાનુસાર ચીનનિષ્ક્રમણ પ્ર ૧૦,૦૦૦મા થયુ હોય, તો આ નવા નિષ્ક્રમણને ત્યાર પછી દોઢેક હજાર વર્ષે શરૂ થએલ માનવુ એ, તે સમયને લગતી કાલગણનાને ધ્યાનમા લેતા, કોઇ રીતે ખોટુ નથી.

૩ એ સંશોધનમાના મુખ્યનો સાર (૧) મીસરની ભૂમિ કાળી માટીવાળી છે ને મીસરનુ એક ઘણુ જુનુ નામ 'કમિત' છે આ નામ સંસ્કૃત શબ્દ 'કુમૃત' (કુ= ખરાબ, કાળુ,+મૃત=માટી) પરથી કદાચ હોય અને એ શબ્દ બદલાઇને 'કમિત' બન્યો હોય (૨) 'નાઇલ' એ તો સંસ્કૃત 'નીલ' પરથી બન્યાનુ સ્વીકારી શકાય તેમ છે એવુ પણ મનાય છે કે નીલ મૂળના સંસ્કૃત વર્ણનોને જ આધારે નાઇલ નદીનુ મૂળ યુરોપી શોધકો ખોળી શકયા (જુઓ રા. પાવગીકૃત 'આર્યોનુ આદિનિવાસસ્થાન'નુ પૃ ૫૦મુ)

એ વર્ણનને ઉપયોગમાં લીધા લગી તેમનો એ બાબતમાં પત્તો જ ખાતો નહોતો (૩) મીસર દેશની પૂર્વ પશ્ચિમે રણ, દક્ષિણે પહાડો ને ઉત્તરે સમુદ્ર છે આમ તે ચોતરફ સારી રીતે રક્ષાયેલો છે આ સ્થિતિ વસાહતી પાડય દ્રાવિડોએ જોઇ, પોતાની વસાહતને 'આગુપ્ત' (=આસપાસથી રક્ષાયેલો) નામ આપ્યું, એ નામ 'agupta'નો ઉચ્ચાર ગ્રીકોએ ઉત્તર કાલમાં 'Aigyptos' (આઇજીપ્તોસ) કર્યો ને તે પરથી દેશનામ 'ઇજીપ્ત' પડ્યું આ રીતે દેશના નામ પર જ જે સંસ્કૃત ભાષાનો પ્રભાવ છે, તે ભાષાને પાડય જેવા થોડુઘણુ પણ સંસ્કૃત જાણનાર સિવાય બીજુ કોણ ત્યાં લઈ જાય? (૪) જૂનાજૂના લખાણોમાં મીસરને 'લેંડ ઑફ પાઉન્ટ' કહ્યુ છે આ 'પાઉન્ટ' એ 'પાડય'નું જ રૂપાંતર હોવાનો સંભવ છે (૫) એ દેશમાં પાડયો ગયા અને રહ્યા, ત્યાર પહેલાં કોઈ આફ્રિકન જાતિ તો ત્યાં આદિકાળથી જ વસતી હોવી જોઈએ એ જાતિમાં આ નવા આવનાર પાડયોનું તથા મીસર-પશ્ચિમના રણ પાછળના કાર્થેજમાંની પ્યુનિક (મૂળે, ફુનિક–પણિ) જાતિનું મિશ્રણ થયું આવા ત્રિવિધ મિશ્રણને લીધે, વળી પાછુ સંસ્કૃતની જ મદદથી, દેશ 'મિશ્ર' કહેવાયો કે જે વિશેષણ સેમિટિક ભાષાઓમાં 'મુસ્ર' ને આપણી તરફ 'મીસર' બની ગયુ. (૬) હરહમેશ પાણીભરી રહેનારી નાઇલનું પણ એક અતિજૂનુ નામ 'હપિ' છે એ સંસ્કૃત 'અપ્' (પાણી) પરથી કેમ ન હોય? (૭) મીસરી દેવોનુ આર્ય દેવો સાથેનું સામ્ય કેટલુંક એમના નામને લગતું તો થોડુંથોડું એમના સ્વરૂપ કે લક્ષણોને લગતું પણ, જોવામાં આવે છે તેના દાખલા (ક) મીસરનો દેવ 'રા' છે, તે આપણા બ્રહ્માની માફક સ્વયંભૂ, એકમેવ દ્વિતીય, જીવનમાત્રનુ મૂળ, અનિર્વચનીય અને સગુણનિર્ગુણરૂપી પણ મનાતો હતો (બીજો મત એમ છે કે 'રાવણ' કે 'રાક્ષસ'નું ટૂંકુ રૂપ 'રા' થયું ને મીસર ગયુ) (ખ) મીસરી સૂર્ય દેવ 'હોરસ' તે આપણા 'સૂર્યસ્' પરથી થયો (બીજો મત 'હર્યશ્વ'પ થી 'હોરસ્' છે) (ગ) અસ્ત પામ્યા પછીના સૂર્યને મીસરમાં 'ઑસિરિસ' કહેતા એ 'અસૂર્યસ'નો અપભ્રંશ હોય (ઘ) એમ જ, ઑસિરિસની પત્ની 'આઈસિસ' તે આપણી 'ઉષસ્' (કેટલાક આ દેવદેવીના મીસરી નામને 'ઇશ્વર' ને 'ઇશા'ના રૂપાંતર પણ માને છે) (ઙ) રાત્રિ=નક્ત (સ) ને 'નેક્રથિસ' (મિસર) (૮) મીસર વાસીઓના હાડપિંજર પરથી તેમની ખોપરી અને હિંદીઓની ખોપરીમાં

મળતાપણુ હોવાનુ પંડિત હીરેન (Heeren) માને છે (૯) મીસરમાંથી વેપારીઓ 'ઓફિર' બંદરે જતા એવો એવો ઉલ્લેખ મળે છે. એ પુરાણુ બંદર કયા હતુ તે નક્કી તો થઇ શક્યુ નથી, પણ, મુંબાઇ નજીકનુ સોપારા (જેની પડોશમા જ દરિયાકાંઠો છે, તે) એ જ ઓફિર એમ એક મત છે આ ખરુ હોય, તો એ સમયના હિંદનો મીસર જોડેનો વહેપારવિષયક સબંધ હોવાનુ અનુમાન અસ્થાને નથી (૧૦) દક્ષિણ હિંદની કેટલીક પેદાશોની પણ-સુખડ, એબનીનુ લાકડુ, જવાહીર, મહાવાનરો 'એપ', મોર વગેરેની -નિકાશ મીસરમા થતી તેના, તેમજ એવી પેદાશોવાળા દેશનો સંસ્મરણો મીસરના રહીશોને ઘણી વાર થતા તેના પ્રમાણો પણ એમના સંસ્કૃતિ-અવશેષોમા છે (૧૧) પ્રાચીન આર્યાવર્તમા રાજા આપખુદ નહોતો પણ ઉત્તમ બ્રાહ્મણ ઋષિઓની-પ્રજાના સૌથી બુદ્ધિમાન વર્ગની-સલાહ પ્રમાણે રાજ્ય ચલાવતો એ પદ્ધતિ મીસરમા પણ એટલા બધા યથાસ્થિત રૂપે જણાઇ છે કે એ ત્યા સ્વતંત્રપણે ઉદ્ભવી હોવા સંભવ નથી. (૧૨) એ જ રીતે, તે કાળના આર્યોમા જેવી સ્થિતિસ્થાપકતાવાળી વર્ણવ્યવસ્થા હતી તેવી, ખાસ કરી બ્રાહ્મણક્ષત્રિય વર્ણોની, મીસરમા પણ હતી, જેનુ આર્ય વ્યવસ્થા જોડેનુ મળતાપણુ પણ થોડુંક કે ઉપલક નથી (૧૩) બીજી ભાવનાઓ અને રીત રિવાજોમા શુદ્ધસમયની નૈતિક શુદ્ધિ, શૌચાચારની અને બીજા આચારોની ઝીણવટભરી ક્રિયાશુદ્ધિઓ, અદાભરી નમસ્કારવિધિ, અમુક તિથિઓ ને વારોનુ વિશિષ્ટ પાવિત્ર્ય, પરદેશી 'મ્લેચ્છો'ની સુગ, પ્રાચીનતર આર્યાવર્તની સ્ત્રી-સન્માનવૃત્તિ, પશુયજ્ઞો અને આત્માની અમરતામા શ્રદ્ધા આ સર્વનુ પણ ઉભય દેશોમા નિકટનુ સામ્ય હતુ (૧૪) અહી જેમ રામચંદ્ર ને કૃષ્ણચંદ્ર ઇત્યાદિના સબંધમા બન્યુ તેમ, મહાન રાજરાણી કે દેશનાયક ત્યા પણ, યુગો બાદ દેવદેવીઓ મનાતા થયા હતા. અથવા એમ બનતુ કે મૂળ નૈસર્ગિક શક્તિનુ જે નામ દેવ તરીકે હોય-સૂર્ય કે ઉષા, ઓસિરિસ કે આઇસિસ-તે જ નામનુ મોટા રાજરાણીના નામ સાથે તાદાત્મ્ય સ્થાપી દેવામા આવતુ. પરિણામે, માણસ જેવા માણસો દેવ ગણાઇ જતા (૧૫) પુરુષપ્રકૃતિની ને પંચ મહાભૂતોની ભાવના પણ લગભગ આપણા જેવા જ રૂપે મીસરમા હોવાનુ 'હિસ્ટોરીઅન્સ હિસ્ટરી' (વો. ૧, પૃ ૨૭૯) પરથી સમજાય છે.

૨

૪ એ માહિતીનુ તારણ. (ક) મિટનીઓને મીસરના લોકો 'નહરેઈન્' કરીને કહેતા. આર્યોના એક દેવ નરસિંહના (જે ખરી રીતે આર્ય મનુષ્યવીર જ હતે; જુઓ આગળ પ્ર ૭મુ) નામ સાથે આ નામને સબધ જણાય છે. નરસિંહ-નસરિહ-નહરિહ-નહરિન-નહરેઈન્: એ રીતે. નરસિહ દેવના પૂજકો ચાલ્ડીઆમા પણ હોવા સભવ છે. ( જુઓ પ્ર. ત્રીજાના પરિશિષ્ટની નોધ ૨૬મી, પેટાનોધ ૭મી). એ દેવની આરાધના એ તરફના દેશોમા અમુક કાળે પ્રબળપણે પ્રવર્તતી હશે ને એના પૂજકો એના જ નામથી ઉપર પ્રમાણે ઓળખાતા થયા હશે-પ્રા ૧૪૭૦-૧૪૦૦ દરમિયાન મિટન્નીના જે રાજા હતા, તેમના નામો ('આર્તતાન' ને 'આર્તસુમ' 'સુતર્ણ' ને 'દષ્રટ્ટ') દેખીતી રીતે જ સસ્કૃત કે સસ્કૃતના અપભ્રશો છે. (ખ) કોસ્સીઅનોના, દેવનામ 'સૂર્યશ્' 'મરુત્તસ્' ને ઇન્દબગશ્' એ પણ આપણા સૂર્ય, મરુત્ ને ઈન્દ્રભગના રૂપાતર છે. 'બગશ્' એ એમનામા દેવો માટેનુ સર્વસામાન્ય નામ હતુ તે આપણા 'ભગ' પરથી (જે 'ભગ' આપણે ત્યા દેવનુ સર્વસામાન્ય નામ 'ભગવાન'-નસીમ-દાર-અન્યુ) આવેલુ. (ગ) હિટ્ટાઇટોના દેવો 'અત્તિસ' ને 'મિથ્રસ' એટલે અહીંના અગ્નિ (સૂર્ય કે સૂર્યપુત્ર) ને મિત્રદેવ, એ પ્રજા પર પાછળના આર્ય-દેશી પૌરાણિક કાળનો પ્રભાવ પણ પડયો હશે, કેમ કે એક વૃષભવાહન દેવ ને સિંહાસના દેવી એમનામા હતા, તે શકર અને દુર્ગાના પ્રતિરૂપ જ હોવા જોઇએ (ઘ) ફ્રીજીઅનો પણ 'અત્તિસ'ને આરાધતા; એમની દેવી ' અમ્મા ' તે આપણા 'અબા'નો ફ્રીજીઅન અવતાર. વળી, એમનો દેવશ્રેષ્ઠ 'બગાઈ ઓસ' તે પણ ઉપરના 'બગશ'(ભગ)નુ નવુ રૂપ. (ક) લીડિયનોનો રાજ્ય-વિસ્તાર પણ પશ્ચિમ એશિયામાથી લગભગ ગ્રીસ લગી થએલ. તેઓ આર્ય નિષ્ક્રમણના ફળરૂપ હોવાની સૂચના તો 'હિસ્ટોરીઅન્સ હિસ્ટરી' (વૉ. ૨, પૃ. ૪૨૪) પણ કરે છે હિટ્ટાઇટોના જેવા જ લીડિયન દેવનામ પણ છે, એટલે કે તે આર્યરગી છે. લીડિયાનુ મુખ્ય શહેર 'સાર્ડિસ્' તે સસ્કૃત 'શરદ્'નો અપભ્રશ, ને લીડિયન વીરનર 'એસીએસ્' તે 'અશ્વિનો' પરથી છે-એવા અનુમાનો પણ બધાયા છે. એશિય ની છેક પશ્ચિમ કોરના એ પ્રબળીય વીર 'એસીએસ'ના નામ પરથી આખા ખડનુ નામ 'એસિયા-એશિયા' પડયુ એમ પણ કહેવાય છે,

૫ એવા ફેરફારો મિટન્નીની કુંવરીઓને પરણનાર મીસરના રાજાઓ ચોથો તિહુતિમીસ અને ત્રીજાચોથા એમેનહોટેપના રાજ્યકાળમાં થયા હતા (જુઓ 'ઋગ્વેદિક ઇંડિયા' પૃ ૨૯૦–૯૧)

૬ મૂળે 'હિટ્ટાઈ' ને 'ફ્રિજી' હશે તે યુરોપી ભાષાપ્રયથી હિટ્ટાઈટ ને ફ્રીજીઅન થયા હશે.

૩

૭ એ અશુદ્ધિઓનો કેટલોક ખ્યાલ સંસ્કૃતના શબ્દે અને તેના સુધારકોએ કરેલા નવા ઉચ્ચારોના (જેમાથી ઝેંદ–અવેસ્તાની ભાષા ઘડાઈ, તેના) આ જોડકાં પરથી સમજાશે સપ્તસિંધુ–હપ્તહેન્દુ, અસુર–અહુર અગ્નિ–અહિ મિત્ર–મિથ્ર, દેવ–દએવ અર્યમન્–ઐર્યમન યમ–યિમ અથર્વણ આથ્રવન્ વૃત્રહન્–વેરેથ્રન્, સ્વસર્–ખ્વાંદર, સંગુરુ્ હુગુરુ ઉક્ષન્–ઉક્ષમ વળી, વિદએવો (દેવ–વિરોધી ધર્મ)–વિદએવોનદાત–વેંદીદાદ (જરથોસ્તી ધર્મગ્રંથ)

૮ આ સુધારકોમાં અગ્નિપૂજા એટલી એકલક્ષી હતી કે તેઓ પવિત્ર અગ્નિમાં જીવતા પશુ કે મરેલા માણસો નાખવાના પણ સખત વિરોધી હતા આ કારણથી વૈદિક યજ્ઞરત શબદાહક આર્યોનો ખોફ એમણે વહોર્યો સુધારકોએ ત્યારના સનાતની આર્યને પ્રિય એવા સોમરસનો વિરોધ પણ કરેલ પરંતુ પોતાના જ મંડળમાં એ પીણાના શોખીનો સારા પ્રમાણમાં હોવાથી, તેની અવેજીમાં તેમણે અમાદક એવું દાડમરસવાળું નવું પીણું તૈયાર કરી તેને જૂના નામ વડે ઓળખવાનો પ્રયત્ન કરતા, હુઓમ' કહેલ તત્કાલીન આર્યોની આ બે શાખાઓ ઇન્દ્રપૂજક અને અગ્નિપૂજક–વચ્ચે કેટલાક ભેદો છતા એમની વચ્ચે જે ગાઢ સામાજિક–ધાર્મિક સંબંધ હતા, જેને લીધે આ ખંડકમાનો વૃત્તાંત શક્ય બન્યો છે, તેની વિગતો 'ઋ ઇં–આ પૃ. ૧૫૫–૫૬ ૧૬૯ વગેરે પર છે ભેદો પણ ત્યાં નોંધાયા છે

૯ આ અનુમાન સકારણ બાંધ્યું છે લગભગ પ્રા ૧૮૦૦૦માં સુધારકો સપ્તસિંધુ છોડી આર્યબીજમ્ (જુઓ આ ખંડની ત્રણ પહેલી, કંડિકાનો અવતરણ)માં ગયા પછીના હજાર વર્ષની આખરને સુમારે રાજસમુદ્ર કુદરતી ઉત્પાતોથી કેટલોક આજના હિંદી મહાસાગરમાં વળી ઢળી ગયો પણ

બાફીને કેટલોક ત્યાર પહેલા (ને કદાચ પછી પણ) શોષાઈને હિમાલયને માથે ધાડા વાદળારૂપે જરચો હોવો જોઈએ. એ વાદળા વાયવ્ય તરફ આગળ વધીને સખ્ત હિમવૃષ્ટિરૂપે વરસ્યા અને તેથી જ, જે હિમપ્રલયનો અનુભવ આર્યબીજમના વસાહતીઓને થયો, (જુઓ આ ખંડકની ત્રીજી કંડિકાનો આરંભભાગ) તે શક્ય બન્યો હોવો જોઈએ. જો તેમ ન હોય, તો એવા જ વાદળાવરસાદ, મધ્યએશિયાઇ ભૂમધ્ય સમુદ્રોના શોષાવાથી થએલ હોવા જોઈએ.

૧૦. સુધારકો ઇન્દ્રને ઈન્દ્ર નામથી અવગણતા પણ તેના રૂપાંતર વૃત્રહનને તો વેરેથ્રગ્ન નામથી એક દેવ તરીકે પુજતા. તેથી જ આ નામ અવેસ્તામા મળે છે. વળી તેમનો ધર્મ 'દેવવિરોધી' એટલાપૂરતો જ હતો કે શ્રેષ્ઠ આર્ય દેવ ઇન્દ્ર તેમને કોઈ કારણથી માન્ય કે પૂજ્ય નહોતો. બીજા આર્ય દેવોમાથી અમુકને તો તેઓ સ્વીકારતા હતા.

૧૧. ત્વાષ્ટ્ર કેવો મોટા ઇન્દ્રવિરોધી હતો, તે ઋગ્વેદમા (મ. ૧.) અને બ્રાહ્મણગ્રંથોમા વર્ણવ્યુ છે. વળી, તેમા 'અસુરમઘવા' વિશે લખ્યુ છે તે સુધારકોના જરથોસ્તી ધર્મશાસ્ત્રમાના 'અહુરમઝ્દ'નુ જ મૂળ રૂપ હોઈ શકે એવો પણ એક તર્ક છે અસુર શબ્દ મૂળે 'દેવ'નો સમાનાર્થ હતો, અને મઘવા નામ ઇન્દ્રેતર દેવને પણ ઋ મા ક્વચિત્ અપાયુ છે, એટલે, 'ઇન્દ્રેતર દેવ અગ્નિ કે સૂર્ય=અસુરમઘવા= અહુરમઝ્દ' એમ માનવામા આવે છે.

૧૨. એ પ્રદેશનુ આર્યબીજમ્ નામ પડવાનુ એક બીજુ કારણ પણ અનુમાનાયુ છે. રાજસમુદ્રલયકાળવખતે થએલા તોફાનોને લીધે જે પ્રલયના પૂર આવ્યા તેનુ પાણી સપ્તસિંધુ પર પણ ફરી વળેલ આપત્તિની અમુક આર્યોને આગળથી ખબર પડવાને લીધે, વેદ વગેરે આર્યસંસ્કૃતિના તત્ત્વો ધારનાર એવા તેઓએ સપ્તસિંધુ છોડી, વાયવ્યખૂણાને માર્ગે અમુક સલામત જગ્યાએ કેટલોક કાળ વાસ કરેલો. રાષ્ટ્રીય આફતવેળાએ જે જગ્યાએ આર્યત્વનુ બીજ એ રીતે રક્ષાયુ તે, 'આર્ય બીજમ્' કહેવાયુ; પાછળથી એ 'આઐરબીજન' બન્યુ. (જુઓ 'વસંત' : વ.૨૬ પૃ. ૨૪૪-૪૫ *)

* 'વસંત'માના એ જ લેખમા, અહીં સ્વીકારેલ કરતા જુદા એવા દૃષ્ટિબિંદુથી દ્રાવિડોના પ્રસરણની વાત, તથા દાનવજાતિના મયદાનવે મધ્ય અમેરિકામા તે કાળે ફેલાવેલી મય-સંસ્કૃતિની વાત પણ, છે.

૧૩ આ ઉત્તરધ્રુવનિવાસના સંસ્મરણો તો અવેસ્તામાં છે તે, પણ એવા સંસ્મરણોના છિન્નચૂર્ણ ઉલ્લેખો ઋગ્વેદમાં પણ છે, તેનો ખુલાસો યો ? ઉત્તર વૈદિક આર્યો પણ, અવેસ્તાઇ આર્યોની પેઠે જ ને એ જ માર્ગે બહુધા, કોઈ અજ્ઞાત કાળે તથા આપણને અજ્ઞાત એવા કારણે, ઉત્તર ધ્રુવ જ્યાં લગી વસવા લાયક હશે ત્યાં લગીમાં અમુક શતકો યા તો હજારવર્ષો લગી સંસ્થાનીઓ તરીકે રહીને, ત્યાં અસહ્ય હિમ પડતાં પાછા સ્વદેશ આવ્યા હશે, ને આવતાં આવતાં કે આવ્યા પછી જે મંત્રો એમણે રચ્યા તેમાં ઉત્તર ધ્રુવના દીર્ઘકાલીન દિવસરાત્રિના વગેરે ઉલ્લેખો કર્યાં હશે. (જુઓ પાવગી 'આ આ સ્થા' પૃ ૪૯)

૧૪ 'કેટલાક' કેમ કે બાકીના તો ધ્રુવપ્રદેશોમાંથી ઉત્તર યુરપ અને રશિયામાં ફેલાયા હતા તેથી જ લિથ્વાનિયનમાં વધારે અને રશિયનમાં કેટલીક સ્પષ્ટ અસર આજે પણ સંસ્કૃત ભાષાની રહી છે, એ કેશ પાવગી તો, એ લોકો આખા યુરપમાં ફેલાયાનું કહે છે (જુઓ 'આ આ સ્થા' પૃ ૨૨)

૧૫ આ શબ્દને કોઈ 'જરત્ ઉષ્ટ્ર' (ઘરડું ઊંટ) એમ પણ વ્યુત્પન્ન ગણે છે પરંતુ શબ્દાર્થ બંનેની દૃષ્ટિએ રંગ દસને અનુસરી આપણે સ્વીકારેલી વ્યુત્પત્તિ વધારે બંધ બેસે છે એ જરથોસ્તી ધર્મ જ્યાં પ્રસર્યો ત્યાંનું નામ પણ 'આર્ય-આઈર્યન -અઇર્યાન-ઈરાન' એવી કોઈક રીતે પડ્યું હોવું જોઈએ.

૧૬ સંસ્થાનોનો આ વિષય આટોપતાં 'આર્યોનું આદિનિવાસસ્થાન' માંથી આ ફકરો ટાંકવો યોગ્ય લાગે છે "કર્નલ પૅકોકનું 'ઇંડીઆ ઇન ગ્રીસ' નામનું પુસ્તક બહુ સારી અને સચોટ દલીલોથી સાબિત કરી આપે છે કે ઈરાન, બાબીલોનીઆ પેલેસ્ટાઈન, કાલ્ચીસ આમીનીઆ, સીરીઆ, ગ્રીસ, ઈટલી, જર્મની, સ્કેન્ડીનેવીઆ સ્કોટલેંડ, ઈંગ્લાંડ-ટૂંકમાં કહીએ તો એશિયા, યુરોપ આફ્રિકા, અને અમેરિકા, તે સર્વ સ્થળે-આર્ય સંસ્થાનો હતાં વળી આયર્લૅંડ તે 'આર્ય-લેંડ' તરીકે હોય એમ મેક્સમ્યુલર જ કહે છે '-પૃ. ૫૦

## પ્રકરણ પાંચમું

### પતન અને પ્રબોધકાળ

૧

સપ્તસિંધવી પ્રજાની વસાહતો અને શાખાઓ એ રીતે પૃથ્વી-ભરમાં પ્રસર્યા પછી કેટલેક સમયે, નૂતનયુગના( પ્રા. ૧૦,૦૦૦–પ્રા. ૨,૫૦૦ના ) ચોથા ચરણમાં, પ્રજાજીવનમાં બે મહત્ત્વના બનાવ બન્યા. એ બનાવોએ–તેમાના ખાસ કરી પહેલાએ–સમસ્ત આર્ય સંસ્કૃતિ પર ગાઢ અને ચિરંજીવ અસર કરી. એ પહેલો બનાવ તે, દેશની જનતાનું સર્વતોમુખી પતન અને ત્યારપછીનો તેનો ઉદ્ધાર,–તેનો પ્રબોધકાળ; અને બીજો તે, પ્રિયવ્રત ધ્રુવજી અને ભરતપ્રભૃતિ યશસ્વી મહારાજાઓ જેમાં થયા એ વૈરાજવંશની બ્રહ્માવર્તમાં સ્થાપના. બેઉ બનાવોનો આરંભ, વર્ષની સૌર ગણનાનુસાર, પ્રાગિતિહાસકાળની ત્રીસમી સદીની અધવચમાં ( આશરે પ્રા. ૨૯૫૦ )[1] થયો કહી શકાય.

પ્રજાનું એ પતન અજાણ્યાં પણ તેના નેતાઓએ જ થવા દીધું હતું. એ સમયે, નેતાઓ એટલે મુખ્યત્વે ઋષિવર્ગ. આ વર્ગના જીવનમાં એક કાળ એવો આવ્યો જ્યારે તેના જીવનદર્શનમાં આત્મકલ્યાણને લોક-કલ્યાણથી જુદું પાડવામાં આવ્યું. ઉગ્ર અને દીર્ઘ તપશ્ચર્યાઓ વડે વ્યક્તિગત મોક્ષ મેળવવો એ જ જીવનનું શ્રેષ્ઠ ધ્યેય મનાયું. આ તપ જનતાથી દૂર વસીને વનમાં લાંબા સમય પર્યંત કરવાનાં હતાં; અને તેના કરનારે આજીવન બ્રહ્મચારી રહેવાનું હતું. આ નવી જીવનભાવના-ના પ્રણેતાઓ તે આર્ય પ્રજાના ચાર સુવિખ્યાત નૈષ્ઠિક બ્રહ્મચારીઓ

સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર હતા. 'ક્રિયારહિત તથા અખંડ બ્રહ્મચર્યવાળા'[2] થવાની એમણે કરેલી પહેલને, એક પછી એક, અઠ્યાસી હજાર આર્ય ઋષિઓ અનુસર્યા; અને 'ઊર્ધ્વરેતમ્' એવા મોંઘેરા પૂજ્યભાવજનક વિશેષણથી તેમની અનુગામી ભાવિ પ્રજામાં તેઓ પંકાયા.

'ભાવિ પ્રજામાં'; પણ એમની સમકાલીન પ્રજાને એમના સરખા ચિન્તકવરોની કેટલી મોટી જરૂર હતી એ એમને સૂઝયું લાગતું નથી. એ પ્રજા ધણી વિનાનાં સૂનાં ઢોર જેવી હવે બની. તેના સંસાર-શાસ્ત્રીઓ, નીતિવેત્તાઓ અને વિચારકો તેને ત્યજીને વનવાસી થયા, એટલે તે પોતે, વિનાશ્રમે ને કુદરતી ક્રમે, પાપાચરણી બની. બહુ જૂજ અપવાદને બાદ કરીએ તો, આખી પ્રજાનો આત્મા શ્રીમદ્ભાગવતકથિત 'પંચપર્વા અવિદ્યા'ના[3] આવરણોથી ઢંકાયો; જાણે કાલતિમિરથી છવાઈ ગયો. જ્યાં જુઓ ત્યાં ધર્મનીતિનો સર્વાંગ ધ્વંસ થતો હતો; જ્યાં જુઓ ત્યાં અધર્મનું એકચક્રી શાસન પ્રવર્તતું હતું. પહેલાં જ્યાં પ્રજા આત્મનિર્ભર અને પુણ્યાળુ હતી ત્યાં હવે લોભિયાવેડાએ અને સ્ત્રી, ધન તથા ધેનુની ચોરીએ ઘર કર્યું. પહેલાં જ્યાં સર્વત્ર જ્ઞાન સેવાતું અને કર્તવ્યનું સતત ભાન રહેતું, ત્યાં હવે સૌ કોઈ મૂઢમતિ અને સ્વચ્છંદી બન્યા. કપટ અને કલહ, દંભ ને ગર્વ ને અસત્ય : આ સર્વે આસુરી સંપત્તિઓને હવે નિરંકુશપણે મહાલવાનું મળ્યું. જુગારના ખેલ પહેલાં હતા તેનાથી અનેકધા વધ્યા અને મદ્ય-પાન પણ સારા પ્રમાણમાં થવા લાગ્યું. સ્વસ્ત્રી વિશે લપટતા વધી અને પરસ્ત્રી વિશે વ્યભિચાર પ્રસર્યો. આમ આહારવિહાર અને વિચાર-ની શુદ્ધિ સાવ નાશ પામી તેની સાથે જ પૂર્વકાલનાં યજ્ઞયાગાદિક વૈદિક કર્મો ખોરંભે પડ્યાં, અને મંત્રદર્શન તો, અંતરાત્મા આમ છેક મૂર્છિત થઈને જાણે ધરણીએ ઢળ્યો હોય ત્યાં, સંભવે જ શી રીતે ?

જગતનો એ પહેલો કલિયુગ, હજારો વર્ષના વિસ્તારમાં પથરાયેલા

આર્ય ઇતિહાસે જે કેટલાક સૌથી સિહા પ્રકરણો નિહાળ્યા અને નોધ્યા છે, તેમાનુ એ સૌથી પહેલુ, સૌથી શરમભરેલુ, કાળરંગી પ્રકરણ.

૨

રાત્રિનો અધકાર સૌથી ઘાડો ક્યારે હોય છે, કે પરોઢનો પ્રકાશ ફેલાવાને માત્ર એકાદ-બે મુહૂર્તની વાર હોય એ જ ન્યાયે, પ્રજાજીવનનો એ અધકાર અત્યત ઘાડ થયો હતો તે જાણે, વિશુદ્ધ સસ્કારનુ પ્રભાત ફરીથી તેજ પ્રવાહ જગતમા વહેવરાવી શકે એ માટે જ.

કા તો પેલા તપોનિધિઓમાના કેટલાક પાછા પ્રજાસમુદાયમાં પ્રધાર્યા તેમને, અથવા તો એ પ્રજાસમુદાયમા જ પણ તેનાથી અળગા જેવા હજી કોઇકોઇ વિરલા મુનિજનો, સર્વવ્યાપક કળજુગ વચ્ચે પણ ખૂણેખોચરે સતજુગી જીવન જેમતેમ જીવી શકયા હતા તેમને—ગમે તેને, પણ પ્રજાના કોઇક સમજદાર વર્ગને દેશની ભારે અવદશા અતે અસહ્ય લાગી, એમા તો શક નથી. એમણે પ્રજાનો પુનરુદ્ધાર વાછચો પણ એવો ઉદ્ધાર કરે કોણ? તેઓ પોતે તો અલ્પસખ્ય ને અણુમાનીતા જેવા હતા, એમને સહેજમા સૂઝતુ પણ નહોતુ કે આટઆટલા અધપાતને તે નિવારવો શી રીતે? આમ લોકો જો અવદશામા ડૂબેલા હતા, તો આ એમના ઉત્સાહી ઉદ્ધારવાછુઓ સર્વથા અસહાય દશામા હતા.

એ ઋષિજનો આ રીતે અસહાય હતા, પણ ગમે તેવા તો યે તેઓ જગતના આદ્ય મત્રદ્રષ્ટાઓ અને સસ્કૃતિકારોના વારસ હતા. તેમણે દીર્ઘ વિચાર પછી, શતદ્રુતીરના એ સમયના એક પવિત્ર તીર્થમા પોતાની નાની સરખી પરિષદ ભરી તેમા દિવસોની મત્રણા પછી એમ ઠરાવવામા આવ્યુ કે આર્યોના પ્રસિદ્ધ અને પુરાતન સહાયકો જે દેવાયો છે, જેઓ સુમેરુ (સાઇબીરીઆમાનો 'પામીર' પ્રદેશ ?)પર અને ત્રિવિષ્ટપ( તિબેટ )મા યુગો થયા ઉત્તમ પ્રકારની સસ્કૃતિ ખીલવી અને ટકાવી રહ્યા છે તેમની સલાહ આ અત્યત મુશ્કેલ પરિસ્થિતિમા લેવી.

• એ નિર્ણય અનુસાર બારપંદર અગ્રણી ઋષિઓની મંડળીએ સપ્ત સિંધુમાંથી સુમેરુ તરફ પ્રયાણ કર્યું, ત્યાંના મહાસમર્થ રાજન્ બ્રહ્માની મુલાકાત લઈને આર્યો પર આવી પડેલી આફતનું વિગતવાર નિવેદન કર્યું અને સંકટનિવારણ માટે શા ઉપાયો લેવા તેની યોજના પદ્ધતિપુરસર ઘડી આપવાની યાચના પણ નમ્રભાવે કરી.

વિખ્યાત અને પુણ્યપુરાણ દેશ સપ્તસિંધુની પનોતી દુઃખને પાયે બેઠાના સમાચાર બ્રહ્મ બ્રહ્મદેવ માટે કંઈ નવા નહોતા. અત્યાર પહેલાં તેમણે એ સંબંધી ઘણું સાંભળ્યું હતું. એ દુઃખ ટાળવાનું પણ જ્યારે ત્યારે પોતાને જ માથે આવવાનું છે એ તેઓ જાણતા હતા આથી, આગેલ ઋષિમંડળીને બહુ ખોટી કર્યા વગર જ તેમણે એ સર્વને મક્કમપણે છતાં સમભાવથી આ પ્રમાણે કહ્યું:

"હે ઋષિવરો ! આપ સર્વ મારી કને આવ્યા તે બહુ સારું કર્યું. આપ સરખા મહાતપસ્વી અને વિચક્ષણ પુરુષોનાં દર્શન મારા ભાગ્યમાં ક્યાંથી ? આપ જેવાને મારે શી સલાહ આપવાની હોય ?"

ઋષિઓના વદને પળવાર ખિન્નતા છવાઈ. એ જોતાં છતાં બ્રહ્મા શાંતિપૂર્વક બોલ્યા "પણ એક ઉપાય છે"

ઋષિઓ પ્રહૃષ્ટમન બન્યા. એમના મનમાં એમ કે જડીબુટ્ટી જેવો કોઈ સહેલોસટ ઉપાય બ્રહ્માજી સૂચવશે, જે અજમાવતાં જ આર્યોની ઉન્નતિ ઘડી બે ઘડીમાં સાધી લેવાશે. એટલે એમણે ઉત્સાહથી ને કુતૂહલપૂર્વક બ્રહ્માને વિનવ્યા કે અમને એ ઉપાય જણાવો.

બ્રહ્મા કહે " આપ સૌ પ્રજાવિમુખ બન્યા છો એ મોટું પાપ કર્યું છે, વિના-નાયક પ્રજા વિના-ધર્મ બને તેમાં વાંક કોનો ? જો આપે આર્યોમાં એમની પ્રાચીન તેજસ્વિતા પુનઃ પ્રગટાવવી હોય, તો સંસારમાં પાછા આવો. સંસારને સુધારવો હોય, તો સંસારીઓમાં

ભળવા માંડો. પ્રજાના હજારો અગ્રણીઓએ સદાકાળ ઊર્ધ્વરેતસ્ રહેવાનો ખોટો લોભ છાંડવો ઘટે. માટે આપ સર્વ સંસારમાં પડો: પરણો અને પ્રજાપતિઓ બનો; પ્રજાની વચ્ચે દિનરાત રહીને સર્વ યોગ્ય ધર્મ-કર્મનું આચરણ કરો. તેમ કરશો તો જ સાચા પ્રજાપાલક, પ્રજા-નાયક અને પ્રજોદ્ધારક આપ બની શકશો એ વિના બીજો ઉપાય નથી."

મુલાકાતે આવેલ મંડળીમાંના ઘણાખરાને તો આ સોનેરી સપૂનો મુદ્દલ ભાવ્યા નહિ. મોક્ષની પ્રાપ્તિ કરાવનાર તપશ્ચર્યા છોડીને વળી પાછા સંસારમાં પડવાની અવળી શિખામણ આપનાર દેવરાજને એ બ્રહ્મદર્શનાતુર મુમુક્ષુઓમાંના થોડાકે મૂર્ખશિરોમણિ માન્યા હોય તો પણ નવાઈ નહિ.

પણ એમનામાંના કેટલાકને ગળે એ વાત ઊતરી. બ્રહ્મા સાથેની વધુ વાતચીત દરમિયાન તેમ જ એકાંત વિચારની શાંત પળોમાં તેમણે જોયું કે કાં તો સપ્તસિંધુની અતિપ્રાચીન સંસ્કૃતિને ફના થઈ જવા દેવી પડશે, નહિ તો આપણે પ્રજાની વચ્ચે, સઘળી રીતે પ્રજાના માણસ બનીને, વસતાં શીખવું પડશે.

આ રીતની વિચારસરણી એકવીસ ઋષિવરોની હતી. તેઓ 'પ્રજા-પતિ ઋષિ' કહેવાયા. તેમાંના મુખ્ય આ સાત હતાઃ મરીચિ અને અત્રિ; અંગિરા; પુલસ્ત્ય અને પુલહ, ક્રતુ અને વસિષ્ઠ. એ જ આપણું સપ્તર્ષિમંડલ, એ જ આપણી એ કાળે નષ્ટપ્રાય સંસ્કૃતિને, એકમાર્ગી તપજપના ભોગે પણ, નવું જીવન અર્પનાર સાચા તપસ્વીઓ; આપણા પ્રથમ અને સૌથી મોટા સ્વાર્થત્યાગી દેશભક્તો.

એ એકવીસ દીર્ઘદર્શીઓ સિવાયના જે હતા તે વનમાં જઈ રહ્યા. બ્રહ્માએ હવે વગરવિરોધે તેમને જવા દીધા, અને પોતે સપ્તર્ષિઓને તથા બીજા ચૌદને લઈને, ત્રિવિષ્ટપને માર્ગે સપ્તસિંધુ આવ્યા. આવીને તેમણે આર્યોની માનસિક, નૈતિક તથા આધ્યાત્મિક સુધારણા માટે કેવી અપૂર્વ વ્યવસ્થા કરી, તેની કથા આવતા ખંડકમાં કહેવાશે.

૩

ત્રિવિષ્ટપમાંથી બ્રહ્માએ ઇન્દ્ર અને બીજા કેટલાક પ્રતાવંત મહાન દેવોને સાથે લીધા હતા; તેમની, સપ્તર્ષિમંડલની તથા બીજા કેટલાક ઋષિવરોની સહાયતાથી પોતે હવે બ્રહ્મસિંધુના ખખળખખળ પ્રજાજીવનને નવે ધાટે ઘડવા માંડયું. એ વર્ચસ્વી પુનર્વિધાતાઓને હાથે પૃથ્વી પરના સૌથી જૂના દેશ અને સૌથી જૂની પ્રજાનાં સમાજ અને ધર્મ, શાસ્ત્રો અને ભાષા અને કલાની સૃષ્ટિ કેટલેક અંશે તદ્દન નવી જ રચાઇ, ને કેટલેક અંશે, જે હતી તેમાં હવે પ્રાણ સ્ફુરાયમાણ થયો.

સૌથી પહેલી વ્યવસ્થા કરવાની હતી, તે સમાજની. પતનકાળ પૂર્વે ચાર વર્ણો અને આશ્રમોને એક જાતની સ્વાભાવિક સમાજ-રચના તરીકે જીવનક્રમમાં સ્થાન હશે, પણ તેનાં લક્ષણોની અને ધર્મોની સુરેખપણે વિચારણા થઇ હોવાનો સંભવ નથી. અને પતનકાળમાં તો વર્ણાશ્રમધર્મમાં ઊંડી અરાજકતા વ્યાપી હોય જ, તેમાં આશ્ચર્ય શું ? એ સ્થિતિનો બ્રહ્માએ હવે અંત આણ્યો, એમ અનુમાન કરવું અયોગ્ય નથી. એમણે આ કાળે વર્ગેવર્ગના કર્તવ્યાનુસાર, બ્રાહ્મણને સમાજના મુખ અને ક્ષત્રિયને બાહુ તથા વૈશ્યને સાથળ અને શૂદ્રને પગ તરીકે અલંકારી ભાષામાં ઓળખાવ્યા હોય, અને તેવામાં જ રચાતા પુરુષ-સૂક્તમાં (કે પછી, અગાઉ રચાયલા એ સૂક્તમાં સંવૃદ્ધિરૂપે,) સૂક્તકારે એ વર્ણનને પોતાની કૃતિમાં કૌશલથી વણી લઇ, આર્યોના વાઙ્મયમાં એ કલ્પનાઓને પહેલવહેલું સ્થાન આપ્યું હોય, એ તદ્દન સંભવિત છે. એ જ રીતે બ્રહ્માએ આશ્રમધર્મને પણ એ કાળે જ એક વ્યવસ્થિત અને સૂક્ષ્મ, વ્યવહારપૂર્ણ શાસ્ત્રના સ્વરૂપમાં વર્ણવ્યો અને પળાતો કર્યો હશે. જુદેજુદી કક્ષાના બ્રહ્મચારીએ કેવી રીતે વૃત્તિશક્તિ અને સંજોગ અનુસાર, ગાયત્રી શીખવાના ત્રણ દિવસથી માંડીને આજીવન બ્રહ્મચર્ય પાળવું જોઇએ; જુદેજુદા પ્રકારના ગૃહસ્થે કેવી રીતે કાં તો અધ્યયનઅધ્યાપનમાં કાલનિર્ગમન કરીને, કાં તો જે આવી મળે તેનાથી,

કાં તો ખળામાં પડી રહેલ દાણા વીણી આણીને—આમ વિવિધ પ્રકારોમાંના એક વડે પોતાનો ને કુટુંબનો નિર્વાહ કરવો જોઇએ; જુદેજુદી જાતના વાનપ્રસ્થીએ કેવી રીતે અલ્પશ્રમે કે આપમેળે પ્રાપ્ત થએલાં વનધાન્ય ને વનફળોથી શરીરને નિભાવવું જોઇએ; અને જુદેજુદી શ્રેણીના સંન્યાસીએ કેવી રીતે કર્મ કે જ્ઞાનના માર્ગને અથવા તો તત્ત્વચિંતનને અવલંબવું જોઇએ—આવી ભાગવતપુરાણોક્ત ચતુર્વિધ આશ્રમવ્યવસ્થાની, મનુષ્યસ્વભાવ તેમ જ લોકવ્યવહારને બરાબર લક્ષમાં રાખનારી ઉત્તમ વ્યવસ્થાની શોધ કરીને, તે આદ્ય ને અનુપમ સંસારશાસ્ત્રીએ તેને આર્ય પ્રજામાં શ્રમપૂર્વક ને આગ્રહપૂર્વક સ્થાપી હશે એમ આપણે માની શકીએ.

સમાજઘટનાનું કાર્ય સગળે ચઢ્યું એટલે તેમાં ધર્મનીતિની પુનઃ પ્રતિષ્ઠા કરવામા આવી. આ વિષયમા નવું કરવાનુ થોડું જ હતું. અલંકારની શૈલીમાં પુરાણકાર જેને 'ધર્મના ચાર ચરણ' કહે છે ને વિદ્યા, દાન તપ તથા સત્યનો પુરાતન સુઘટિત માર્ગ અભિનિવેશથી ને વિવેકથી અનુસરવાનો ઉપદેશ પ્રજાને હવે સર્વત્ર અપાયો. આમાનું પહેલું ધર્માંગ જે વિદ્યા, તેનું સ્વરૂપ વ્યાપક અને ઘણા મહત્ત્વવાળું કહેવાયું છે. એ વિદ્યા ચાર પ્રકારની હતી "આન્વીક્ષિકી એટલે અધ્યાત્મજ્ઞાનની વિદ્યા; ત્રયી એટલે ધર્મના સાધનરૂપ વિદ્યા, વાર્તા એટલે કાર્યસંપાદન કરવામા ઉપાયરૂપ વિદ્યા; તથા દંડનીતિ એટલે ધાસપાહન કરવામાં સાધનભૂત[૭] વિદ્યા." આ સિવાય યજ્ઞની સંસ્થાને પણ વધારે સંકુલ રૂપમાં પુનર્જીવિત કરવામાં આવી. ષોડશી ને ઉકથ્ય, આપ્તોર્યામ ને અતિરાત્ર, પુરીષિ ને અગ્નિષ્ટોમ, તથા વાજપેય ને ગોસવઃ[૮] આ આઠ પ્રકારના મુખ્ય યજ્ઞો યોજાયા; અને તે સર્વને અંગે વિશિષ્ટ પુરોહિતોની તથા પશુબલિ તેમ જ સુમર્યાદિત રૂપના ઉત્સવો, જમણો, દાનદક્ષિણા અને ગાયનવાદ્ય નૃત્યની પ્રથા પણ દાખલ થઇ.

આ સર્વ નવીન રચનાને પ્રભાવે કરીને સપ્તસિંધુવાસીઓ પાછા

આત્મગૌરવી ને ધર્મશીલ, નીતિમાન વિદ્યાવાન અને રસિક આર્યોનું ઉત્કૃષ્ટ જીવન જીવતા થયા

૪

આર્યસંસ્કૃતિનો એ ઉજ્જ્વલ યુગ હતો, સુવર્ણયુગ હતો, દેવપ્રેરિત એ પ્રબોધકાળ૯ હતો આથી ભાષા, કલા અને વાઙ્મયના પ્રદેશોમા પણ ઘણુંક જૂનુ હોય તે નવા ઘાટમા મુકાય, મુકાઇને સવિશેષ પ્રચાર પામે અને કેટલુંક નવુ જ સર્જન કરવાની ધન્ય ઊર્મિ વિદ્વાન પ્રજાનાયકોમા પ્રગટે, એ સર્વથા સ્વાભાવિક હતું એ સમયે દેવો તથા મહર્ષિઓએ રચેલા ગ્રંથોમાનુ લખાણ મૂળ સ્વરૂપે તો આજે જજ પ્રમાણમા સચવાયુ છે, પરંતુ વિદ્યમાન વેદો ઉપવેદો તેમ જ વેદાંગ અને રાજ્યની તથા સમાજની નીતિના શાસ્ત્રો પાછલા સમયમા જેને આધારે રચાયા, તે અસલ શાસ્ત્રગ્રંથોની રચના તો આ પ્રાગિસુકાળની ઓગણત્રીસમી સદીમા જામેલા પ્રબોધકાળમા જ થએલ, એમ આપણે આજની એ વેદાદિ કૃતિઓ અને મહાભારત તથા પુરાણોને આધારે નિ:શંક કહી શકીએ તેમ છીએ

પૌરાણિક બ્રહ્માના ચાર મુખમાથી ચાર વેદ ઉત્પન્ન થયા હતા એ જાણીતી વાત છે એ વાતને ઐતિહાસિક એકમુખી બ્રહ્મા સાથે આપણે એવી રીતે ઘટાવી શકીએ કે એ અદ્ભુત સંસ્કૃતિકારે પ્રા ૨૯૫૦ની આસપાસ સપ્તસિંધુની ચાર દિશાઓમાં જાતે ભમીને, કે પછી પોતાના સમર્થ સહાયકોને (દેવાર્યો તેમ જ આર્ય ઋષિઓને) મોકલીને, જેટ-જેટલુ વેદવાઙ્મય પ્રજામા જિહ્વાગ્રે રહ્યું હતુ, તે એકત્રિત કર્યું આ રીતે ઋગ્વેદના એ સમયે સુમારે એક લાખ સૂક્તો એકઠા થઇ શકેલા (જેમાના એક હજાર જ હાલ રહ્યા છે) એમ એક વિદ્વાન નોંધે છે ૧૦ નવા યુગના વિવિધ મહાયજ્ઞોને અંગે કૃષ્ણયજુર્વેદની તો રચના જ એ કાળમા થઇ તથા બ્રહ્માનુજ સૂર્યદેવે ઋગ્વેદમાના જ સોમયાગવિષયક

સૂક્તોની 'સામવેદ' નામથી સંકલના પણ ત્યારે જ કરી, એમ પણ યજુર્વેદ, છાંદોગ્યઉપનિષદ અને મનુસંહિતાને આધારે એ વિદ્વાને કહ્યું છે.[૧૦] વળી,પ્રજામાં જે જે મંત્રો,જાદુ તથા વશીકરણ સંબંધી, અને વૈદિક તથા બ્રહ્મવિદ્યા સબંધી સજીવ રહ્યા હતા, તેનો 'અથર્વવેદ' નામે શોધિતવર્ધિત સંગ્રહ અંગિરા કુળના અથર્વણ ઋષિએ પોતાના ગુરુ બ્રહ્મદેવની દેખરેખ હેઠળ બહુ ખંત ને ઝીણવટથી કર્યો, તે પણ આ યુગમાં[૧૧] જ.

આ પ્રવૃત્તિએ કેટલીક વધુ પ્રવૃત્તિ ઉપજાવી, જેને પરિણામે છ વેદાંગના અને ચાર ઉપવેદનાં—એમ દસ નવાં શાસ્ત્રો, વેદચતુષ્ટયના જ સવિશેષ અભ્યાસ, વિકાસ, અર્થગ્રહણ અને સાચવણને માટે અથવા તો પ્રજાની નવી જરૂરતોને પૂરી પાડવા માટે ગૂંથાયાં. વેદાંગમાંના ચાર તે આ પ્રમાણેઃ શિક્ષા અથવા શુદ્ધ સ્વરોચ્ચારનું શાસ્ત્ર; કલ્પ અથવા યજ્ઞાદિકની યથાયોગ્ય ક્રિયાવિધિનું શાસ્ત્ર, નિરુક્ત અથવા દેવાર્યો ઇન્દ્ર અને સોમે મળીને રચેલું વ્યુત્પત્તિનું શાસ્ત્ર; અને બ્રહ્માપ્રણીત છંદ શાસ્ત્ર, જેમાં તેમણે ઋગ્વેદના છંદો, ગાયત્રી ત્રિષ્ટુપ્, જગતી વગેરેના નિયમોને, પહેલવહેલી વાર પદ્ધતિપુરઃસર ગોઠવ્યા અને સમજાવ્યા.

તત્કાલીન આ ચાર વેદાંગોની રચનાદિક વિશે વધુ માહિતી મળતી નથી, પણ બાકીના બેમાં—વ્યાકરણ તથા જ્યોતિષમાં—એ પ્રબોધકાલીન આર્યોનો કેવો વિકાસ થયો હતો, તેનો કેટલોક વૃત્તાંત આપી શકાય તેમ છે.

પ્રા. ત્રીસમી સદીમાં જે ભાષા દેશમાં વપરાતી હશે તે, આપણે જેને વૈદિક સંસ્કૃત કહીએ છીએ તેનું કોઇક પુરોગામી રૂપ — જેમાંથી જુદા ફાંટા લેખે ગ્રીક લેટિન ને લિથ્વાનિયન પણ થયાં,એ રૂપ — હોવા સંભવ છે. એ રૂપને હવે દેવોએ—દેવાર્ય સંસ્કૃતિકારોએ—સંસ્કાર્યું. આ નવી ભાષા એ જ દેવભાષા, એ જ ગીર્વાણગિરા સંસ્કૃત અથવા વૈદિક સંસ્કૃત. એ ભાષાના મહેશાદિ રૂદ્રદેવોએ વ્યાકરણ-ઘણાં ને સંપૂર્ણ

ભાષારહસ્યોના ધારનાર વ્યાકરણ-પણ રચેલા, જેનાથી 'આર્ષપ્રયોગ'-કારો વ્યાસવાલ્મીકિ (પ્રા. ૧૫૦૦—૧૪૦૦) પરિચિત હતા ને જેનો પાણિનિ (પ્રા ૮—૬ સદી) ઉલ્લેખ કરે છે જૂની લિપિ પણ હવે સુધારાઇને શાસ્ત્રીય બની. તેના ૧૪ સ્વર ઇન્દ્રે,૨૫ વ્યંજન ને ૪ અંતસ્થ ( ય, ર, લ, વ ) મહેશે, ૪ ઉષ્મા ( શ, ષ, સ, હ ) ચન્દ્રે, અને સત્તરેક અક્ષર બ્રહ્માએ યોજ્યા.આ નવી અક્ષરાવલિને બ્રાહ્મી લિપિ એવુ નામ અપાયુ.

પૂર્વે જ્યોતિષના કેટલાક સત્યો તો ઋગ્વેદકાલીનોને જણાયલા જ. પણ હવેની જટિલ યજ્ઞપદ્ધતિને ખાતર, તેના સમયો તથા પંચાંગની પૂરેપૂરી અનશુદ્ધિને ખાતર, એ વિષયમાં નવી શોધો આવશ્યક ઠરી. તેમા સૌથી પહેલુ મહસપ્તક-વિવસ્વતે સૂર્ય, સોમે ચન્દ્ર, કાર્તિકેયે મગળ, સોમપુત્ર બુધે બુધ, બૃહસ્પતિએ ગુરુ, દાનવગુરુ ઉશનસે શુક્ર અને વિવસ્વત-પુત્ર શનિએ શનિ, એ રીતે-શોધાયુ તેમ જ યોજનાબદ્ધ થયુ હોવા સભવ છે આ સિવાયની પણ કેટલીક મોટી શોધો 'બ્રહ્મસિદ્ધાંત'કાર બ્રહ્મા, 'સૂર્યસિદ્ધાંત'કાર વિવસ્વત, તથા સોમ બૃહસ્પતિ અને ગર્ગ,[૧૩] નારદ ને પરાશર,[૧૪] પુલસ્ત્ય અને વસિષ્ઠ, આ આર્યભૂમિના નવ આદ્ય જ્યોતિષીઓને હાથે થએલી. સૌર તથા ચાન્દ્ર વર્ષની શાસ્ત્રીય ગણના, સૂર્યકિરણમા સાત રગ છે, એ સત્ય, ચન્દ્રને તેજ સૂર્યમાથી મળે છે ને પૃથ્વી ગોળ છે એ સત્યો, નક્ષત્રચક્ર, વિષુવવૃત્ત, સક્રાંતિઓ, ગ્રહણો, ને ઘણુ કરી રાશિચક્ર પણ, ખગોળ તેમ જ નૌકાશાસ્ત્રમા ખપનું એવુ એક જાતનુ પ્રાથમિક દૂરવીક્ષણ (દૂરબીન), ગ્રહોની અસર જડચેતન સૃષ્ટિ પર થાય છે એ સત્ય : આટલી એ જ્યોતિર્વિદોએ કરેલી મહત્ત્વપૂર્ણ ઉજ્જવલ શોધો હતી

ઉપવેદોમ, આયુર્વેદ લગભગ આખો જ પ્રમોધકાળે બ્રહ્મા, રુદ્ર, ધન્વતરી ને અશ્વિનો-એ દેવમડળીને હાથે રચાયો બ્રહ્માએ લાખશ્લોકી 'બ્રહ્મસહિતા' એટલે અષ્ટાગ રચેલ, જેનો વિવસ્વને સક્ષેપ કર્યો હતો.

વૈદ્યનાથ રુદ્ર બ્રહ્માની જેમ સૈદ્ધાંતિક જ નહિ, પરન્તુ વ્યાવહારિક ભિષગ્વર પણ હતા, તેથી તેઓ આયુર્વેદના પિતા મનાય છે. 'ચિકિત્સા-તત્ત્વવિજ્ઞાનમ્'ના કર્તા ધન્વંતરીએ અકાળમરણહારક ઔષધી 'અમૃત', બીજી આશ્ચર્યકર ઔષધીઓ, કેટલાંક ખનિજો તથા પશુપક્ષી ને વૃક્ષોનાં ઓસડનું સંશોધન કર્યું. અશ્વિનૌ વિવસ્વતના પુત્રો અને શિષ્યો હતા. તેમણે 'ચિકિત્સાસારતન્ત્રમ્' રચ્યું. તેઓએ કપાયલાં માથાં પાછાં બેસાડવાની વિદ્યા હાથ કરી હતી; ચ્યવન અને કણ્વને ગએલાં નેત્ર આપ્યાં હતાં; અને રક્તપિત્તને લીધે વણપરણી રહેલી રાજકુમારી ઘોષાનો એ રોગ મટાડી, તેને પરણવાની સવળતા કરી આપી હતી *

બાકીના ત્રણ ઉપવેદો–ધનુર્વેદ, ગાંધર્વવેદ ને સ્થાપત્યવેદ–ની મુખ્ય સિદ્ધિઓ આ રીતની હતી: (૧) બ્રહ્માએ લોઢું યજ્ઞકુંડમાં તપાવીને જે પોલાદી તરવાર ઘડેલ, તે દોઢ હજાર વર્ષ પછી છેક પાંડવોને પણ કામમાં આવી હતી; શુક્રનીતિકથિત 'નાલિકાસ્ત્ર' (તોપ કે બંદૂક), તથા બાણોને અગ્નિમય ને ઝેરી કરવાનું, કદાચ અંતરિક્ષમાં વિમાન દ્વારા યુદ્ધ કરવાનું પણ, આ સમયે શરૂ થયું હશે. (૨) વેદના ત્રણ સ્વરમાંથી ભરતમુનિને હાથે હાલના સપ્તસ્વર ઉપજાવાયાઃ ઉદાત્તમાંથી નિષાદ અને ગાંધાર (ની, ગ): અનુદાત્તમાંથી ઋષભને ધૈવત (રી, ધ); સ્વરિતમાંથી ષડ્જ, મધ્યમ ને પંચમ (સા, મ, પ).[૧૫] (૩) બૃહસ્પતિના ભાણેજ વિશ્વકર્માએ આભૂષણો ને વિમાનો શોધ્યાં; ઈંટ, પથ્થર ને લાકડું બાંધકામમાં વધારે પ્રમાણમાં વપરાતાં કર્યાં; સુંદર મહેલો, નાટ્યગૃહો, ઘરો, ઉદ્યાનો, મૂર્તિઓ, નૌકાઓ વગેરે બાંધવાની કલા ખીલવી: તાલેવંતોનાં મહાલયોની ભીંતને સુવર્ણપત્રોથી મઢવાનું શરૂ કર્યું; અને

---

* અશ્વિનોએ જે વિશ્પલાનો પગ બેસાડ્યો, તે સ્ત્રી નહિ પણ ઘોડી પણ હોય; એ વાત લોઢાના પગ સંબંધી પણ હોય, (આ વિશે જુઓ રા. દુ. કે. શાસ્ત્રીકૃત 'આયુર્વેદનો ઈતિહાસ': 'પુરાતત્ત્વ' પુ. ૩.)

એ મહાલયોની શોભા કોતરકામથી તથા કદાચ આજે લુપ્ત થએલ કેટલાંક ચિત્રકામથી પણ બઢાવી

આ સિવાય, સમાજના નિયમન માટે બ્રહ્માએ 'દંડનીતિ'નો ગ્રંથ રચ્યો જે પાછળથી નીતિશાસ્ત્રકારો શુક્ર, ચાણક્ય અને કામંદકના કાર્યના આધારરૂપ નીવડ્યો, બદરિકાશ્રમવાસી નારાયણ મુનિને 'એકં સત્ વિપ્રા બહુધા વદન્તિ' એ પરમ સત્ય દ્વારા શુદ્ધ અદ્વૈતવાદની સૌથી પહેલી ઝાંખી થઇ, વૈરાજવંશી ક્ષત્રિય વિચારક ઋષભદેવે નીતિ પ્રધાન ને અહિંસાવાદી પણ કૈંક સ્થૂલલક્ષી જૈન ધર્મનો પાયો નાખ્યો, અને દૈત્યરાજે હિરણ્યકશિપુ ને હયગ્રીવે પ્રગટ નિર્ભેળજડવાદ પ્રવર્તાવ્યો, તે પણ આ સર્વદેશી અને ઉત્કટ જાગૃતિના મહાયુગમાં જ.

આવી એ અશ્રુતપૂર્વ પ્રબોધકાળની શ્રેષ્ઠ સિદ્ધિઓ હતી. તેની પહેલાનો કાળ જેટલો ભયંકર કલિયુગ હતો તેટલો જ વિસ્મયજનક, સમુજ્જવલ આ ઐતિહાસિક સત્યયુગ (પ્રા ૨૯૫૦-૨૮૦૦) છે હિંદના બહુસ્વરૂપી ઇતિહાસમાં પણ એ દેવનિર્મિત યુગ્મરંગી દેશકાળની જોડી ન જડે, નથી જ જડતી, તેમાં શું આશ્ચર્ય ?

દૈવી, અમાનુષી ઘટનાને અક્ષરશ: નહિ સ્વીકારતા, તેના ધ્વનિને સ્વીકારી તેનો બુદ્ધિયુક્ત ઉપયોગ આમાં તેમ જ આ પ્રકરણના બાકીના ખંડકોમાં કર્યો છે એ પણ એ ગ્રંથના અભ્યાસીઓને તુર્ત સમજાશે.

૨. આ શબ્દો ભાગવતના સ્કં ૩, અ ૧૨ના શ્લોક ચોથામાથી લીધા છે.

૩ આ અવિદ્યાઓનો ઉલ્લેખ પણ એ બારમા જ અધ્યાયમાં છે. શ્રીધરી ટીકા એ પાચના નામ અને લક્ષણ આ પ્રમાણે આપે છે "સ્વસ્વરૂપનું અજ્ઞાન તે તમ, અંતઃકરણનો વિભ્રમ તે મોહ, સાંસારિક વિષયસુખની ઇચ્છા તે મહામોહ, ભોગના સાધનોનો નાશ થવાથી, 'હું મરી ગયો' વગેરે બુદ્ધિ થવી, તે અંધતામિસ્ર, અને વિષયેચ્છા પૂરી ન થવાથી થતો ક્રોધ, એ એ તામિસ્ર કહેવાય છે ' આ સમજૂતી, આર્ય પ્રજાનું તત્કાલીન પતન કેટલું ઘોર હોવું જોઈએ તેનો બરાબર ખ્યાલ આપે તેવી છે.

૨

૪ આ ખંડકમાની અપરિચિત જેવી હકીકતો, રા. મજુમદારના વેદ પુરાણાદિ પરથી રચાયેલા 'હિન્દુ હિસ્ટરી'ના વિભાગ પહેલાના પ્રકરણ ૩,૮ અને ૯માંમાથી લીધી છે એ હકીકતોને વિચારવિવેકથી વાપરનારી પદ્ધતિ અને વર્ણનરીતી આ લેખકની સ્વતંત્ર છે

૫ આમાથી, મરીચિના વંશમા સૂર્ય વંશના મૂળ પુરુષ વિવસ્વત થયા, અને અત્રિના વંશમા ચન્દ્ર વંશના મૂળ પુરુષ સોમ, બીજા પાચ ઋષિઓના વંશમા પણ મોટા રાજા તથા વિચારકો થયા હતા.—એ સાત ઉપરાંત, નારદ, દક્ષ અને ભૃગુએ પણ બ્રહ્માની સલાહ માની હશે એવી અટકળ ભાગવત (૩ ૧૨) પરથી કરી શકાય છે.

૩

૬ વર્ણની વિચારણા, ને તેના અમુક સ્થિતિસ્થાપક જેવા વિભાગ પણ એ સમયે થયા હશે. પણ હરેક વર્ણ હજી અકબંધ ખાના જેવો નહિ થયો હોય, એ સ્પષ્ટ છે, કેમ કે, પ્રબોધકાળમા જ, બ્રાહ્મણ ઋષિ મરીચિનો પૌત્ર જે મનુ, તે ક્ષત્રિય એવા સૂર્યવંશનો સ્થાપક બની શકો હતો.

૭ ભાગવત સ્કં. ૩, અ. ૧૨, શ્લોક ૪૪

૮ ભાગવત સ્કં. ૩, અ. ૧૨, શ્લો. ૪૦.

૪

૯ પ્રબોધકાળ='રેનેસાસ' (આ પર્યાય સ્વ. મહિરાકરે 'શિક્ષણના ઈતિહાસ'માં યોજ્યો છે અને ત્યાંથી અહીં સ્વીકારવામાં આવ્યો છે)

૧૦. મજુમદાર 'હિંદુ હિસ્ટરી'માં, પૃ. ૧૩૦

૧૧ આ ત્રણ વેદોના એ મૂળ સ્વરૂપ હાલની સંહિતાઓ વીરેદ્રયુગ –'એપિક એજ'–( પ્રા. ૨૫૦૦–૧૩૦૦ )માં થઈ

૧૨. મહેશનું વ્યાકરણ છેક લુપ્ત નથી થયું, પણ અતિવિરલ મનાય છે બીજાં વ્યાકરણો ઇંદ્ર, ચંદ્ર અને કુમાર કાર્તિકસ્વામીએ રચેલાં આ છેલ્લાનો થોડો ભાગ ગરુડપુરાણમાં સચવાયો છે

૧૩ પ્રા પહેલી સદીના ગર્ગ તે આ નહિ

૧૪ આ પરાશર તે, વ્યાસના પિતા નહિ પણ જુદા

૧૫ આ ઉપવેદના જ ભાગરૂપ નાટ્યવેદને ગણવો જોઇએ તે પણ ભરત મુનિએ જ બ્રહ્માની પ્રેરણા તથા મહેશની સહાયતા વડે રચેલો આર્યોની ઉત્સવ સમયની સંગીતપ્રીતિ તથા નૃત્યપ્રીતિ જોઇને, બ્રહ્માને એ પ્રવૃત્તિઓ સશાસ્ત્ર ને સંયમિત કરવાનું સૂઝેલ, જેને પરિણામે નાટ્યવેદ રચાયો, જે હાલના ભરતનાટ્યશાસ્ત્રમાં કેટલાક જળવાઇ રહ્યો છે ભરતનું પહેલું નાટક તે ઇંદ્રના દરબારમાં ભજવાયલું 'લક્ષ્મીસ્વયંવર' બીજો મત એવો છે કે એ પહેલી કૃતિ તે 'અસુરપરાભવ' જેનાથી ચિઢાયલા અસુરો હલ્લો લાવ્યા ત્યારે તેમનાથી બચવા માટે બંધ નાટ્યગૃહ વિશ્વકર્માને હાથે બંધાવવું પડેલ ભરતે આર્ય ઋષિમુનિઓની પણ ખફગી વહોરેલ કેમ કે જે વિદ્યાધરો ગંધર્વો ને અપ્સરાઓની મદદથી ભરત નાટકો ભજવતા, તે લોકો પોતે પણ ઉત્તમ નાટ્યકૃતિઓ રચતા થયા, ત્યારે અદેખાઇના માર્યા ઋષિઓએ નાટકોને શાપ દીધેલ ( જુઓ ભરતનાટ્યશાસ્ત્ર XXXVI 23-24 )

## પ્રકરણ છઠ્ઠું

### વૈરાજવંશ *

બ્રહ્માવર્ત એ સપ્તસિંધુદેશનો સૌથી પવિત્ર ફળદ્રૂપ અને પ્રસિદ્ધ પ્રાન્ત હતો. પ્રાચીનકાળમા એ પ્રાન્ત એટલે વેદપ્રકીર્તિત પુણ્યસલિલા સરસ્વતી અને દૃષદ્વતી નદીઓની વચ્ચેનો પ્રદેશ, આજે, દિલ્હીની વાયવ્યે સોએક માઇલને અંતરે આવેલ બીથુર અને તેની આસપાસનો પ્રદેશ, એ જ પ્રાચીન બ્રહ્માવર્તની ભૂમિ આજે ત્યા સરસુતિ નામે વોકળો ચોમાસેચોમાસે વહેતો દેખાય છે, એ જ હવે તો વેદકાલીન મહાનદ સરસ્વતીનો એકમાત્ર કરુણાજનક અવશેષ છે.

એ બ્રહ્માવર્તમા પ્રા. ૨૯૫૦ને સુમારે હિંદુસ્તાનનો પહેલવહેલો વંશપરંપરાનુસારી રાજવંશ–વૈરાજવંશ–બ્રહ્મદેવને હાથે સ્થપાયો હતો. એ મહાત્માએ (આપણે ગયા પ્રકરણમા જોયુ તેમ) સપ્તસિંધુની પ્રજાનુ પુનર્વિધાન કર્યું તેની સાથેસાથે જ, સુરાજ્યનુ પ્રવર્તન થાય

---

*વંશનુ આ નામ વિશ્વરચનાશાસ્ત્ર ('કૉસ્મૉલૉજી') પ્રમાણેનુ છે, તેનુ માનવવંશશાસ્ત્ર ('ઍન્થ્રૉપૉલૉજી') પ્રમાણેનુ નામ, તે સ્વાયંભુવવંશ આ બંને નામો રા. અક્ષયકુમાર મજુમદારના 'હિંદુ હિસ્ટરી'મા આપવામા આવ્યા છે. તેઓ વંશની સાલવારી પ્રાગિશુકાળના વર્ષ ૨૯૫૦થી લગભગ ૨૨૫૦ સુધીની આપે છે.

એટલા સારુ, આ સ્થાપના કરી હતી. વૈરાજવંશના પ્રતાપી રાજા મહારાજાઓએ એ સ્થળે, બ્રહ્માના ઉજ્જ્વલ યશને જોમ આપે તેવું રાજ્ય, ઓછામા ઓછા સાડાચાર શતક ને વધુમા વધુ સાત શતક લગી, રૂડી રીતે ચલાવ્યુ હતું. એ પરાક્રમી, વિચક્ષણ અને દીર્ઘદર્શી રાજવીઓના હાથ નીચે ધર્મ અને રાજ્યપ્રકરણ, વિદ્યા અને કલા અને વાણિજ્યની એટલી તો અભિવૃદ્ધિ માત્ર પહેલા દોઢસો વર્ષમા જ ( પ્રા. ૨૯૫૦–૨૮૦૦ ) થઈ, કે સ્મૃતિકાર મનુ( પ્રા. ૨૮૦૦ )એ પોતાના માનવધર્મશાસ્ત્રના અજોડ ને અમર ગ્રથમાં આર્ય પ્રજાને આજ્ઞા કરી કે તમે ધર્મભાવના, વિદ્વત્તા, ઉચ્ચ સસ્કાર અને સૌજન્યભરી રીતભાત બ્રહ્માવર્તના બ્રાહ્મણો કનેથી જ શીખજો. મનુભગવાન સરખા પ્રૌઢ ચિન્તક આવી આજ્ઞા કરે તેનો અર્થ એ જ કે બ્રહ્માવર્તની પ્રજામા સસ્કૃતિનો વિકાસ ખરેખર અસાધારણ પ્રમાણમા થયો હોવો જોઇએ. અને જે પ્રજામા હતુ તે પ્રજાકીય મહત્તાના પરિપાકરૂપ તેના શક્તિશાળી વિદ્યોપાસકોમા ધર્મસ્થાપકોમા અને રાજેન્દ્રોમા પણ હતુ. એવા જે અનેક તેજસ્વી સસ્કૃતિકારો બ્રહ્માવર્તમા પ્રા ૨૯૫૦થી પ્રા ૨૮૨૫ સુધીના ગાળામા થયા, તેમાના આ છ અનન્યતેજસ્વીનાં નામ અને કામ તો છેક આજની ઘડી લગી સ્થૂળ કે સૂક્ષ્મ રૂપે જળવાઇ રહ્યા છે મહારાજ મનુ(પ્રા. ૨૯૩૦–૨૯૦૦)ની વિદુષી, સ્વરૂપવતી અને પતિપરાયણ કુવરી દેવહૂતિ, સાખ્યદર્શનના પ્રથમ દ્રષ્ટા અને 'આદિવિદ્વાન'નુ મોઘુ બિરુદ પામનાર કપિલમુનિઃ યોગસૂત્રકાર ભગવાન પતજલિ, જૈનધર્મીઓના આદિનાથ અને વૈષ્ણવધર્મીઓના એક અશાવતાર ઋષભદેવ, હિન્દુ કુમારોના યુગેયુગના આદર્શમૂર્તિ ધ્રુવકુમાર, અને જેમના અદ્ભુત પરાક્રમો વડે કરીને આ દેશ સર્વ કાળ માટે 'ભરતખડ' કહેવાયો,* તે ઋષભદેવસુત મહારાજા ભરત.

* બીજી માન્યતા એવી પણ છે–ને એ વધુ જાણીતી છે–કે દુષ્યતપુત્ર ભરતના નામ પરથી દેશ ભરતખડ કહેવાયો

આવાં મહિમાવંત નરનારીઓની ભૂમિ બ્રહ્માવર્તમાં આજથી પોણા-પાંચ હજાર કરતાં પણ વધુ વર્ષ પર વૈરાજવંશનો આરંભ થયો હતો.

૨

પ્રા. ૨૯૫૦થી ૨૯૦૦ સુધીમાં એ વંશમાં[૧] બે સમર્થ રાજાઓ થયા હતા; પ્રજાની બહુવિધ ઉન્નતિનો સાધનાર વિરાટ (૨૯૫૦–૩૦); અને તેનો પુત્ર તથા પ્રિયવ્રત, ઉત્તાનપાદ અને દેવહૂતિનો પિતા મનુ (૨૯૩૦–૨૯૦૦), જેને પુરાણો 'સ્વાયંભુવ મનુ'ના ગૌરવશાળી અભિધાનથી ઓળખાવે છે.[૨] મનુ પછી તેના બે પુત્રોના વંશ જુદેજુદા ચાલ્યા હતા. પહેલા પ્રિયવ્રત(૨૯૦૦–૨૮૭૫)ના વંશમાં આગ્નીધ્ર (૨૮૭૫–૫૦), નાભિ (૨૮૫૦–૪૦), ઋષભદેવ (૨૮૪૦–૨૫) અને ભરત (૨૮૨૫–(?) ૨૮૦૦)–એટલા મુખ્ય હતા; અને બીજા મનુ-પુત્ર ઉત્તાનપાદ(૨૯૦૦–૨૮૬૫)ના વંશમાં ધ્રુવકુમાર (૨૮૬૫–? ૨૮૪૦), વેન (? ૨૮૨૫–૧૫) અને પૃથુ (૨૮૧૫–? ૨૭૭૫): એ મુખ્ય રાજાઓ હતા. આ અગિયારે નૃપાળોનો શ્રુતપ્રધાન ('ટ્રેડિશનલ') ઇતિહાસ ઘણો રસભર્યો અને પ્રેરણાવાહી છે.[૩]

વિરાટ રાજા(પ્રા. ૨૯૫૦–૩૦)ના અમલ હેઠળ બ્રહ્માવર્તનો વિસ્તાર લંબાઇમાં આશરે પાંસઠ માઇલ અને પહોળાઇમાં વીસથી ચાળીસ માઇલથી વધારે નહોતો. નવા વંશની શરૂઆતમાં રાજ્યવિસ્તાર આમ થોડો હોય એ સ્વાભાવિક છે. પણ વિરાટની આણ કેટલાક ખંડિયા રાજાઓ પર પણ ફરતી હશે એમ લાગે છે. આ રાજાઓ સપ્તસિંધુના બીજા પ્રાંતોમાં તથા કદાચ ગંગાના તટપ્રદેશમાં રાજ્ય કરતા હોવા જોઇએ. તેમણે અને વિરાટે મળીને હવે દસ્યુ જેવી દુશ્મન જાતોને તાબે કરી. વિરાટે નવા રાજ્યની વ્યવસ્થા પણ ડહાપણભરેલી રીતે કરી. પ્રજાજનો બધી રીતે સુદ્ધ રહે ને સુખી થાય એ માટે તેણે વિદ્વાન બ્રાહ્મણો અને કુશળ કારીગરોને પણ પ્રાંતમાં આણીને વસાવ્યા. જુદા-

જુદા ધંધારોજગારને-તથા કદાચ વહાણવટાને પણ-તેણે ઉત્તેજન આપ્યું હોવા સંભવ છે. સર્વ પ્રકારની વિશિષ્ટ પ્રગતિને આમ સાધીને વિરાટે આર્યોની ભૂતકાલીન સંસ્કૃતિનો સંગ્રહ અને ભાવિનું ખાતમુહૂર્ત બ્રહ્માવર્તમાં કર્યું હતું.

પ્રા. ૨૯૩૦માં મનુ (પ્રા. ૨૯૩૦–૨૯૦૦) ગાદીએ આવ્યા ત્યારે તેમણે જોયું કે ફક્ત બે દસકાના રાજ્યકાળ દરમિયાન પિતાએ દેશને સુખસમૃદ્ધિની ટોચે પહોંચાડ્યો છે. તેણે જોયું કે ખજાનો દ્રવ્યથી ભરપૂર છે, લશ્કર મોટું અને બળવાન છે, પ્રજા વફાદાર સંસ્કારી ને સંતોષી છે. આ અનુકૂળ સંજોગોએ તેમ જ સાહસિક સ્વભાવે મનુની મહત્ત્વાકાંક્ષાને જગાડી. તેના અંતરમાં સપ્તસિંધુની પણ બહારના જંબુદ્વીપ(એશિયા)માં પોતાની સત્તા તથા આર્ય સંસ્કાર પ્રસારવાના કોડ જાગ્યા. એ કોડ તેણે હાલના ઉત્તર અને મધ્ય એશિયાના ઘણાખરા ભાગો જીતીને પૂર્યા. તેણે પૃથ્વીના બીજા ખંડોમાં પણ દિગ્વિજય કર્યાનું મનાય છે. મનુનો પ્રભાવ અને કૌશલ એવાં ઊંચી પ્રતિના કહેવાય છે કે તે તાબાના સઘળા મુલકો પર, બ્રહ્માવર્તમાના પોતાના પાટનગરમા બેઠાબેઠા, કાબેલ હાકેમો દ્વારા નિર્વિઘ્નપણે અને નિર્દોષ રીતે રાજ્યકારભાર ચલાવી શકતા. એ સર્વ સ્થળે આર્યોનો રાજ્યપ્રકરણી તેવો જ વાણિજ્યવિષયક સંબંધ પણ બંધાતો હોવાથી, તેમની પ્રાણવાન સંસ્કૃતિનો પ્રવાહ પણ વત્તો કે ઓછો ત્યાં વહેતો હતો. આ કારણોને લીધે આપણા પ્રાચીન ક્ષત્રિયકુળમાં એ આદ્ય સમ્રાટ્ મનુરાજનું નામ એક મહેચ્છુ, કાર્યદક્ષ અને પ્રજાહિતકારક નૃપવર તરીકે સુવિખ્યાત છે.[૪]

વિજેતા કહી શકીએ, કેમ કે મહાન સિકંદર( પ્રા. ચોથી સદી )ના જન્મ પહેલાં છેક અઢી હજાર વર્ષ આ ક્ષત્રિયશ્રેષ્ઠ આર્ય સમ્રાટનું સાર્વભૌમત્વ પૃથ્વીના પાંચેપાંચ ખંડોએ સ્વીકાર્યું હતું. એ શૌર્યભંડાર પ્રિયવ્રતે ધ્રુવપૂર્વની ઓગણત્રીસમી સદી દરમિયાન લોકલોકને પોતાના અદ્ભુત શૌર્યનો પરચો બતાવીને પોતાનું રાજ્ય આખા યે જંબુદ્વીપ(એશિયા)માં, પ્લક્ષદ્વીપ( દક્ષિણ હિંદ જેમાં સમાઇ જતું એ પ્રાચીન મહાખંડ લેમુરિયા )મા, ક્રૌંચદ્વીપ( ઓસ્ટ્રેલિયા )મા, શાકદ્વીપ( યુરપ )માં, પુષ્કરદ્વીપ( ઉત્તર અમેરિકા )મા અને કુશદ્વીપ( દક્ષિણ અમેરિકા )મા, સ્થાપ્યું હતું.[૫] આ પૃથ્વીવિશાળ સામ્રાજ્ય પ્રાપ્ત કરીને પ્રિયવ્રતે એનો દરેક ખંડ અનુક્રમે પોતાના આ સાત પુત્રોને—આગ્નીધ્ર, મેધાતિથિ, વપુષ્માન, દ્યુતિમાન, ભવ્ય, સવન, અને જ્યોતિષ્માનને[૬]—સોંપી દીધો હતો અને પોતે તત્કાલીન પ્રથાનુસાર વાનપ્રસ્થાશ્રમમા વિધિપુરસર પ્રવેશ કર્યો હતો.[૭]

પ્રિયવ્રતના જ્યેષ્ઠ પુત્ર[૮] આગ્નીધ્રે (પ્રા. ૨૮૭૫–૫૦) પિતાના મૃત્યુ બાદ ઉત્તર એશિયામાંથી બ્રહ્માવર્તમાં આવીને પિતાની રાજ્યનીતિઅનુસાર, પ્રજાને સંતોષ મળે તેમ રાજ્ય કર્યું હતું. તેણે જંબુદ્વીપના નવ વિભાગ[૯] કરીને તે પોતાના નવ પુત્રોને નાભિ, હરિ, ઇલાવૃત, રમ્યક, હિરણ્મય, કુરૂ, કિંપુરુષ, ભદ્રાશ્વ અને કેતુમાલને–પ્રત્યેકનું રાજ્ય સોંપ્યું હતું.

નાભિરાજા (પ્રા ૨૮૫૦–૪૦)ને ભાગે હિમવર્ષ કે નાભિવર્ષ (વાયવ્ય હિમાલયથી દમણના અરબી સમુદ્ર સુધીનો, એટલે કે બ્રહ્માવર્ત અને તેની આસપાસનો, પ્રદેશ ) આવ્યો હતો આ રાજાનું વલણ શાંતિશોધ અને ધર્મધ્યાન તરફ વધારે હોવાથી, પૂર્વજોના જેવું ક્ષાત્રતેજ તેણે ઝળકાવ્યું નહિ, તે બહુધા ઇશ્વરભક્તિપરાયણ રહ્યા હતા.

નાભિપુત્ર ઋષભદેવ(પ્રા. ૨૮૪૦–૨૫ )નો ધર્માનુરાગ પિતા કરતા

પણ ઉત્કટ હતો. એ અનુરાગે અંતે એમનામા વૈરાગ્ય પણ ઉપજાવ્યો હતો. તેઓ ઋષિમુનિઓના માર્ગદર્શનને સ્વીકારી પોતાનું રાજ્યકાર્ય નિયમિતપણે ચલાવતા હતા. ઇંદ્રદુહિતા 'જયંતી એમનાં પત્ની હતા, જેનાથી એમને ભરતાદિક પુત્રો થયા હતા. એક વાર સસરાના દરબારમાં કોઇ ઉત્સવપ્રસંગે ઋષભદેવજી પત્નીસહ ગયા હશે. ત્યાં ગણિકા નીલાંજસાના લલચામણા નાચ અને હાવભાવ જોઇને સંસાર તરફ તિરસ્કાર છૂટેલ એમ એક સંશોધક કહે છે.[૧૦] તિરસ્કારનું પરિણામ એ થયું કે રાજધાનીમાં પાછા આવીને તેમણે ભરતને રાજ્યાભિષેક કર્યો અને પોતે હિમાદ્રિના કૈલાસશિખર પર તપશ્ચર્યા કરવા સંચર્યા. દીર્ઘ અને ઉગ્ર તપશ્ચર્યાને અંતે ઋષભદેવને કેટલાક, તે કાળે અણશોધાયલાં નવીન સત્યોનું દર્શન થયું. એમાના મુખ્ય સત્યો આ પ્રમાણેનાં હતાં: ઇશ્વર વિના પણ મોક્ષ મળી શકે છે, સૃષ્ટિ સ્વયંભૂ ને અનાદ્યન્ત છે, સર્વદેશી અહિંસા એ પરમ ધર્મ છે; વેદધર્મમાં યજ્ઞાદિ નિમિત્તે હિંસા કરવાની હોવાથી, એ ધર્મ સર્વાંશે સ્વીકાર્ય નથી; માણસે નૈતિક વિકાસ સાધવો ખાસ કરી જરૂરી છે; તેણે કુદરતી દશામા જીવન ગાળવું જોઇએ, અને ખરી મુક્તિ એટલે કેવલજ્ઞાન તો માત્ર આ સિદ્ધાંતોના આચરનાર વનવાસી અને કંદમૂળના આહારી યતિને જ મળે છે, બીજાને નહિ[૧૧] પોતાનાં આ સ્વકીય સ્વતંત્ર દર્શનોનો પ્રચાર અતુલ આગ્રહથી કરીને એમણે જે ધર્મ આશરે પ્રા ૨૮૨૫મા આજથી પોણાપાંચ હજાર વર્ષ પર સ્થાપ્યો તે જૈન ધર્મ. આજે પણ એ જ ઋષભદેવ એ ધર્મના પહેલા અને દિવ્યશક્તિમાન તીર્થંકર તરીકે પૂજાય છે.

પિતાએ પોતાને ભળાવેલ પ્રજાનુ ભરતરાજા (પ્રા. ૨૮૨૫-૨૮૦૦) એ ઘણાં વર્ષો સુધી ક્ષત્રિયધર્માનુસાર સારી રીતે પાલન કર્યું. એમણે દેશ બહાર પણ પોતાની કીર્તિ આઠ નાનામોટા બેટો[૧૨] જીતીને ફેલાવી. આમ પ્રિયવ્રત પછીના તેઓ પહેલા સમર્થ સમ્રાટ બન્યા અને વંશને પુનઃ સામ્રાજ્યપ્રાપ્તિ થયાની ખુશાલીમા તેમણે પ્રણાલિકા પ્રમાણે મહાન અશ્વમેધ યજ્ઞ પણ કર્યો

પરંતુ અનેક નરો અને નરવીરોનો પાળનાર એ નરપતિ, નરનારીઓને ઘણી વાર ખુવારીમાં હડસેલનારા કુટુંબકલેશની જંજાળથી મુક્ત નહોતો. એ રીતે રાણી પંચજની અને ત્રણ પુત્રોને અહર્નિશ સ્વલ્પ કારણે પણ ઝગડતાં જોઇને ભરતે ગૃહત્યાગનો નિશ્ચય કર્યો. એ નીકળતા હતા ત્યારે ઝઘડનારાંએ પગે પડી માફી ચાહી અને હવેથી ડાહ્યાંડમરાં બની સંપથી રહેશું એવાંએવાં વચન આપ્યાં. પણ રાજાને ખાતરી હતી કે એ બધાં બેવચની નીવડવાનાં છે. આથી, તે તો ચાલી જ નીકળ્યા.

ભરતદેવના વનવાસનું અને તેમાં બનેલા એક મશહૂર બનાવનું મનોહર ચિત્ર કલાપીએ 'રાજર્ષિ ભરત'માં દોર્યું છે એ સુવિદિત છે. એ બનાવ સૂચવે છે કે રાજાએ સ્થૂલ માયાનો ત્યાગ કર્યો હતો, પણ માયાની આસક્તિ તેમનામાથી પૂરતા પ્રમાણમા ગઇ નહોતી. અને તેથી પુત્રવત્ પાળેલ મૃગબાલના વિરહશોકથી હૃદયભંગ થઇને, તેમને આશ્રમના એકાંતમાં જ ટળવળતાં ટળવળતા પ્રાણ છોડી દેવા પડયા.[૧૩]

૪

મનુદેવનો બીજો પુત્ર તે ઉત્તાનપાદ.[૧૪] એના વંશમાં ચાર મુખ્ય રાજાઓ થયા હતા: પોતાની માનીતી રાણીનો આજ્ઞાપાલક પતિ ઉત્તાનપાદ પોતે; ટેકીલો તપસ્વી ધ્રુવજી; દુષ્ટતાનો સાગર વેન, અને આદર્શરૂપ રાજા પૃથુ. બીજા ચાર અમુખ્ય છતાં નોંધવા જેવા રાજાઓ થયા તે વેનનો પિતા અંગ,[૧૫] પૃથુપુત્ર અંતર્ધિ, અંતર્ધિનો પૌત્ર પ્રાચીનબર્હિ, અને પ્રાચીનબર્હિના દશ પુત્રો જે પ્રચેતાઓ કહેવાતા તેઃ એટલા હતા.

ઉત્તાનપાદ (પ્રા. ૨૯૦૦–૨૮૯૫)ના રાજ્યકાળમાં, તેણે સુરુચિવશ બનીને સુનીતિપુત્ર ધ્રુવને કરેલ અપમાનવાળા જાણીતા બનાવ સિવાય બીજું કશું ઉલ્લેખપાત્ર જણાતું નથી. એ બનાવને પુરાણકારની સદૈવ અદ્‌ભુતભોગી કલ્પનાના જે રંગોએ રંગ્યો છે, તેના ગાઢ પટની આરપાર જોવા પ્રયાસ કરીએ તો જે દેખાય છે, તે પરથી એમ કહી

શકાય કે પિતાએ ધ્રુવની પાચછ વર્ષની ઉમરે તેને ખોળે લીધો ને પાછો તુર્ત જ સુરુચિપ્રેરણાથી ઉતાર્યો એ બરાબર, એ વર્તનનું દુઃખ બાળકે માતાને સજળ નયને વર્ણવ્યું એ બરાબર, ને માએ તેને "ઇશ્વર સૌ સારા વાના કરશે આવ, આપણે એના ગુણ ગાઇએ" કહીને તેના ચિત્તને ઇશ્વરભજનમા ચોટાડયુ એ પણ બરાબર માત્ર બરાબર નહિ, તે પાચછ વર્ષનો છોકરો અપમાન થતાંવેત વનમાં ચાલ્યો ગયો ને તપ કરવા લાગ્યો એ વાત વળી એમ પણ આપણે માની શકીએ કે નાની ઉમરે કુમળા દિલમા સાવકી માતાનો ડંખ ધ્રુવને એટલો બધો વાગી ગએલો કે ઉમરે પહોચ્યા પછી–સોળ અઢાર કે વીસમે વર્ષે–ચિત્તશાંતિ, એકાગ્રતા, ઇન્દ્રિયનિગ્રહ અને સંયમ કેળવવા માટે, રાજ્ય પ્રાપ્તિનો મનોરથ જે ખરેખર તેના મનમા ઊગ્યો હતો તે સિદ્ધ કરવામા આવશ્યક એવા મનોબળ અને ચારિત્રશુદ્ધિના સેવન માટે, તેણે આ સમયના જીવનદર્શન તથા પ્રવર્તમાન વાતાવરણની અસર હેઠળ, મધુવન તરફ પ્રયણ કરી, કેટલોક સમય તપસ્વી જીવન ગાળી, આત્મસ્વરૂપનુ દર્શન–જે આજે પણ અધિકારીજનને અશક્ય નથી તે–કર્યું હતુ

આ વિચારશ્રેણીનો સ્વીકાર કરીને આપણે એક ઇતિહાસકારને અનુસરીને કહીશુ કે આત્મવાન ધ્રુવજી વનમાથી પાછા ફર્યા પછી કેટલેક કાળે રાજકુમાર ઉત્તમ યક્ષો જોડેના યુદ્ધમા મરાયો હતો, આથી ગાદી સ્વાભાવિક રીતે જ ધ્રુવકુમાર( ૨૮૬૫–૪૦ )ને મળી, તેમણે યક્ષોનો પરાભવ કરી બંધુના આત્માને શાંતિ અર્પી, અને શાંતિથી ને સુખપૂર્વક પચીસેક વર્ષ રાજ્ય કરીને આશરે પચાસની ઉમરે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કર્યો

ધ્રુવની પછી અગિયારમી પેઢીએ વેનરાજા ( પ્રા ૧૨૮૨૫–૧૫ )[૧૬] થયો તે સ્વભાવે ઘણો જ ક્રૂર, તદ્દન કર્તવ્યભ્રષ્ટ અને વેદધર્મનો[૧૭] વિરોધી હતો તેણે યજ્ઞાદિક વૈદિક કર્મો સામે મનાઇહુકમો કાઢ્યા,

ઋષિઓ પાસેથી કરવેરા લેવા માડયા, અને બ્રાહ્મણધર્મીઓને સર્વ પ્રકારે પીડતો એવો, પોતાની પાલખી પણ વિદ્વાન ચારિત્રવાન બ્રાહ્મણો કને ઉચકાવવા લાગ્યો. આ સર્વદેશી દુર્વર્તન ને જુલ્મજોહાકીનું ફળ તેને એ મળ્યું કે થોડા જ વર્ષમાં તેનો નાશ થયો. નાશ પુરાણકારને મતે, ઋષિઓના શાપને લીધે થયો; ઇતિહાસકારને મતે, રોષથી બળતા લોકોએ બળવો જગાડી વેનનો વધ કરવાથી થયો.

• મનુની ઉત્તાનપાદશાખાનો છેલ્લો યશસ્વી, મોટો રાજા તે વેનપુત્ર પૃથુ (પ્રા. ૨૮૧૫–? ૨૭૭૫). નાલાયક પિતાનો તે લાયક પુત્ર હતો. એ પૃથુરાજા મનુસરખા પ્રજાપાલક, બ્રહ્મા સરખા વૈભવશાળી, વિદ્વત્તામાં બૃહસ્પતિ જેવા, આત્મનિગ્રહમા વિષ્ણુ જેવા: એ રીતે વર્ણવાયા છે. તેમનો યશ એટલો તો ઉજ્જ્વલ હતો કે રાજાઓની યશોગાયક એવી સૂતો અને માગધોની એક આખી નાત જ તેમના સમયમાં ઉદ્ભવી હતી. બીજા વર્ણોમા પણ કેટલીક જ્ઞાતિભેદ પૃથુના રાજ્ય દરમિયાન શરૂ થયો, એવો એક મત છે. સતીનો રિવાજ પણ ઠીક પ્રમાણમાં ચાલુ હોવો જોઇએ, કેમ કે પૃથુની સાધ્વી રાણી અર્ચિએ તેની પાછળ ચિતારોહણ કર્યું હતું.

બીજા ત્રણચાર[૨૮] સારા કે સાધારણ રાજાઓ પછી વૈરાજ્યવંશની આ શાખાનો આશરે પ્રા. ૨૫૦૦માં અંત આવ્યો.

## પરિશિષ્ટ છઠ્ઠું

૧

૧. વંશ સ્થપાયો પ્રા. ૨૯૫૦મા; તેની પ્રિયવ્રતશાખા સજીવ રહી આશરે પ્રા. ૨૨૫૦ સુધી, ને ઉત્તાનપાદશાખા, પ્રા. ૨૫૦૦ સુધી. આ રીતે, વંશના જીવિતની વધુમા વધુ હદ ૭૦૦, ને ઓછામા ઓછી ૪૫૦ વર્ષની થાય છે

૨

૨. પુરાણોમાની કલગણના પ્રમાણે તો, આ સ્વાયંભુવ મનુ પ્રાગ્જિસુકાળની ત્રીસમી સદીમા નહિ, આજથી પાંચેક હજાર વર્ષ પર નહિ, પણ લાખો

વર્ષ પર થઇ ગયા હતા, કેમ કે એ પહેલા મનુ અને સાતમા જે વૈવસ્વત મનુ (જે, આપણી ગણતરી પ્રમાણે, આગળ જતા જોઈશું તેમ, પ્રા. ૨૮૦૦–૨૭૦૦ દરમિયાન થએલા), તે બેની વચ્ચે બીજા પાંચ મનુ, એટલે કે પાંચ મન્વંતર, એટલે કે ઘણા લાખ વર્ષો વીતી ગયા હોય પણ આવીઆવી પૌરાણિક ગણના ઘણે ભાગે પુરાણોમાં જ રહેવા દેવા જેવી હોવાથી, તેનો આ કથાત્મક પણ 'વૃત્તાંત'માં ઉપયોગ કર્યો નથી.

૩. અત્રે સ્વીકારેલી શબ્દોની સાલવારી માટે જુઓ અ. કુ મજુમદાર નો 'હિન્દુ હિસ્ટરી' વિ ૧ પ્ર. ૭.

૪. મનુની એક કન્યા દેવહૂતિ નામે હતી તે અત્યંત વિદ્યાનુરાગી હતી. કેટલાક ઋગ્વેદસૂક્તોની એ દ્રષ્ટા હતી પોતાના અડગ વિદ્યાપ્રેમને લીધે, મોટા રાજકુમારોના માગા પાછા વાળી, એ ક્ષત્રિયકન્યા ગરીબ પણ વિદ્વાન અને તપસ્વી બ્રાહ્મણ કર્દમ ઋષિને પરણી હતી તેને વત્સલ ને વૈભવશાળી પિતાએ દાયજામાં ઘણી જમીન, દ્રવ્ય, ઘરેણા, ગાયો અને રથો આપ્યા હતા. એ વિદ્યાભક્ત યુગલના પુત્ર* તે, પ્રકૃતિતત્ત્વોના ગૂઢ રહસ્યોને તથા પરમપુરુષ જેડેના તેના સંબંધને ક્ષીણવટભર્યા ચિંતનો દ્વારા સાંખ્યસૂત્રે માં સમજાવનાર, 'આદિ વિદ્વાન' અને વિષ્ણુના પાંચમા અંશાવતાર કપિલમુનિ (પ્રા ૨૮૦૦). વિશેષ હકીકત માટે જુઓ ભાગવત સ્ક ૩, અ. ૨૦–૩૩ શંકરાચાર્ય (જેવુ ચાકરભાષ્ય અ. ૨, પ્રા ૧, સુ ૧) બે જુદા કપિલનો (એક સાંખ્યદ્રષ્ટા, બીજા સગરપુત્રોને બાળનાર.) સંભવ માનવા જણાય છે. ભાગવતકાર એક–કપિલ-વાદ માન્ય રાખતા લાગે છે. ભાગવતકારનુ તે સેશ્વર સાંખ્ય, કારિકાકાર ઈ. કૃ ભારતીનું, નિરીશ્વર.

૩

૫. પુરાણોક્ત આ દ્વીપોનુ સાત અર્વાચીન દેશો–ખંડો–સાથે તાદાત્મ્ય નક્કી કરવાનુ માન 'હિંદુ હિસ્ટરી' (પૃ. ૧૦૨–૦૩)ના કર્તાને છે. એ નક્કી વટ માટે તેમણે દરેક દાખલામાં કારણો આપ્યા છે જેમ કે 'શાલ્મલી' શબ્દનો અપભ્રંશ થઈને હાલના આફ્રિકામાં સોમાલી(લેંડ)મા એ શબ્દ સચવાયો છે, માટે શાલ્મલી= આફ્રિકા, એ જ રીતે ઑસ્ટ્રેલિયામા હોય

* દેવહૂતિના પુત્ર કપિલ સાંખ્યદ્રષ્ટા હોવા વિશે શંકા છે.—દુ. કે. શાસ્ત્રી

પછી હજી કેટલાક છે માટે પુરાણોનો ક્રૌંચ દ્વીપ, તે હાલનો ઓસ્ટ્રેલિયા; વિશિષ્ટપણે શક્તિશાળીઓનો દેશ તે શકદ્વીપ, તે યુરપ; ઘણા પુષ્કરો કહેતા સરોવરનો દેશ, તે હાલનો ઘણાં સરોવરવાળો ઉત્તર અમેરિકા; કુશ જાતનું ઘાસ બ્રાઝિલ વગેરે દક્ષિણ અમેરિકન દેશોમા હજી પણ પુષ્કળ થાય છે, માટે કુશ દ્વીપ=દક્ષિણ અમેરિકા. આ બધા સમીકરણો ખરા હોય, અને સાત દ્વીપોના વર્ણન, જાતિ, ધર્મ વગેરેની વિગતો ભાગવત (૫: ૨૦) વગેરે પુરાણોમા છે, તેના રહસ્યાર્થનુ સંશોધન કરી, હાલના પાચે ખંડના પ્રાચીનતમ સ્થળોના તથા જાતોની સંસ્કૃતિના જે કંઈ અવશેષ મળે તેમ હોય, તો તે મેળવી, તેનું સંશોધન કરી, એ દ્વિમુખી સંશોધનને યોગ્ય વિવેકથી પરસ્પર ઘટાવવાનો પ્રયાસ જો કોઇ કાળે કોઈ ભાવિ પંડિતવર કરશે, તો, પ્રિયવ્રતનુ મહારાજ્ય પૃથ્વીભરમા હોવાની અવિશ્વસનીય લાગતી વાત (જે આજે પણ છેક પુરાવા વિનાની તો નથી તે) તે દહાડે ઐતિહાસિક સત્ય તરીકે સાબિત થઇ શકશે.

૬. પ્રિયવ્રતપુત્રોના આ નામો વિષ્ણુપુરાણ ને ગરૂડપુરાણમા છે. ભાગવતમાના એ નામો, એક સિવાય, જુદા છે.

૭ પ્રિયવ્રતને બીજા ત્રણ પુત્રો હતા, પણ તેમણે રાજ્યૈષણા ત્યજીને તપસ્વીજીવન સ્વીકાર્યું હતુ. પ્રિયવ્રતને પહેલા પુત્ર નહોતો ત્યારે તેણે વિશ્વ શક્તિના છઠ્ઠા ભાગરૂપ દેવી 'ષષ્ઠી'ની આરાધના કરેલી ને તે પછી તેને પુત્રો થએલા એમ કહેવાય છે એ દેવીનુ વ્રત આજે પણ જેઠ માસમા બંગાળીઓ પાળે અને ઉજવે છે (આ વટસાવિત્રીવ્રત તો નહિ હોય?)

૮. બાકીના પુત્રોએ પોતપોતાને મળેલા દેશમા બ્રહ્માવર્તના મધ્યસ્થ સત્તાથી સ્વતંત્રપણે રાજ્ય કર્યુ, અને તેમનો વંશવિસ્તાર ત્યા જ થયો ને આણુથયો, નાશ પામ્યો, એમ અટકળી શકાય. આગળ જતા એમનો ઉલ્લેખ ક્યાંય આવતો નથી.

વચ્ચેનો-ચીનાઇ તાર્તારીનો-ભાગ મળેલ, હિરણ્મયને, મોગોલીઆ હાલ આ છે તે ભાગ, કુરુને ઉત્તર સમુદ્ર ને શૃંગવાન ગિરિ વચ્ચેનો પ્રદેશ ( સાઇબીરીઆ ), કિંપુરુષને ઉત્તર ચીન ને ભદ્રાશ્વને દક્ષિણ ચીન; કેતુમાલને કાસ્પીઅનની પૂર્વે પુરાણોના માલ્યવાન પર્વત સુધીનો પ્રદેશ

૧૦. 'હિન્દુ હિસ્ટરી' ( પૃ ૧૦૬ )ના કર્તા

૧૧ આ સિવાય, કર્મ પુનર્જન્મ વગેરેનો સ્વીકાર તો ઋષભદેવ પણ કરે છે આ બે સિદ્ધાંતો વેદકાલીન આર્યો જાણતા હશે ? કે બ્રાહ્મણ તેમ જ જૈન ધર્મમા તે પાછળથી આરોપાયા ?

૧૨ આ બેટો તે આંદામાન ને નીકોબાર, સીલોન, સુમાત્રા, જાવા વગેરે આઠ હતા, ને ભરતના હાથ હેઠળનું હિંદ તથા એ આઠ, એટલા નવેને તે કાળે ભારતવર્ષ કહેતા ( જુઓ વાયુપુરાણ અને 'હિન્દુ હિસ્ટરી' : પૃ. ૧૦૮ )

૧૩ ભાગવતમા (૫ ૮) પણ આ કથા જરા જુદા અ તવાળી છે, તે જિજ્ઞાસુએ જોવી. એ જ સ્ક ધના પ દરમા અધ્યાયમા પ્રિયવ્રતશાખાના ભરત પછીના સર્વે ગોણ રાજરાણીઓને ગણાવ્યા છે. ( એ ગૌણ રાજાઓમાના એક નામે પૃથુના વ શમા, આ ગ્રથના પ્ર ૧૦મામા વર્ણવેલ દાશરાજ્ઞ વિગ્રહનો નાયક સુદાસ થયો હતો જુઓ એ પ્રકરણના બીજા ખ ડકના આર ભવાક્યો, તથા એ પ્રકરણને લગતા પરિશિષ્ટની પહેલી જ નોધનો ઉત્તરાર્ધ )

૪

૧૪ ઉત્તાનપાદ તથા તેના વ શજો હિ દના કયા ભાગમા રાજ્ય કરતા હતા એ નક્કી કરવાનુ કૈ સાધન નથી.

૧૫ અગે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. પુત્ર વેનના ત્રાસથી ક ટાળીને તેણે રાજ્યત્યાગ કર્યો તથા વનનો માર્ગ લીધો હતો.

૧૬ ધ્રુવ અને વેનની વચ્ચેની અગિયાર પેઢી માત્ર પ દર વર્ષના ગાળામા થઇ હોય એ પહેલી નજરે અશક્ય લાગે છે પણ તેનો ખુલાસો એવો કરી શકાય કે એ સમયમા વારવાર બનતુ તેમ, અગિયારમાના ઘણાખરા રાજાઓએ રાજ્યનો ભાર સ્વીકારવાની ના કહીને તપસ્વીનુ જીવન ગાળવાનુ પસ દ કર્યું હોય આમ હોય, તો આઠમો રાજા ચક્ષુષ્ મનુ ને દસમો અ ગ . એ બેનો મળીને પ દર વર્ષનો રાજ્યકાળ થાય એ સ ભવિત છે

૧૭ તેણે જૈનધર્મ પોતાના સમકાલીન ઋષભદેવને હાથે અંગીકાર કરેલો એમ રા. મજુમદાર કહે છે.

૧૮. આમાના ત્રણ રાજાઓ તે, આ ચોથા ખંડની શરૂઆતમા ગણાવેલ અંતર્ધિ, પ્રાચીનવર્હિ અને દશ પ્રચેતાઓ: આમાનો પહેલો પરમ ધર્મિષ્ઠ ને દાનવીર હતો; બીજાએ એટલા બધા યજ્ઞો કર્યા હતા કે ગાઉ ને ગાઉ સુધી યજ્ઞવેદીઓ ચણવાની જરૂર તેના સમયમાં પડેલી; અને દશ પ્રચેતાભાઇઓ, જેમના અંત સાથે શાખાનો પણ અંત આવ્યો તેઓ બહુપતિવાદના હિમાયતી–આ દેશના કદાચ સૌથી પહેલા તેવા હિમાયતી–હતા એમ જણાય છે. દશેદશ વચ્ચે તેમને મારિષા નામની એક જ પત્ની હતી એમ અન્યત્ર તેમ જ ભાગવતપુરાણમા પણ નોંધાયુ છે, (જુઓ સ્કં. ૪: અ. ૩૦ શ્લો. ૪૩–૫૧). એ મારિષા તે, ગુજરાતી વાચકવર્ગને પરિચિત'કંડુ–આખ્યાન'ના નાયક-નાયિકા કંડુમુનિ અને પ્રમ્લોચાની પુત્રી હતી. તેની અપ્સરા–માતાએ સ્વર્ગમા જતા પહેલા વૃક્ષની બખોલમા તેને તાજી જન્મેલી મૂકી હતી. વૃક્ષદેવતાએ તેને ઉછેરી હતી અને તેમની પાસેથી, ભગવાનની આજ્ઞાનુસાર, પ્રચેતાઓ તેને મેળવીને પરણ્યા હતા એમનાથી મારિષાને જે પુત્ર થયો તે દક્ષ પ્રજાપતિ. આ કથા પણ ભાગવતમા જ છે.

# પ્રકરણ સાતમું

## દેવાસુરસંગ્રામ

(પ્રા. ૨૯૫૦થી ૨૯૧૮)

૧

વૈરાજવંશની પહેલી શાખામાં નાભિરાજા અને બીજીમાં ધ્રુવકુમાર રાજ્ય કરતા હતા ત્યારે સપ્તસિંધુની ઉત્તરે અને ઇશાનમાં એ મહાન અને સુપ્રસિદ્ધ સંગ્રામનાં દુન્દુભિ વાગતાં હતાં.

પ્રકરણ બીજામાં ઉલ્લેખિત આર્યોની જ દેવશાખા અને દૈત્યશાખા વચ્ચેને એ દારુણ વિગ્રહ આશરે બત્રીસ વર્ષ ચાલ્યો હતો. તેને સપ્તસિંધુના જીવનવિકાસ સાથે પ્રત્યક્ષ સંબંધ ઝાઝો નથી. આમ છતાં એ બનાવને અહીં આખું એક પ્રકરણ આપીએ છીએ, એનું કારણ છે: આપણા કેટલાક વૈદિક તથા પૌરાણિક વાઙ્મયના રચનારાઓએ પોતપોતાની રીતે એ કૃતિઓમાં દેવાસુરસંગ્રામને એવું મહત્ત્વભર્યું સ્થાન આપ્યું છે કે છેક આજ સુધીની આર્યોની કેટલીક ધાર્મિક ના સાંસ્કારિક માન્યતાઓ એ સંગ્રામના બનાવો જોડે વત્તીઓછી સંકળાયલી માલૂમ પડે છે. પ્રજાજીવન પર જે પ્રસંગે આટલી ઊંડી અને વ્યાપક અસર કરી હોય, તેને પ્રજાકીય સંસ્કૃતિના રેખાદર્શનમાં વિશિષ્ટ સ્થાન આપ્યા વિના કેમ ચાલે? એવું સ્થાન દેવો અને અસુરોના એ યુદ્ધને અહીં આપતાં આપણે જે ખાસ સરત રાખવી પડશે તે

ફક્ત આટલી: પુરાણાદિના કર્તાઓની અતિમાનુષ ('સુપર્હ્યુમન') પદ્ધતિને વર્જ્ય ગણીને, બને તેટલું ઐતિહાસિક માનુષ તત્ત્વ એમની કૃતિઓમાંથી તારવવું અને તેનો જ ઉપયોગ કરવો.

સપ્તસિંધુની વાયવ્યે કેટલેક દૂર આવેલા એક વિશાળ સરોવરને—હાલના કાસ્પિયન સમુદ્રને—કાંઠે દૈત્યાર્યોનું નિવાસસ્થાન હતું, એ વાત પ્રકરણ બીજામાં આપણે નોંધી છે. આર્યોની એ દૈત્યશાખા ત્યાં ઠરીઠામ થયા બાદ થોડા જ સમયમાં એ જાતિનો ભૌતિક વિકાસ ઝડપભેર થયો. તેઓ જેટલા સમૃદ્ધિશાળી તેટલા જ યુદ્ધપ્રવીણ હતા. તેમનો ધાર્મિક વિકાસ આ કારણે પુષ્કળ રુંધાયો. દૈત્યો જાતિ તરીકે સર્વાંશે વેદવિરોધી કે વૈદિક કર્મોને ઉવેખનાર તો નહિ હોય, પણ એક વાત તો ચોક્કસ છે: તેમની સ્થૂલ શક્તિઓ ને સગવડો વધતી ગઈ તેમતેમ તેમના નેતાઓ નિરીશ્વરવાદી, નિરંકુશ અને મદાન્ધ બનતા ગયા હતા. તેવાઓમાં દૈત્યરાજા હિરણ્યકશિપુ અને તેનો નાનો ભાઈ નામે હિરણ્યાક્ષ અગ્રણી હતા. તેમનો રાજ્યઅમલ પ્રાગ્શિશુકાળમાં ૨૮૧૦ આસપાસ કાસ્પિયનકાંઠે હિર્કેનિયામાં શરૂ થયો હશે એમ કહી શકાય.

એ બે ભાઈઓમાંથી જેના હાથ પહેલવહેલા ખૂબ સળવળવા માંડ્યા, તે મહામલ્લ હિરણ્યાક્ષ. એ ભરજુવાન દૈત્યવીરને પોતાની સામે બાહુબળ અજમાવી બાથ ભીડનારો કોઈક જોઈતો હતો. સ્વદેશમાં તો બધા જાતભાઈઓ ને આપ્તજનો હતા, એટલે, ભાગવત કહે છે તેમ, હિરણ્યાક્ષ લડવાની ઇચ્છાથી હાથમાં ગદા લઈને યુદ્ધ શોધતો-શોધતો સ્વર્ગમાં [ ત્રિવિષ્ટપ વિર્ફે તિબેટમાં કે ચીનમાં, જ્યાં દેવજાતિના આર્યો રહેતા હતા ત્યાં ] ગયો. તેનો વેગ ઘણો દુસ્સહ હતો. તેણે પગમાં પહેરેલાં સુવર્ણનાં નૂપુરો ઝણઝણાટ શબ્દ કરતા હતા. કંઠમાં વૈજયન્તી નામની માળા પહેરી હતી, ખભા ઉપર મોટી ગદા મૂકેલી હતી, શૌર્ય વીર્ય અને મદને લીધે તે ગર્વિષ્ઠ થઈ ગયો હતો. આવા નિરંકુશ તથા સર્વત્ર નિર્ભય હિરણ્યાક્ષને જોઈને, સર્પો જેમ ગરુડને જોઈને ભયથી નાસી સંતાઈ જાય તેમ ભય પામેલા દેવતાઓ સંતાઈ ગયા. દૈત્યરાજાએ પોતાના તેજથી ઇંદ્રાદિક દેવતાઓને

સવાઈ ગયેલા જોઈને, તેઓને મદમત્ત તથા બળહીન ગણી કાઢી, પોતે મોટી ગર્જના કરી. ૧

એ ગર્જનાનો જવાબ વરાહે આપ્યો. વરાહ એ સપ્તસિંધવી આર્ય વીર હતો, ને ત્રિવિષ્ટપમા પ્રસંગોપાત્ત આવેલો હતો. ઇન્દ્ર અને બીજા વિલાસી દેવોને આવે અણીને સમયે આઘાપાછા થએલા જોઇને, દેવદેશનો આ દૈત્યથી નાશ થતો અટકાવવા, તે મેદાને પડ્યો.

વરાહ અને હિરણ્યાક્ષ વચ્ચે હવે ગદાયુદ્ધ થયુ. ઘણો સમય એ ચાલ્યું. જોરશોરથી લડતાલડતા દૈત્યની ગદા ભાગી એટલે તેણે ત્રિશૂળ લીધું. વરાહની ગદાએ તેના પણ કટકા કર્યા. દૈત્યે પોતાના સમર્થ સામાવળિયાની છાતી પર "વજ્ર જેવી કઠોર મુષ્ટિનો પ્રહાર"૩ કર્યો. પેલાએ સામો "દૈત્યના કઠના મૂળમા મુષ્ટિનો પ્રહાર કર્યો" વરાહનો એ પ્રહાર પ્રાણઘાતક નીવડ્યો, કેમ કે તેણે કકડાવીને મારેલી મુષ્ટિનો પ્રહાર થયો કે તુર્ત જ

'તે દૈત્યનું શરીર ભમવા લાગ્યુ, તેની આંખો બહાર નીકળી પડી હાથ પગ તથા માથાના કેશ છૂટાછવાયા થઈ ગયા, અને પવને ઉખેડી નાખેલો પર્વત જેમ પૃથ્વી ઉપર ઢળી પડે, તેમ તે દૈત્ય પૃથ્વી ઉપર ઢળી પડ્યો.૪

૨

બંધુનો વધ થયાના ખબર જાણીને હિરણ્યકશિપુને રગેરગ ક્રોધ વ્યાપી ગયો. નહિ તો પણ તેને આર્યો તેમજ દેવાર્યોને નામે ટાઢક સારી રીતે હતી. એ દ્વેષમાં હવે વધારો ન થાય તો શું થાય? પોતાની સત્તા અને ધનનો પણ તેને ઓછો ગર્વ નહોતો. આથી તેણે વેર લેવાનો નિશ્ચય કર્યો. પોતાની દૈત્યસેનાને તેણે ફરમાવ્યું કે આખી યે દેવભૂમિને તારાજ કરો. આ પરથી,

પોતાના રાજાની આજ્ઞાને આદરપૂર્વક માથે ચડાવી, જેઓને લોકોનો સંહાર કરવો પ્રિય હતો એવા તે દૈત્યો પ્રજાઓનો [ અહીં બહુવચન કેમ? ત્રિવિષ્ટપ ઉપરાંત સપ્તસિંધુની પ્રજાને પણ દૈત્યોએ રંજાડી હશે? ] સંહાર ૫

કરવા માંડયા. તેઓએ શહેર, ગામ, નેસ, ઉદ્યાન, ખેતર, વાડીઓ, આશ્રમો, ખાણો, ખેડૂતોનાં ગામડાઓ, પહાડી ગામડાઓ, રાજધાનીઓ તથા આહિરલોકોનાં સ્થાનોને બાળવા માંડયા. કેટલાએક દૈત્યોએ કોદાળીએ.થી સેતુઓને કિલ્લાઓને તથા દરવાજાઓને તોડી નાંખવા માંડયા; કેટલાએક દૈત્યોએ હાથમાં પરશુઓ લઈને લોકોની આજીવિકા પૂરી પાડનારા ઉત્તમ વૃક્ષોને કાપવા માંડયાં; કેટલાએક દૈત્યોએ હાથમાં બળતા ઉંબાડિયા લઈને પ્રજાઓનાં ઘરોને બાળવા માંડયાં.[૫]

પ્રમાણમાં ઓછા લડાયક અને ઓછા ઝનૂની એવા દેવો આ દેશવ્યાપક રાક્ષસી રંજાડ સામે ઘટતો ટકાવ કરી શકયા નહિ. જે યુદ્ધ થયું તેમાં એમની હાર થઇ. આ વખતે કેટલાક અગ્રણી દેવો છૂપી રીતે આર્યભૂમિમાં આવ્યા અને બાંકીના સૌ તથા આખી દેવ-જાતિની પ્રજા હિરણ્યકશિપુની આણ સ્વીકારતી ત્રિવિષ્ટપમાં દુઃખેસુખે જીવન ગાળવા લાગી.[૬]

ઇન્દ્રાદિક દેવો આર્યોના દેશમાં આવ્યા હતા, તે બળવાન આર્ય જાતિના મહાવીરોની કુમક શોધવા. એમણે સપ્તસિંધુ આવીને ત્યાંના ઋષિમુનિઓ તથા ક્ષત્રિયોની પાસે સ્વદેશની અશ્રુકથા સંભળાવી. એ સાંભળીને આર્યોએ પોતાના વડીલ બંધુસમાન અને પરમ હિતૈષી દેવાર્યોને સ્વતંત્રતા પાછી અપાવવાની તૈયારી તુર્ત જ આદરી. અને એ પૂરી થતાં, નરસિંહ નામના પ્રતાપી, બલાઢ્ય, ભીષણ આર્ય વીરની સરદારી હેઠળ સપ્તસિંધુમાથી જબરદસ્ત લશ્કરે હિમાલયમાં થઇને ઝડપ-ભેર ત્રિવિષ્ટપ ભણી કૂચ કરી.

ઇન્દ્રપુરી હવે તો કાયમ માટે પોતાની જ થઇ છે એવી ગોઠમૂઠીમાં દૈત્યો હતા. એમનો અને એમના રાજાનો કાળ એશઆરામ અને રંગ-રાગમાં જતો હતો. આ ગફલતનો લાભ લઇ, નરસિંહની આર્યસેનાએ હિરણ્યકશિપુના મહેલ પર અણચિંત્યો હલ્લો કર્યો. આમ દૈત્યસેના

તો જાણે ઊધતી ઝડપાઇ હતી, એટલે તેનો નાશ થતા વાર લાગી નહિ, પછી બને નેતાઓ હિરણ્યકશિપુ અને નરસિંહ વચ્ચે ભયંકર દ્વંદ્વયુદ્ધ થયુ, તેને પરિણામે દૈત્યરાજ, જે વચ્ચે એકબે વાર જીતવાની અણી પર હતો તે, આખરે હણાયો.

હવે કેટલોક વખત સર્વત્ર શાંતિ પ્રસરી દેવોને ગએલી સત્તા પાછી મળી, દૈત્યોને પણ એમના નવા ધર્મિષ્ઠ રાજા પ્રહ્લાદજીના આધિપત્ય નીચે નરસિંહે હિંદેંનિયામા રાજ્ય કરી સ્થાપ્યા થોડા સમયમા પ્રહ્લાદે રાજ્ય પોતાના પુત્ર બલિને સોંપ્યુ. બલિ પણ વેદધર્મપરાયણ હતો આથી આર્યોએ પોતાના એક બ્રાહ્મણ અગ્રણી શુક્રાચાર્યને દૈત્યરાજકુળનો ગુરુ ઠરાવી, બીજા કેટલાક વિદ્વાન આર્યો સહિત, સત્વર હિંદેંનિયા મોકલ્યો.

3

સુલેહ તો થઈ પણ દેવદેશ લગભગ બેદાનમેદાન થઈ ગયો હતો. તેનુ પુનર્વિધાન શી રીતે કરવુ ? આ પ્રશ્નમાની મુશ્કેલી નિવારવા દેવોએ જે ઉપાય લીધો, તેમા જ દુર્ભાગ્યે નવા વિગ્રહના બીજ હતા; વધુમા, એ વિગ્રહનો એક બનાવ એવો અસાધારણ-ખાસ કરી એ જમાના માટે અસાધારણ-હતો કે બીજી ઘણી વસ્તુઓની માફક, પુરાણોમા તે પુરાણકારની વિશિષ્ટ કલ્પનાશક્તિના કૈંકે ઓપ પામીને, સમુદ્રમથનના અલૌકિક અને વિખ્યાત પ્રસંગરૂપે સ્થાન પામ્યો.

ત્રિવિષ્ટપની સુંદર સજાવટ નવે અવતારે કરવા સારુ ઘણીઘણી કીમતી સાધનસામગ્રી પરદેશોમાથી, દરિયાપારના મુલકોમાથી, આણવી પડે તેમ હતી પણ જાતિ તરીકે, દેવો કે એમના નવા મિત્ર દૈત્યો વહાણવટામાં કુશળ નહોતા, એટલે સમુદ્ર ખેડવાનુ સાહસ કોણ કરે? આ વાતની વિમાસણ કરતાકરતા વિષ્ણુદેવને એક યુક્તિ સૂઝી આવી. હિંદેંનિયામા જ કચ્છપ નામની વહાણવટીઓની એક જૂની જાત

વસતી હતી. તેની મદદ દૈત્યો મારફત માગવાની સલાહ વિષ્ણુએ દેવોને આપી. તેણે એમ પણ સૂચવ્યું કે દૈત્યોને એમના આ સહકારના બદલામાં, કચ્છપો જે કીમતી માલ આણે તેનો હિસ્સો આપવાની લાલચ હમણાંથી જ આપવી. આ સૂચના અને પેલી સલાહનો યથાકાળ યથાશક્તિ અમલ થયો. આ સાહસમાં હિમાલયવાસી નાગ લોકોને પણ એમના નાયકો વાસુકિ તથા શેષ સહિત ભેળવવામાં આવ્યા. બધી ગોઠવણ પૂરી થઇ એટલે કચ્છપો પોતાના નેતા મંદરની સરદારી હેઠળ હિર્કેનિયાથી ત્રિવિષ્ટપ આવ્યા, ત્યાંથી ચીનદેશ વીંધી સમુદ્રતીરે પહોંચ્યા અને સફર શરૂ કરી દીધી. ચીન ઓળંગતી વેળા કરારની શરતોનો કે એવી કોઇ બાબતનો વાંધો પડેલ તેની પતાવટ પાકા વિષ્ણુની મુત્સદ્દીગીરી તથા ગરુડ જાતિના તેના સહાયકો દ્વારા થઇ હતી.

કચ્છપોની ગેરહાજરી દરમિયાન કોઇ કારણે દેવો અને નાગો વચ્ચે કદાચ ચકમક ઝરી હશે, પણ થોડા જ વખતમાં એનું સમાધાન થએલું.

જ્યારે કચ્છપ સાહસિકોને પાછા ફરવાની વેળા થઇ ત્યારે દૈત્યો, તેમણે આણેલા માલનો પોતાનો ભાગ મેળવવા ત્રિવિષ્ટપમાં બલિરાજાની આગેવાની હેઠળ આવી પહોંચ્યા હતા. નાગો અને ગરુડો તો પાડોશમાં જ હતા, તે પણ ત્રિવિષ્ટપ આવ્યા.

કચ્છપોએ તો પોતે આણેલ બધી જ ઋદ્ધિસિદ્ધિ ઇન્દ્ર, વિષ્ણુ વગેરે દેવનાયકોને નજર કરી. વિષ્ણુએ તે ધ્યાનપૂર્વક તપાસી. તપાસીને એ દૈત્ય-પ્રતિનિધિઓને ઉતારે ગયા. " આ તમારા કચ્છપો ! કોણ જાણે કેવા ય અણઘડ વેપારીઓ ! કચરા જેવો માલ વહોરી આવ્યા—બધું તદ્દન દમ વગરનું." આવાં કૈંક વચનો દૈત્યોને કહીને વિષ્ણુએ રજા લીધી હશે. હકીકત એમ હશે કે જે કૈં કીમતી ચીજો વિદેશથી આવી હશે, તે સૌને પૂરી પડે તેમ નહિ હોય. એટલે એમાંની ઘણીખરી

દેવોએ સ્વદેશને શણગારવા રાખી, થોડીથોડી નાગો તથા ગરુડોને આપી અને " દૈત્યોને લટકતા રાખ્યા."૮

૪

સ્વાર્થવશ દેવોનું એ વર્તન નવી લડાઇને નિમંત્રણ દેવા બરાબર હતું. દૈત્યોએ તે સ્વીકાર્યું પણ તુર્ત જ.

દૈત્યો બાહુબળમાં જેટલા ચઢિયાતા હતા તેટલા બુદ્ધિબળમાં નહોતા. આથી સમય વિચારીને તુર્તવેળા તો અપમાન ગળી જવાને બદલે, પોતે થોડી સંખ્યામાં છે એ હકીકત બિલકુલ ધ્યાનમાં લીધા વિના, ત્યાં અને તે જ વખતે એમણે શસ્ત્ર ઉગામ્યાં. એવી ઉતાવળનું જે એક જ પરિણામ આવે તે આવ્યું: દેવો પોતાના સાથીતો ગરુડો અને નાગો સહ દૈત્યો પર તૂટી પડ્યા. એ યુદ્ધમાં દેવયોદ્ધાઓએ મોટામોટા દૈત્યવરોનો કચ્ચરઘાણ વાળી નાંખ્યો. એ રીતે ઇન્દ્રે વૃત્રને, રુદ્રે ત્રિપુરાને અને કાર્તિકેયે તારકાસુરને હણ્યો: વળી, દેવજાતિનાં અપ્રતિમ વીરાંગના જે રુદ્રપત્ની ઉમા, તે પણ પ્રસંગ જોઇ રણે ચઢ્યાં અને તેમણે ચંડમુંડ તથા શુંભનિશુંભ જેવા શૂરા અસુર સેનાપતિઓને ભયાનક તુમુલ યુદ્ધમાં હરાવીને માર્યા૯

જે કહાપણ વહેલું આવવું જોઇતું હતું તે દૈત્યરાજ બલિમાં આવ્યું હવે. તેમણે પોતાના દેશ હિર્કેનિયા તરફ પીછેહઠ આદરી; અને મહામહેનતે ત્યાં પોતાના રહ્યાસહ્યા સાથીઓ જોડે પહોંચ્યો.

ત્યાં બલિએ ફરી યુદ્ધની તૈયારી કરી, અને દેવો ઉપર પુષ્કળ સેના સાથે હલ્લો કર્યો. દેવો સારી પેઠે હાર્યા, અને તેમનો દેશ બલિને તાબે થયો. દેવોએ ફરી આર્યોની મદદ માગી, પણ આર્યોનો દૈત્યો સાથે સારો સંબંધ હતો અને તેથી લશ્કરને બદલે તેઓ તરફથી વામન નામે એક મોટા ઋષિ દેવોને બલિના બંધનમાંથી છોડાવવા ગયો. એ દૈત્યલોકની રાજધાનીએ પહોંચ્યો ત્યારે બલિ એક વૈદિક યજ્ઞ કરવામાં રોકાયલો હતો. ત્યાં સંવાદ થયો અને બલિ વામનની વિદ્યાથી એવો પ્રસન્ન થઈ ગયો કે વામન માગે તે

આપવા કહ્યુ ... ... વામને આખુ સામ્રાજ્ય માગ્યું અને તે બલિએ ખુશીથી આપ્યુ.૦

એ દાનને પરિણામે પોતાના હાથમાં આવેલ મુલકોમાંથી દૈત્યોનો ભાગ હતો તે વામને બલિના વંશજોને પાછો આપ્યો, દૈત્યોને એમનું રાજ્ય આપ્યું અને બલિને પોતાની જોડે કાશ્મીરમાં આણીને ત્યાં તેને એવું ઊંચું આધ્યાત્મિક જ્ઞાન આપ્યું કે બલિરાજા નારદ પછીના બીજા જ નંબરના દેવર્ષિ ગણાવા લાગ્યા.

આવી એ ત્રણ દસકામાં વિવિધ રંગો દાખવતા દેવાસુરસંગ્રામની કથા છે. એની રજા લેતા આપણે એ ઉભય અતિમાનુષ મનાયલી, પણ ખરી રીતે વિશિષ્ટ મનુષ્યત્વવાળી, જાતિઓની પણ રજા લઈએ છીએ, કેમ કે હવે આ રેખાદર્શનમા એમનો જાતિ તરીકે ઉલ્લેખ પણ ભાગ્યે જ આવશે.*

## પરિશિષ્ટ સાતમું

૧. ભાગવત . સ્ક. ૩, અ. ૧૭, શ્લો. ૨૦–૨૨. ('ગુજરાતી' પ્રેસનુ ભાષાવર, એનો જ ઉપયોગ ભાગવતના દરેક અવતરણમા કર્યો છે.)

૨. વરાહ આર્યવીર હતો એ, આ લખનારની અ ધારપૂર્વક કરાયલી કલ્પના છે ત્રીજી પ્રાચ્યવિદ્યાપરિષદવાળો રા. જ્વાલાપ્રસાદ સિંઘલનો જે પુરાણવિષયક લેખ 'વસંત'(૨૬ : ૬)મા ઉતારાયો છે, તેમા નરસિંહ અને વામન આર્યવીરો હતા એમ કહ્યુ છે, તે કહેનામા જે અનુમાનપદ્ધતિ એ વિદ્વાને સ્વીકારી છે, તે જ પદ્ધતિનો ઉપયોગ અહીં કરી, દૈત્યાર્ય હિરણ્યાક્ષને મારનાર આર્ય વરાહ હોવો જોઈએ એમ ગણી લઈ, એ રીતનું . વિધાન અહીં કરવામા આવ્યુ છે

---

* આ પ્રકરણના વિષયને લગતા તેમ જ આ સિવાયની કેટલીક રસિક માહિતીવાળા બે લેખ ('વિનોદકાન્ત'ના) 'નવો ઇતિહાસ' અને 'નવી ભૂગોળ' 'કુમાર'ના એકસોમા અંકમા છપાયા છે. એમાથી જિજ્ઞાસુ ને આનંદપિપાસુઓ આ પ્રકારનો વધુ જ્ઞાનાનંદ પામી શકશે.

૩. ભાગવત : ૩ : ૧૯; શ્લો. ૨૫.

૪. ,, ,, ,, ,, ૨૬.

૨

૫. ,, ૭ : ૨, ,, ૧૩-૧૫

૬. હિરણ્યકશિપુ આ વખતે જે ઇન્દ્રમહાલયમા વસતો હતો તેનુ મનોહર વર્ણન તથા દેવો તેને નમતા એ હકીકત ભાગવત( ૭ : ૪ )મા જિજ્ઞાસુ જોઇ શકશે.

૩

૭ સમુદ્રમંથનવાળા પ્રસંગનું અહીં સ્વીકારાયેલું સ્થૂલ અર્થગ્રહણ પણ મોટે ભાગે રા. સિ ઘલને આભારી છે. મુખ્ય ફેરફાર કર્યો છે તે કચ્છપોના વતન સબધી. એમણે કચ્છપોને ગંગાસમુદ્રને તીરે, હિમાલયની તળેટીમા, વસતા આલેખ્યા છે આપણે સ્વીકારેલ સાલવારી પ્રમાણે તો, એ સમુદ્ર પ્રસ્તુત સંગ્રામપૂર્વે ઘણા શતકે સુકાઇ ગયો હતો વળી કચ્છપો હિમાલયમા હોત, તો તો દેવો એમને દૈત્યોની મદદ વિના બોલાવી શકત. એમ થાત, તો દૈત્યોને આ સાહસમા જોડાવાનુ દેવો કહી શકત નહિ-દંતકથાની પરિભાષામા, દૈત્યો સમુદ્રમથનના સાહસમા દેવો સાથે જોડાયા હોત નહિ. પણ મંથનવાળી દંતકથા દેવદૈત્યનો સહકાર સ્વીકારે છે; એ સહકારનુ સ્થૂળ પ્રતિરૂપ પણ ઉપલી રીતે કચ્છપો દૈત્યદેશવાસી હતા ને દૈત્યો મારફત જ દેવોના કાર્યમા ભળી શકે તેમ હતા, એમ ઠરાવવાથી બરાબર બંધબેસતુ આવી રહે છે.

૮. 'વસત' : વ. ૨૬, અ ૬, પૃ ૨૩૯ આ સ્વરૂપે અહીં વર્ણવાયલા કચ્છપ-સમુદ્રયાત્રાના સઘળા પ્રસંગોને પુરાણકથાના જાણકારો જો એ કથાની વિગતો સાથે ઘટાવી જોશે, તો, એકેએક વિગતની અચ્છી રીતે ઘડ બેસી જાય છે એમ તેમને સમજાશે. એ ક્રિયાને પરિણામે આવા કેટલાક સમીકરણ ગોઠવી શકાશે. કચ્છાવતાર = કચ્છપજાતિ, એ કચ્છની પીઠ પાનો મંદરાચલ પર્વત=કચ્છપોનો નેતા નામે મદર, વાસુકિ તથા શેષ નામે સર્પોનો આધાર તથા મથન માટેનુ નેતરુ=મથનમા સહાયતા આપનાર નાગજાતિના માણસોની મદદ; ચૌદ રત્નો=પરદેશી કીમતી પદાર્થો દૈત્યોને મોહનીસ્વરૂપ ધરી છેતરનાર ભગવાન વિષ્ણુ=ત્રિવિષ્ટ દેવ-જાતિનો એક વિચક્ષણ વ્ય-

વહારમ્રપંચકુશળ નાયક નામે વિષ્ણુ...વગેરે. બીજી કેટલીક ગૌણ હકીકત માટે ભાગવતમાંના જ મંથનવર્ણનનો આધાર સ્વીકાર્યો છે.

૪

૯. ઇન્દ્ર વિરુદ્ધ વૃત્ર : આ જોડકા સિવાયના જોડકાંના યુદ્ધનો ઉલ્લેખ 'હિન્દુ હિસ્ટરી 'ના પૃ. ૧૨૦–૧૨૨મા પર છે. ઇન્દ્રવૃત્ર વિશે પણ તેના પૃ. ૩૦મા પર જુદો ઉલ્લેખ છે. પણ આ સંગ્રામ વખતે જ ઈન્દ્રવૃત્રનું યુદ્ધ થયું કે પછી, એ નક્કી કરવાનું ખાસ સાધન નથી. (ઇન્દ્રવૃત્રયુદ્ધ થયું કરી એ સંગ્રામ વખતે–બલિના સમયમાં–જ હશે; કેમ કે બલિનો પિતા કે પિતામહ જે વલ, તે વૃત્રનો ભાઇ થાય, એટલે વૃત્ર ભત્રીજાની મદદે સંગ્રામમાં જોડાયો હોય ને ઇન્દ્રે તેનો વધ કર્યો હોય, એ સંભવિત છે. ) બાકી તો એ યુદ્ધનાં ભાગવત ( ૬ : ૧૨ ) તથા મહાભારત ( વનપર્વ; તથા શાંતિપર્વ અ. ૨૮૨મો) માનાં વર્ણન જાણીતા છે. તેમાનો પણ માનુષ અંશ સ્વીકારી યુદ્ધવર્ણન થઇ શકે, પણ અતિવિસ્તારના ભયથી અહીં તેમ કર્યું નથી.

૧૦. ' વસંત ' ( ૨૬ : ૬. પૃ. ૨૪૦ ). એ જ પૃષ્ઠ પર, શુક્રાચાર્યની શી ગતિ થઈ, તથા બલિ એ જ બેબીલોનીઅનોના દેવ બાલ કે બેલ વગેરે રસિક હકીકત આપેલ છે.

## પ્રકરણ આઠમું

# મનુવૈવસ્વત અને તેના વંશજો*

૧

પ્રાગિશુકાળની ત્રીસમી અને ઓગણત્રીસમી સદી[1] દરમિયાન આર્યાવર્તના જે મહાન સંસ્કૃતિકારોએ પ્રજાના પુનરુત્થાનમાં વિશિષ્ટ ભાગ ભજવ્યો હતો તેમાં જ્યોતિર્વિદ્ ભિષગ્વર અને કવિ વિવસ્વત પણ હતો, એ આપણે જોયું છે.[2] એ સમર્થ ચિન્તક અને દ્રષ્ટા કશ્યપનો પુત્ર તથા સપ્તર્ષિઓમાંના આદ્ય મહર્ષિ મરીચિનો પૌત્ર થાય. કશ્યપઋષિને દક્ષની પુત્રી અદિતિથી[3] જે બાર પુત્રો-બાર 'આદિત્યો'—થયા હતા, તેમાંનો જ એક આ વિવસ્વત હતો. તેના બીજા ભાઈઓમાં ઇન્દ્ર, વરુણ અને વિષ્ણુ[4] એ મુખ્ય હતા. વિવસ્વતને પણ ઘણા પુત્રો હતા, તેમા સૌથી પ્રખ્યાત મનુવૈવસ્વત હતો; અને તેના અનુજોમા વધુ જાણીતા બે-ત્રણ એટલે યમ અને અશ્વિનબંધુઓનું યુગ્મ

એ આખુંય કશ્યપકુળ ઓગણત્રીસમી સદીનાં આખરી વર્ષો સુધી ત્રિવિષ્ટપમાં (તિબેટ નામ દેવનિવાસ 'સ્વર્ગ'મા ) કે તેની ઉત્તરે મધ્ય એશિયામા વસતું હશે એમ લાગે છે. એ અરસામા ત્યા અસુરજાતિના કેટલાક વીરોનો ઉપદ્રવ[5] વધી પડ્યો એટલે મનુએ પોતાના કાકાઓ

---

* સમય : પ્રાગિશુકાળના (ઇ. સ. પૂર્વે) વર્ષ ૨૮૦૦થી ૨૫૦૦.

ઇન્દ્ર વરુણ અને વિષ્ણુની છત્રછાયા નીચે એ પ્રદેશ છોડ્યો. તેમની સાથે બીજા કેટલાક આર્ય વીરો પણ હતા.

માર્ગમા એ પ્રવાસીઓને ઘણાઘણા કષ્ટો વેઠવા પડ્યા હતા[૬] અજાણ્યા રસ્તા, ખાનપાનની મુશ્કેલી, જગલી જાતો સામે કરવી પડેલી લડાઈઓ આ સર્વ અનુભવો લેતાલેતા એ ભ્રમણકારો ગાધારને (હાલનુ કદહાર, અફઘાનિસ્તાનમા ) માર્ગે સપ્તસિધુમા પ્રવેશ્યા વચ્ચેવચ્ચે નાના રાજ્યો જીતાતા તેનો વહીવટ પોતાની સાથેના બીજા વીરોને સોપતાસોપતા ત્રણે કાકાઓ યુવાન મનુને લઈને સપ્તસિધુમા આગળ વધ્યા[૭] એ સમયે બ્રહ્માવર્તમા વૈરાજવશની પ્રિયવ્રતશાખાનો રાજા ભરત ( કે તેનો પુત્ર સુમતિ ) રાજ્ય કરતો હોવો જોઈએ, પણ નવીન આવનારાઓનો તેની જોડે કોઈ સઘર્ષ થયાનો ઉલ્લેખ મળતો નથી જે કે જાણવામા આવે છે તે એટલુ જ કે દાસ વગેરે કેટલાક 'અનાર્ય' લોકોને વશ કરીને, મનુ અને તેના સહાયકોએ સરયૂ નદીને તીરે અયોધ્યાનગરી[૯] વસાવી, ઇન્દ્રાદિક પાછા ઉત્તર ભણી ગયા અને મનુએ નવી નગરીમા જ્યેષ્ઠ પુત્ર ઇક્ષ્વાકુ દ્વારા પોતાનો સ્વતત્ર રાજવશ સ્થાપ્યો તથા એ તેના પિતા વિવસ્વત (=સૂર્ય)ના નામ પરથી ઇતિહાસમા સૂર્યવશને[૧૦] નામે અત્યત પ્રસિદ્ધિ પામ્યો લગભગ એટલો જ પ્રસિદ્ધ જે એક બીજો વશ, તે મનુની પુત્રી ઇલા દ્વારા ચાલેલો હોવાથી ઐલવશ અર્થાત્ ( ઇલાના સમરા અને અત્રિના પુત્ર સોમ( =ચદ્ર )ના નામ પરથી) ચદ્રવશ[૧૧] કહેવાયો છે

મહારાજા મનુને નવ પુત્રો હતા. તેમાના ત્રણ સૌથી વધારે નામાકિત થયા છે જ્યેષ્ઠ પુત્ર તે ઇક્ષ્વાકુ, એણે પોતાના પહેલા પુત્ર વિકુક્ષી-શશાદ[૧૨] દ્વારા અયોધ્યામા જ વશની મુખ્ય શાખા ચાલુ રાખી, જેમાં માધાતા અને હરિશ્ચદ્ર, સગર, ભગીરથ અને અબરીષ, દિલીપ અને રઘુ અને રામચદ્ર આ સર્વ જેવા રાજશિરોમણિઓએ જન્મ

ધર્યો હતો. ઇક્ષ્વાકુના બીજા પુત્ર નિમિ રાજાનો વંશ વિદેહમાં સ્થિર થયો હતો; અને આ વંશમાં જ આર્યપ્રજામાં પણ અનન્ય એવા જનકવિદેહીનો પ્રાદુર્ભાવ થયો હતો. મનુનો બીજો પ્રખ્યાત પુત્ર તે નાભાનેદિષ્ઠ અને ત્રીજો તે શર્યાતિ નાભાનેદિષ્ઠે બિહાર-પડોશના વૈશાલીમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું, જે વિશેષે કરી જૈન અને બૌદ્ધ વાઙ્મયમાં મહત્ત્વનું સ્થાન પામ્યું છે, અને શર્યાતિ તો આનર્ત કહેતા આપણા ગુજરાતનો જ રાજા હતો. આદર્શરૂપ આર્યસતી સુકન્યાનો પિતા પણ એ જ શર્યાતિ, બીજો નહિ[૧૩]

૨

ઐક્ષ્વાક વંશ અને ઐલ વંશ આ બે અક્ષયકીર્તિ ક્ષત્રિયકુલોનો ઇતિહાસ તે હિંદુસ્તાનનો હવેના બે હજાર વર્ષનો (પ્રા. ૨૮૦૦–પ્રા. ૮૦૦) ઇતિહાસ છે. જગતના કોઈ પણ રાજકુલોની યશઃકથા એમના જેટલી ઉજ્જ્વલ કે વિક્રમશાલિની નથી, એટલી અખંડ કે ચિરંજીવિની નથી, તેમ નથી કોઇ રાજવંશવૃક્ષની શાખાઓ ને ઉપશાખાઓ ઇલાઇક્ષ્વાકુના વંશવૃક્ષો જેટલી સ્થળસ્થળમાં શતકો લગી અનેકધા વિસ્તાર, છાયા અને શીતલતાની પ્રસારનાર કરી એ અનુપમ રાજવીઓની ગુણગીતા ગાવી એટલે માનવ ઇતિહાસના મહાકાવ્યનો કદાચ સૌથી રસાર્દ્ર, સૌથી પ્રેરણાવાહી, સૌથી વિસ્મયજનક સર્ગ આનંદાવેશપૂર્વક લલકારવો.

ઋ[૧૪] ઉભય વંશના રાજાઓને પોતાના અતુલ બાહુબળનું સદૈવ સદભિમાન રહેતું તેઓ ન તો રણમાં કદી પીઠ બતાવતા, ન તો શત્રુને શરણ થતા. "તેઓ સતત યુદ્ધપ્રિય હતા અને બાહુબળથી રાજ્યસત્તા મેળવવામાં જ પોતાનું ક્ષત્રિયત્વ માનતા હતા" તેઓ વારંવાર દિગ્વિજય કરી અશ્વમેધયજ્ઞ કરતા અને તેથી અનેક વાર આંતરકલહ પણ વહોરી લેતા. આમ છતાં, ધર્મશાસ્ત્રોને અનુસરી, તેઓ જિતાયલા રાજ્યોને

ખાલસા કરતા નહિ; માત્ર, જે રાજા હાર્યો તેની પાસે પોતાની આણ સ્વીકારાવી, પોતાના ખંડિયા લેખે તેને સુખેથી પરંપરાનુગત તેનું રાજ્ય ભોગવવા દેતા. તેઓ ધર્માગ્રહી, તથા બ્રાહ્મણો ભણી પૂજ્યભાવે વર્તનારા હતા; અને સંધિવિગ્રહને લગતાં સર્વે મહત્ત્વનાં કાર્યોમાં પોતાના ભાયાતો તથા પ્રજાજનોની સલાહ લેવાનું પણ ઉચિત ધારતા હતા.

તેઓ પૂરા સત્યવાદી હતા અને કરેલી પ્રતિજ્ઞા, હરિશ્ચંદ્ર અને દશરથે કરેલું તેમ, જીવનના જોખમે પણ પાળ્યા વિના રહેતા નહિ; પ્રજાને સુખી રાખવી, તે જ પોતાનું કર્તવ્ય સમજતા હતા; અને દેશ પર કેં દૈવી સંકટ આવી પડતું, તો એ ટાળવાની જવાબદારી પોતાને માથે છે એમ સમજતા હતા.

વળી તેઓ જન્મે અને સંસ્કારે પરિશુદ્ધ હતા; જે જે મહાભારત કાર્યો પોતે ઉઠાવે તેની ફલસિદ્ધિ થયે જ તેને છોડે એવા સદાગ્રહી હતા— આરંભશૂરા નહિ; સાર્વભૌમ હતા અને ઇન્દ્ર સરખા ઓજસ્વી દેવાર્ય રાજનના સહચારી હતા; વિધિપુર:સર અગ્નિહોત્ર અને યજ્ઞો કરતા; એમની દ્રવ્યપ્રાપ્તિની સ્પૃહા પણ પ્રમાણસરની હતી; જેવો અપરાધ તેવો જ દંડ દેતા; સમય વરતીને પ્રજાહિત કરવામાં નિરંતર ઉદ્યુક્ત રહેતા.

એ ઇક્ષ્વાકુવંશી અને રઘુવંશી પૃથ્વીપતિઓ દાન દેતા એ પણ સુપાત્રે; મિતભાષણ કરતા એ પણ સત્યકથનને જ અર્થે; મુલકો જીતતા એ પણ કીર્તિને ખાતર, નહિ કે સત્તા ભોગવવા; અને સ્ત્રી પરણતા એ પણ પ્રજોત્પત્તિ વડે આર્યજાતિ અને સંસ્કારને અમર રાખવા, નહિ કે વ્યક્તિગત કામોપભોગ માટે. બચપણમાં તેઓ વિદ્યાભ્યાસ કરતા, જુવાનીમાં રૂડી રીતે ગૃહસ્થાશ્રમ ચલાવતા, વૃદ્ધવયે વાનપ્રસ્થી બનતા અને અંતકાળ આવ્યે પૂર્ણ પુરુષોત્તમ જે પરમાત્મા તેનું ધ્યાન ધરતા-ધરતા શાંતિપૂર્વક દેહત્યાગ કરતા.

સંસ્કૃતિના દીપકોની આવી અપૂર્વપ્રભ જ્યોતિર્માલાને લોકકલ્પના સૂર્ય અને ચન્દ્રના સીધા વંશવારસો માનવા લાગે તેમાં આશ્ચર્ય પણ શું ?[૧૧]

૩

वैवस्वतोमनुर्नाम माननीयो मनीषिणाम्।
आसीन्महीक्षितामाद्य प्रणवश्छन्दसामिव ॥

"સુધીર વિદ્વાનો પણ તેને માનાર્હ ગણતા, વેદોમા જેવું ૐકારનું સ્થાન, તેવું નૃપતિઓમા તેનું સ્થાન છે" આ શબ્દો વડે, જીવનલીલા સંકેલાયા બાદ સવાત્રણ હજાર વર્ષે પણ જે મનુરાજા (પ્રા. ૨૮૦૦-૨૭૦૦) કાલિદાસ (સને ૪૦૦ આસપાસ) સરખા વિવેકવંત કવિને મુખેથી ગુણસંકીર્તન પામી શક્યા, તે પોતાના જીવનકાળમા અને જીવનસિદ્ધિઓના વિષયમા સામાન્ય પુરુષ નહિ હોય એ સમજી શકાય તેવું છે વનપર્વ[૧૭] પણ તેમને 'મહાપ્રતાપી મહર્ષિ' અને 'કાંતિમા પ્રજાપતિ સમાન' કહીને ઓળખાવે છે, વળી, તે "ઓજમા, તેજમા, સૌંદર્યમા અને તપમા પણ પોતાના પિતા [વિવસ્વત] તથા પિતામહ [કશ્યપ] કરતા ચઢિયાતા હતા" તે 'જિતેન્દ્રિય અને ધર્મપરાયણ ભગવાન મનુ' પણ હતા, અને સ્થિતપ્રજ્ઞ તો એટલા, કે મત્સ્યપુરાણ એમને પહેલા જ અધ્યાયમા 'સમદુઃખસુખવીર'[૧૮] એવા વિરલ બિરુદથી પૂજ્યતાપૂર્વક વધાવે છે

મનુના[૧૯] એ સર્વ વિશિષ્ટ લક્ષણો વિચારતા એમ લાગે છે કે તે વિજયાકાંક્ષી કરતા વિદ્યાસેવી વધારે હશે ધર્મપ્રેમી પણ વધારે હશે. આ વાતના ટેકામા, તેની જીતો સ્વપરાક્રમથી નહિ તેટલી કાકાઓ ઇન્દ્ર અને વરુણની આજ્ઞાથી થઇ હતી એ હકીકત પણ ટાંકવા જેવી છે ગમે તેમ, પણ તેનું રાજ્ય સરયૂથી સિંધુ લગી વિસ્તરતું હશે એમ તો ચોક્કસ જણાય છે સરયૂ નદીની આસપાસનો ભાગ કોશલદેશ કહેવાતો હતો એ દેશની સીમાઓ ઉત્તરે હિમાલય સુધી, દક્ષિણે ગંગા સુધી અને પશ્ચિમે સરસ્વતી એટલે કે સપ્તસિંધુની દક્ષિણ હદ સુધી પહોંચતી હતી

આ વિશાલ રાજ્યનું આધિપત્ય મનુએ દસેક વર્ષ ભોગવીને મહેન્દ્રવનને વિશે વાનપ્રસ્થ લીધું.[૨૦] રાજ્ય છોડતી વખતે, તેના પુત્રોમાંથી જેઓ સંસારી રહેવા રાજી હતા તેમને અને પુત્રી ઇલાને તેણે રાજ્યપ્રદેશ ડહાપણસર વહેંચી આપ્યો હતો. એ રીતે ઇક્ષ્વાકુને કોશલમાંનો મધ્યદેશ એટલે કે ગંગા અને ગંડકી વચ્ચેનો પ્રદેશ મળ્યો હતો; અને નરિષ્યંતને ભાગે હિમાલય પાસેનો કેટલોક પ્રદેશ આવ્યો હતો. તેની પડોશનું કર્નીલ (દરદાર?) કોષ્ટુને[૨૧] મળ્યું હતું. અને મનુમંતાનોમાં સૌથી વડેરી ઇલાકુમારીને ગંગા અને યમુનાની વચ્ચેનો ફળદ્રુપ દેશ મળ્યો, જેમાં તેના વંશજોએ પોતાનું પાટનગર નામે પ્રતિષ્ઠાનપુર સ્થાપ્યું હતું.

પરંતુ મનુવૈવસ્વતે આ દેશની સંસ્કૃતિને કરેલું સર્વોત્તમ અર્પણ એ તો તેનું 'માનવધર્મશાસ્ત્ર.' એ મૂળ ગ્રંથ આખો આજે લભ્ય નથી પણ આપણી 'મનુસ્મૃતિ'માં તેનો મોટો ભાગ સચવાઇ રહ્યો મનાય છે. એ શાસ્ત્રનો ઉદ્દભવ તત્કાલીન પરિસ્થિતિમાંથી જ થયો હોવો જોઇએ. મનુએ પોતાના નવા રાજ્યમાં સમાજની અને રાજ્યની ઘણીખરી વ્યવસ્થા નવેસરથી કરવી પડે તેમ હતી એ તો દેખીતું છે. પણ, નિરતીમાંથી હસ્તી જન્મતી નથી એ ન્યાયે, નવા સંસારશાસ્ત્રીએ ત્યારના કેટલાંક પ્રાપ્ત સાધનોની મદદની પોતાનું સૂક્ષ્મદર્શી શાસ્ત્ર ગૂંથ્યું. તેણે ત્રિવિષ્ટપના દેવાર્યો,[૨૩] બ્રહ્માવર્તના આદર્શરૂપ આર્યો, અને કોશલ તથા તેની આસપાસની કેટલીક અસલ વતની કોમોઃ આ સર્વના ધર્મ, રાજ્ય અને સમાજને લગતા જે જે મુખ્ય અને ગ્રાહ્ય સિદ્ધાંતો હતા, તેને ઉપયોગમાં લઇને, કેટલુંક પોતાના સ્વતંત્ર વિચાર ને અનુભવથી પણ તેમાં ઉમેરીને, એ વિશ્વવિખ્યાત 'માનવધર્મશાસ્ત્ર'ની રચના કરી, જે આજે પોણાપાંચ હજાર વર્ષે પણ, તેના સકળ શુભાશુભ*

* એટલે કે, આજની આંખને, ખરી કે ખોટી રીતે, 'અશુભ' દેખાતા, આખી ભૂલે તો એ શાસ્ત્રસમગ્રને શુભાર્થે કરેલું જ સમજવાનું.

અંશો સહિત, હિંદુ પ્રજાના બહુ મોટા ભાગ પર પોતાનું અવિચ્છિન્ન શાસન ચલાવી રહ્યું છે.

મનુસંહિતા આપણા જીવનમાં આવું અનન્ય સ્થાન પામે એ સર્વાંશે સહજ છે. તેને રચવામાં જે પ્રતિભા નિયોજાઈ હતી તે કેવળ વ્યક્તિગત નહોતી, સામાન્ય નહોતી, તેમ ક્ષણિક ચમકારવાળી પણ નહોતી. એ પ્રતિભાની આત્મસમૃદ્ધિ, ઝીણવટ અને વ્યાપકતા અદ્ભુત હતી તેથી જ, તેણે સ્વકૃતિમાં એ સમયે માન્ય એવી સૃષ્ટ્યુત્પત્તિની ભાવનાથી માંડીને મોક્ષપ્રાપ્તિ સુધીનાં મનુષ્યજીવનનાં સકળ મહત્ત્વનાં અંગોનો સમાવેશ કરી લીધો. તેમાં કર્તાએ ગર્ભાધાનથી માંડીને સોળે સંસ્કારનો વિધિ ઉત્તમ પ્રકારે કરીને વર્ણવ્યો; ચારે વર્ણોનું સમાજમાં સ્થાન શું છે એ નક્કી કરી એમના ધર્મ, આપદ્ધર્મ ને સ્ત્રીધર્મ સમજાવ્યા તેમ નિર્વાહરીતિઓ પણ સમજાવી; વ્રતનિયમોનું અને આચારશુદ્ધિનું માહાત્મ્ય ગાયું; ભક્ષ્યાભક્ષ્યનો વિચાર દેહશુદ્ધિની દૃષ્ટિએ કર્યો, જુગાર અટકાવવાના ઉપાયો સૂચવ્યા, ગુનેગારને દંડ દેવાની પદ્ધતિનો પણ ખ્યાલ આપ્યો; એ જ રીતે, ન્યાય તોળવાનાં ધોરણ અને વારસાના નિયમો તેણે નક્કી કર્યાં; અને છેક છેવટ, એ બધાં કાર્યાકાર્યના પ્રાયશ્ચિત્તનો અટપટો વિધિ વર્ણવી કર્મપ્રભાવ, જીવની મરણોત્તર ગતિ અને મોક્ષસાધનોનું માર્ગદર્શન પણ ઊંડી પરોપકારિતાથી કરાવી આપ્યું.

રાષ્ટ્રવિધાન અને સંસ્કારરક્ષાના કર્તવ્યમાં આટલા ઉત્કટ અભિનિવેશથી ચિત્ત પરોવનાર એ સમર્થ મહાપુરુષ આપણા આત્મવાન સંસ્કૃતિકારોની પ્રથમ પંક્તિમાં ઇતિહાસના આટઆટલા વારાફેરા છતાં પણ સૌમ્ય તેટલા જ અખંડધાર પ્રકાશે પ્રકાશતો દૃષ્ટિગોચર થાય છે.

૪

ઋગ્વેદકાલના અંત સુધીમાં મનુ પછી તેના વંશમાં પુત્રપક્ષે જે

બીજા રાજા[૨૪] થયા હતા, તે આ પ્રમાણેઃ ઇક્ષ્વાકુ (૨૭૯૦–૫૦); વિકુક્ષી શશાદ (૨૭૫૦–૩૦); પરંજય, પુરંજય, અથવા કકુત્સ્થ (૨૭૩૦–૨૭૦૦); અનેન (૨૭૦૦–૨૬૮૦); પૃથુ (૨૬૮૦–૬૦); વિશ્વગશ્વ (૨૬૬૦–૨૦); આર્દ્ર કે અદ્રિ(૨૬૨૦–૦૫),યુવનાશ્વ પહેલો(૨૬૦૫–૨૫૯૦)શ્રાવસ્તાશ્વ ૨૫૯૦–૬૦),બૃહદશ્વ(૨૫૬૦–૨૫); કુવલયાશ્વ ધુંધુમાર(૨૫૨૫-૨૫૦૦). આમાંનાં અર્ધ ઉપરાંત નામો તો પુરાણોમાં પણ કેવળ નામો તરીકે જ નોધાયાં છે. એમની કારકિર્દી કશાએ ખાસ બનાવ વિનાની માલૂમ પડે છે. તેથી, જે ચારપાંચ વિશે કેટલીક વત્તીઓછી હકીકતો મળે છે, તે જ અહીં સંક્ષેપે ટપકાવવી યોગ્ય જણાય છે.

મહારાજા ઇક્ષ્વાકુ પ્રાંશુકાય અને કાંચનવરણા હતા; પ્રકૃતિએ મધુર અને બુદ્ધિશક્તિએ સતેજ હતા. એમણે પોતાના દેશાંશી પિતા મનુમહારાજ અને બીજા મહર્ષિઓને ચરણે બેસીને રાજકાજનું તેમ અધ્યાત્મવિષયનું ઉચ્ચતર જ્ઞાન સંપાદન કર્યું હતું. એ લાભ પોતે પામ્યા હોવાને પ્રતાપે જ તેમણે દક્ષતા અને સંપૂર્ણ વ્યવસ્થાથી ચાળીસ વર્ષ સુધી રાજ્યકારભાર ચલાવ્યો હતો. તેમણે પોતે નવા દેશો જીતી વિજયો કરેલા જણાતા નથી, પણ પોતાના નાના રાજકુમારો નિમિ અને દંડકને અનુક્રમે વિદેહ (ઉત્તર બિહાર) અને વિંધ્યદક્ષિણનાં (નાગપુર–નાશક વચ્ચેના) એમના રાજ્યોની સ્થાપનામાં ઠીક સાથ દીધો હશે એમ લાગે છે. વળી, પોતે અત્યંત ધર્મશીલ અને દેવો પ્રતિ ભક્તિમાન હોવાને કારણે, એમણે અસંખ્ય યજ્ઞોના હવિ વડે દેવતાઓને અને દક્ષિણા વડે બ્રાહ્મણોને પણ પરિતૃપ્ત કર્યા હતા.[૨૫]

ઇક્ષ્વાકુના જ્યેષ્ઠ પુત્ર વિકુક્ષી રાજર્ષિ ગણાય છે. તેનું વલણ પિતામહની પેઠે રાજ્ય કરતા ધર્મ તરફ વિશેષ હતું. તેણે તપશ્ચર્યા માટે રાજ્યત્યાગ કર્યો પછી, તેના ૫ દર પુત્રોમાંનો સૌથી મોટો પરંજય ગાદીએ આવ્યો. પરંજય પરાક્રમપ્રેમી, મહાકાંક્ષી અને વિજયવાંછુ હતો. તેની મદદ

ત્રિવિષ્ટપના રાજા ઇન્દ્રે પણ લેવી પડતી. મદદ આપવાની શરત તરીકે અયોધ્યાપતિએ એવી માગણી મદોન્મત્તતાની પળોમાં કરેલી કે હું ઇન્દ્રના ખભા ઉપર બેસીને લડું એ વાત કબૂલ હોય તો આવું. એ માગણી તો નાકબૂલ થઇ, પણ એક વૃષભનું નામ 'ઇન્દ્ર' પાડીને, તેની પર બેસવાની છૂટ એ માની તેમ જ અપમાનિત રાજાને અપાઇ હતી. એ પ્રમાણે વૃષભસ્વાર બની તેણે અસુરોને દેવધામમાંથી હરાવીને હાંકી કાઢ્યા હતા. આ બનાવ પછી તેને કકુત્સ્થ (વૃષભ પર જીતનાર) એવું ઉપનામ મળ્યું હતું અને તેના એ નામ પરથી વંશ કાકુત્સ્થ કહેવાતો થયો હતો.

પરંજય પછી ચોથી પેઢીએ વિશ્વગશ્વ થયો. તે અને તેના કેટલાક વંશજો અશ્વોના ઉછેર, પાલન અને કેળવટમાં, તથા યુદ્ધકાળે શાસ્ત્રીયતાપૂર્વક અશ્વદળનાં વ્યૂહ રચવામાં અત્યંત કુશળ હોવાથી, એમના નામ પછી 'અશ્વ' શબ્દ લગાડાતો આપણે જોઇએ છીએ. એમની અનુપમ અશ્વસેનાઓ પેઢી-દર-પેઢી યુદ્ધમાં અજિત રહેતી. ધરવીર અને ઉદાર વિશ્વગશ્વની ત્રીજી પેઢીએ એના જેવા જ ગુણોથી અલંકૃત અને સંસ્કારી રાજા યુવનાશ્વ થયો. યુવનાશ્વનો પુત્ર તે શ્રાવસ્તાશ્વ, જેણે બૌદ્ધકાલીન હિંદમાં પ્રખ્યાત એવું શ્રાવસ્તી (હાલના ગોંડ જિલ્લામાં) વસાવ્યું કહેવાય છે. શ્રાવસ્તાશ્વનો પુત્ર બૃહદશ્વ પણ ચપળ, ભક્તિમાન અને અશ્વવિદ્યાનો ઉત્તમ વિશારદ હતો; તે 'અજેય રાજન્' પણ કહેવાયો છે. તેણે ઉત્તર વયમાં રાજ્ય પોતાના પાટવીકુંવર કુવલયાશ્વને સોંપીને વનવાસ સ્વીકાર્યો હતો.

બૃહદશ્વે એ કુંવરને રાજ્યાભિષેક કર્યા પછી સંસારમાંથી મન વાળી લઇને પરબ્રહ્મમાં એને પ્રેર્યું હતું. પણ તેને રાજમહેલ છોડવાને હજી થોડા દિવસની વાર હતી, તેવામાં તેની મુલાકાતે એક કષ્ટવિહ્વલ ઋષિજી પધાર્યા હતા. "હે રાજેંદ્ર, મારું નામ ઉત્તંક ઋષિ. મરુધન્વની પાડોશમાં મારો આશ્રમ છે. પણ ત્યાં નજીકમાં જ રહેનારો મધુકૈટભનો પુત્ર,

'એક મહાભયકર, મહાવીર્યવાળો અને પરાક્રમી ' દાનવ જાતિનો રાજા ધુંધુ વસે છે, તે મને અને બીજા આશ્રમવાસીઓને નાના પ્રકારે કરીને પીડે છે, માટે તમે તેને મારીને અમો નિર્દોષ તપસ્વીઓની રક્ષા કરો"–આવી વિનંતિ આવનારે બૃહદશ્વને કરી. તેણે તેનો અસ્વીકાર કરી, પોતે શસ્ત્ર છોડયાં છે એમ કહ્યું. એ જવાબ છતાં જ્યારે ઋષિએ બહુ આગ્રહ કર્યો ત્યારે રાજાએ પોતાનો નિશ્ચય તો કાયમ જ રાખ્યો, પણ બ્રાહ્મણરક્ષાની ક્ષત્રિયોની ફરજ સ્વીકારી, પોતાના 'ધીર, શીઘ્રતાથી કાર્ય કરનાર, અને પૃથ્વી પર અનુપમ વીર્યવાળા' પુત્ર કુવલયાશ્વને ઋષિની વહારે જવાનું કહીને પોતે વનનો માર્ગ લીધો હતો. કુવલયાશ્વે પિતાની આજ્ઞા માથે ચઢાવી, પોતાના 'સર્વ વિદ્યામાં પ્રવીણ, બળવાન, પરિઘ જેવા બાહુવાળા અને કોઇથી ગાંજ્યા ન જાય' તેવા એકવીશ પુત્રોને સાથે લઇને ધુંધુ દૈત્ય પર 'તીક્ષ્ણ બાણો, ગદાઓ, મુસળો, પટ્ટિશો, પરિઘો, પાશો અને સજેલી ચળકતી તરવારો સહિત' ચઢાઇ કરી અને દીર્ઘ ને દારુણ યુદ્ધ પછી, એ પ્રચંડ દૈત્યને હણ્યો. રાજર્ષિ કુવલયાશ્વ, શત્રુનો નાશ એમ કર્યા પછી, એ મહાદૈત્યને બ્રહ્માસ્ત્ર વડે બાળી નાખ્યા પછી, બીજા ઇન્દ્ર જેવો શોભવા લાગ્યો. ઉદાર મનનો અને અપ્રતિરથ એવો કુવલયાશ્વ રાજા, આ રીતે ધધુંદૈત્યને મારીને ધુંધુમાર નામે પ્રખ્યાત થયો હતો.''[૨૬] (પ્રા ૨૫૨૪-૨૭)

## પરિશિષ્ટ આઠમું

-

૪ આ સર્વ દેવ કહેવાયા તેઓ પણ માણસો જ હતા

૫ આ ઉપદ્રવ તે, ગયા પ્રકરણવાળા દેવાસુરસંગ્રામને અંગે થએલા યુદ્ધો

૬ એ કષ્ટોમાથી છોડાવવા માટે જે પ્રાર્થનાઓ મનુએ પોતાની સાથેના માનવદેહધારી દેવો'ને અથવા તો આકાશવાસી અપાર્થિવ દેવગણોને કે પોતે પૂજતે એ, તે તે નામના પ્રકૃતિતત્ત્વોને કરી હશે, તેનો ઉલ્લેખ આપણે પહેલા મંડલના સૂક્ત ૮૯ અને ૯૦મામા તથા સાતમા મંડલના સૂક્ત ૩૫મામા વાચી શકીએ છીએ.

૭ મનુના હિંદપ્રવેશ સાથે, ને રાજસમુદ્રના લોપ સાથે, કેટલાક પુરાણકલ્પિત ખંડપ્રલય અને મત્સ્યાવતારની વાતો જોડે છે, પણ અતિમાનુષ બનાવોને વર્જવાની લેખનનીતિ આ રેખાદર્શનમા રાખી હોવાથી એ પ્રખ્યાત પ્રસંગને આ ગ્રંથમા કોઇ સ્થળે વર્ણવ્યો નથી.

૮ એક મત એવો છે કે આ સરયૂ તે અયોધ્યા પાસેની નહિ, પણ પ્રાચીન સપ્તસિંધુમા હતી તે પણ સપ્તસિંધુપ્રદેશમા અને વિશેષે કરી તેના બ્રહ્માવર્ત પ્રાંતમા તો મનુઆગમન વેળા હજી વૈરાજવંશી રાજા હતે, એટલે ત્યાની સરયૂ પર મનુ શી રીતે રાજધાનીનો પાયો નાખે? વળી ઇક્ષ્વાકુ વગેરે તેના વંશજોનુ રાજ્ય અયોધ્યામા જ હતુ એમ ઘણે ઠેકાણે કહ્યુ છે એ પરથી પણ અહી સ્વીકારેલ મતને પુષ્ટિ મળે છે

માથી ઊતરી આવેલા મનાતા થઇ ગયા.– ઍલન શાની પ્રા. ૨૫૦૦ સુધીની કથા આવતા પ્રકરણમા કહેવાશે.

૧૧. રાણી શ્રદ્ધાવતીથી મનુને થએલા આ નવ પુત્રોના જે નામો પુરાણો, હરિવંશ ને મહાભારતના છે, તેમા એ શ બ્દ–શ બ્દ વચ્ચે કેટલેક ફેર છે એ સર્વ પરથી જે ખરા હોવા સભવિત છે, તે નામોવાળા સ્વ. પાર્જિટરના પાઠને આધારે, એ નવ નામો આ રીતે ગણાવી શકાય; ઇક્ષ્વાકુ, નાભાગ, ધૃષ્ટ, શર્યાતિ, નરિષ્યન્ત, પ્રાંશુ, નાભાનેદિષ્ટ, કરૂષ અને પૃષધ્ર (જુઓ : પાર્જિટરકૃત ' એ ઇ. હિ ટ્રેડિશન ' પૃ. ૪; ત્યા સાતમા નામને બદલે 'નાભાગોદિષ્ટ' છે, પણ એ સરતચૂક કે મુદ્રણદોષ હશે.) – મનુને બીજા પણ પચાસ પુત્ર હતા, અને તે આતરકલહ દ્વારા નાશ પામ્યા હતા એમ આદિપર્વ અ. ૭૫મામા કહ્યુ છે.

૧૨. શશાદ=સસલાખાઉ એની કથા એવી છે કે, યજ્ઞમા હોમવાના માસ માટે મૃગયા કરવા તેને પિતાએ મોકલ્યો ત્યા કેટલાક પશુ માર્યા પછી ભૂખ લાગવાથી તેણે એમાનો સસલો ખાધો અને બાકીના મારેલ પ્રાણી યજ્ઞમડપમા લાવ્યો. વિકુક્ષીના એકાત ભોજનની વાત પુરોહિત મુનિએ તપોબળે જાણી લીધી અને આણેલ માસને ઉચ્છિષ્ટ જાહેર કર્યું. ઇક્ષ્વાકુએ એ પરથી વિકુક્ષી-ને રાજ્યના વારસામાથી બાતલ કરેલો પણ તેની પાછળ ઋષિઓ, મત્રીઓ ને પ્રજાજનોએ, તે બીજી રીતે સારો હતો તેથી, તેનો જ રાજ્યાભિષેક કરેલો.

૧૩. સુકન્યાને બાદ ગણતા, શાર્યાતોનો વશ મહત્ત્વ વિનાનો છે. શાર્યાતિપુત્ર આનર્તના નામ પરથી ગુજરાતનુ એ પ્રાચીન નામ પડેલુ રાજ-ધાની કુશસ્થલી એટલે દ્વારકામા હતી. તેનો નાશ પુણ્યજન રાક્ષસોએ કર્યો કહેવાય છે. ત્યાર પછી શાર્યાતો હૈહયજાતિનુ અગ બની રહ્યા હતા.

૨

૧૪. આ આખી કંડિકામાની હકીકતો અને ઉતારા સ્વ. માનશંકર પી. મહેતાની ' ક્ષત્રિયકાળ ' નામે અપ્રસિદ્ધ નોંધમાથી લીધા છે, એટલુ આભાર-પૂર્વક સ્વીકારવુ જોઇએ.

૧૫. આ બને કંડિકાઓ મોટે ભાગે ' રઘુવશ મહાકાવ્ય 'ના પ્રારભિક શ્લોકોનો અનુવાદ છે.

૧૬. આ ખડકમાની રાજપ્રશસ્તિના અપવાદો એ સમયમા નહોતા

એમ નહિ બેત્રણ દાખલા. ઈક્ષ્વાકુના એક કુંવર નિમિએ પુરોહિતનું સખ્ત અપમાન કરેલું, ને બીજા નામે દંડકે કામવશ બની ગુરુની કન્યા પર અત્યાચાર કર્યો હતો. ઐલવંશમાં પણ પુરુરવાનો પૌત્ર નહુષ જુલમી અને નહુષપુત્ર યયાતિ ઉદ્ધત પાકયો હતો પરંતુ આવા સ્ખલનો એટલું જ સૂચવે છે કે એ સમયના રાજાઓ અશકય દેવત્વવાળા નહિ, સહજ મનુષ્યત્વવાળા હતા તેમ જ સમગ્ર વંશાવલિઓમાં અપવાદરૂપ અગૌરવી રાજા છે પણ ઘઉંમાં કાંકરા જેટલા એટલે આપણે ભાર મૂકવો ઘટે તે (અહીં કર્યું છે તેમ) એમના મોટા ભાગમાંના શ્રેષ્ઠ, પ્રતિનિધિરૂપ અને અનુકરણીયના જ ચરિત્રો પર

૧૭ અધ્યાય ૧૮૭ એમાંથી ૭, આ અને પછીના વાકય માટેનું વસ્તુ લીધું છે.

૧૮. દુઃખસુખને સમાન ગણનાર ધૈર્યવાન વીરપુરુષ

૩

૧૯. મનુની માતાનું નામ એક મત પ્રમાણે સંજ્ઞા હતું, બીજા મત પ્રમાણે એ હતું સુવર્ચસા. તે પૌરાણ ('એન્સ્યંટ') ભારતવર્ષની સોળ સતીઓમાંની એક ગણાય છે.

૨૦ મનુએ પોતાના રાજ્યકાળ દરમિયાન સામાન્ય કારભાર, મહેસૂલ, ઇનસાફ, લશ્કર, વગેરે સંબંધમાં જે ઉત્તમ વ્યવસ્થા કરી હતી, તેની વિગતો માટે જુઓ 'હિન્દુ હિસ્ટરી' પૃ ૨૩૬-૩૭

૨૧. આ નામ ધૃષ્ટનું રૂપાંતર હશે? (જુઓ ઉપર નોંધ ૧૧મી)

૨૨. સ્મૃતિકાર મનુ એ સ્વાયંભુવ કે વૈવસ્વત? આનો મહાભારત ને અમરકોશે આપેલ ઉત્તર અહીં સ્વીકાર્યો છે

૨૩. તેમાંના મુખ્ય આ છ અત્રિ, વિષ્ણુ, અંગિરા, શક, યમ, બૃહસ્પતિ.

૪

૨૪ એ કે, બધા મળીને, પ્રા ૪૨૦ના સુમાર સુધીમાં ૧૧૬ જેટલા

૨૫ આ વંશ મનુથી નહિ એટલો ઇક્ષ્વાકુને હાથી ઓળખાય છે, કેમ કે ખરો ફાંટો એ એનાથી જ પડયો હતો.

૨૬ આ કંડિકા મોટે ભાગે વનપર્વના અ ૨૦૨-૨૦૪ પર ઘડી છે

## પ્રકરણ નવમું

## ઐલ[1] વંશ*

### ૧[2]

ઇલાકુમારી એટલે આર્યાવર્તમાં રાજ્યાસને વિરાજનાર સૌથી પહેલી રાજકુંવરી. એ ગંભીર કર્તવ્યનિષ્ઠા માગતી પદવી યથાયોગ્ય ભોગવવા તે શક્તિમાન થાય એટલા સારુ તેના વિચક્ષણ પિતાએ તેને શિક્ષણ પણ સમુચિત અને ઊંચા પ્રકારનું આપ્યું હતું. તેને પ્રતાપે, 'ત્રિલોકમાં અનુપમ એવી સુંદરાંગી'[3] ઇલાકુમારી જ્યારે ઇલારાણી થઇ ત્યારે, તે જાતે ન્યાયમંદિરમાં ગૌરવપૂર્વક, નીતિપૂર્વક અને વિવેકપૂર્વક પ્રતિષ્ઠાનના પ્રજાજનોને ન્યાય આપતી. તેથી પ્રજામાં તે અત્યંત લોકપ્રિય થઇ હતી. સામાન્ય રાજ્યવહીવટ પણ તે શાણા વૃદ્ધ મંત્રીઓનાં માર્ગદર્શનાનુસાર હમેશાં ધીરજ અને ચતુરાઇથી, ચપળતાથી અને નિત્યસચેત તત્પરતાથી ચલાવતી હતી.

હૃદય અને બુદ્ધિની જેમ, ઇલાસુંદરીનું શરીર પણ ભલી ભાતે કૂલે-ફાલે તે વાતની ઘટતી કાળજી તેના કેળવણીકારે રાખી હતી. પ્રકૃતિએ તેને રૂપનિધાન તો સરજી જ હતી; પિતાએ તેને શક્તિનિધાન બનવાની પણ બની અનુકૂળતા અર્પી. એ પહેલી આર્ય રાજરાણીને બચપણથી જ અશ્વારોહણનો જે શોખ હતો, તે વર્ષો ગયાં તેમનેમ વાધ્યો. અઢારની વયે તો તે અજબ અશ્વારોહિણી અને અશ્વવિદ્યાની વિદુષી બની. એ ઉત્તમ તાલીમને પ્રતાપે, તે પોતાના માનીતા સિંધી અશ્વ ચંદ્ર-

---

* પ્રાગિતિહાસકાળના વર્ષ ૨૫૦૦ સુધી એ વંશનો વિસ્તાર માન્યો છે.

અશ્વ પર અસ્વાર થઈને યમુનાના તીરપ્રદેશોમાં નિરંતર નિરંકુશ વિહાર કરતી. એવે વખતે કોઈ વાર, ધૂન ચઢી આવે તો, એ પુરુષવેશ પહેરીને પણ નીકળી પડતી. આ નવતર પોશાકમાં એ સુકુમાર કાયા જુદી જ મનોહારિતા ધારતી. અને એ કામણગારા સ્વૈરવિહારી બહાદુર ઘોડેસ્વારને જોઈને કોઈ મુગ્ધ પ્રવાસી નામ પૂછે તો જવાબ મળતો 'કુમાર સુદ્યુમ્ન'.

આવા અવનવા સુદ્યુમ્નકુમારનો આત્મા વિશિષ્ટપણે રસાત્મા હોય એમાં કશું અચરજ નથી. તેથી જ, પોતાના રાજ્યકાળમાં કેટલાક વર્ષ વીત્યા પછી તેને એક ને એક પ્રદેશમાં ભમતાં કંટાળો આવવા લાગ્યો. વસંતઋતુના એક આહ્‌લાદભર પ્રભાતે તેણે મૃગયાવિહાર કરતાં કરતા રાજ્યસીમાને ઘણી પાછળ મૂકી દીધી અને ચંદ્રપ્રભને ઉત્તરદિશા તરફ હિમાદ્રિનાં નિઃસીમવત્ વનોમાં ખુશખુશાલ વહેતો મૂક્યો. દૂર-દૂર-દૂર ... મધ્યાહ્ન લગીમાં તો કોણ જાણે કેટલા ય યોજન અશ્વ અને અશ્વારે કાપી[4] નાખ્યા.

એક પશુપ્રાણી, બીજું મનુષ્યપ્રાણી. પહેલાને તો હજી આરામ-વિરામનો સવાલ નહોતો, પણ બીજાના શક્તિશાળી છતાં કોમળ દેહે હવે સૂરજ માથે આવ્યો જાણી, પ્રસ્વેદધારાઓ અંગેઅંગથી છૂટતી અનુભવી, વિશ્રાંતિ માગવા માંડી. તેને એક નિબિડ વૃક્ષરાજિ નીચે એ મળી પણ ખરી.

સુદ્યુમ્ને હવે અશ્વનો સાજ અળગો કરી, તેને છૂટો મૂકી, આવા એકાંતમાં પુરુષવેશની દેખીતી અનુપયોગિતાને લીધે તેને પણ ઉતારી નાખી, નજીકના નિર્મળ ઝરણમાં મુખપ્રક્ષાલનાદિ કરી, વૃક્ષોની પરમ શીતલ, સુગંધી ઘટામાં ઘડીભર શરીર લંબાવ્યું. થોડી પળ ગઈ ન ગઈ ત્યાં, ભાવિના રમણીય સ્વપ્નો દેખતી, એ ઇલાસુંદરી નિદ્રાધીન થઈ.

એમ ને એમ પ્રહર વીતી ગયો... દોઢ પ્રહર... અને પછી એ.

આ વેળાએ ઘટાની પશ્ચિમ તરફની વાટિકા પર, આછાપાતળા તડકામાં, પહેલાં પડછાયા ને પછી પુરુષો–ત્રણ કે ચાર–દેખાયા. એમાંનો એક જાણે યૌવનને આંગણે જ ઊભેલો દેવપુરુષ, અને બાકીના કિશોર બ્રહ્મચારીઓ હતા. યુવાન આગળ હતો. તેણે સૌથી પહેલી જ, અશ્વ-સાજની શય્યાએ પોઢેલી અલૌકિક રમણી જોઈ... શો ભીનો વાન!– ગૌર નહિ એટલો શ્યામ; શો પ્રલંબ કેશકલાપ; શી સુવલિત ભૃકુટિઓ; કેવી આછેરા રક્ત રંગની, નવનીતકોમલ નખાવલિ, જાણે પદ્મિ... ...પણ ત્યાં તો એને ભાન આવ્યું. બ્રહ્મચારીઓને તેણે હાથની નિશાની વડે જુદે માર્ગે વાળી દીધા. અને પોતે આત્મગુંજન આદર્યું: "અહાહા! દેવીના કરતાં પણ અત્યંત સુંદર એવી આ રમણી કોણ હશે? એના સરખી રૂપવતી તો દેવાંગનાઓમાં, નાગકન્યાઓમા કે અપ્સરા-ઓમાં પણ કોઇને મેં દીઠી નથી. એ વિવાહિત હશે? ન હોય તો સારું... કેટલી સુંદર!"[૫]

સૌંદર્યસ્તોત્રનો પાઠ આમ કરવા માંડ્યો તેવા જ શબ્દો ખૂટી પડવાથી, નીરખનારે હવે કેવળ અનિમેષ આંખો વડે એ અમૃતસરિતા-માંથી કેટલીક વાર પાન કર્યા કર્યું.

એટલામા સૂર્યાસ્ત પણ થઇ ગયો. વનસમીર અત્યાર લગી આછા હતા. હવે તેની વધારે પ્રબળ, વધારે શીળી લહરો સુંદરીના દેહે અથડાવા લાગી. સન્ધ્યાના ક્ષીણ છતાં સ્પષ્ટ પ્રકાશમાં તેના નેત્ર ઊઘડ્યાં.

તેને ઝબકવાનો કે ઉદ્‌ગાર કાઢવાનો સમય રહેવા દીધા વિના, હજી એ વસ્ત્ર ઠીક કરતી બેઠી હતી ત્યા જ, પોતાનો જમણો હાથ લગાર ઊંચો ધરી, તેને શાંતિ જાળવવાનું એ રીતે આસ્તેથી સૂચવી, સસ્મિત વદને એ કાંતિમાન, કુલીન ચોરે આમ કહ્યુ "હે સુદરાનને! હે વરારોહે! આમ રાત્રિ પડી છતા તું કેમ હજી આપણા ઇન્દ્રભવન સરખા રત્નજડિત મહાલયમાં આવી નહિ? હે તન્વંગી! તને છેક અત્યાર લગી

નિર્જન વનમાં ભ્રમણ કરવું કેમ સૂઝ્યું? તારા આ એકાકી પ્રિયતમનો પણ તને વિચાર કેમ ન આવ્યો ?"

ઇલા આ વિલક્ષણ સંભાષણનો શો ઉત્તર આપે ? અત્યંત મૂંઝવણે તેના લાવણ્યમય મુખને ઘેર્યું અને વિશેષ લાવણ્ય તેમાં પૂર્યું. તેના અધરોષ્ઠ કંઈક પણ, જેમતેમ પણ, બોલવા માટે જેવા ઊઘડવા ગયા ત્યાં તો–"હું સમજ્યો, ચંદ્રાનને ! આ દેવવનની અલૌકિક માયાએ તારો સ્મૃતિભ્રંશ કર્યો હશે. તો હે પરમ રૂપવતી ! તું મને મહર્ષિ અત્રિનો પૌત્ર જાણ; હું સોમદેવનો પુત્ર બુધ એવો બુધ છું.[૬] અને આપણે બે આ એક જન્મનાં નહિ, જન્માંતરોનાં સહધર્મચારી છીએ."

ઇલા શું બોલે ? તે બધું ય મનમાં સમજી...અંતે કહ્યું : "હે સૌમ્ય ! હું સ્વેચ્છા મુજબ વર્તન કરનારી છું, તેમ છતાં પણ હું તમને મારા પ્રિયતમ ગણું છું. હે ચંદ્રપુત્ર ! મને આજ્ઞા આપો અને તમારી ઇચ્છા હોય તે અનુસાર કરો. "[૭]

યુવાન બુધની ઇચ્છા એટલી જ હતી કે બનેએ ત્યાં તે જ પળે ગાંધર્વવિવાહની અત્યંત સુગમ એવી વિધિ વડે લગ્ન કરવાં. તુર્ત જ ઇચ્છાનો અમલ થયો. ... પછી બંને પ્રતિષ્ઠાનપુર તરફ સિધાવ્યાં, જ્યાં યોગ્ય સમયે ઇલાએ તેજસ્વી અને પરાક્રમી પુત્ર પુરુરવસ્ અસને જન્મ આપ્યો.

અને ત્યાંના 'ઇન્દ્ર' ખિતાબધારી દેવાર્ય રાજાનાં ચિત્તને પણ તેણે અનેક વાર આકર્ષ્યું હતું. આ કારણથી કારપીસમુદ્ર પરની અસુર જાતિના લોકો સાથેના ઘોર યુદ્ધોમાં જ્યારેજ્યારે સમર્થ સહાયકારીની જરૂર પડતી, ત્યારે એ સુરેન્દ્ર પુરુરવાને જ માનપૂર્વક નિમંત્રણ દેતા. પ્રતિષ્ઠાનપતિ પણ તેનો આદરભર્યો સ્વીકાર કરતા અને મોટી સેના સાથે પોતાના ભવ્ય સુવર્ણરથ દક્ષિણાબરચારીમાં બિરાજી ત્રિવિષ્ટપ ભણી સંચરતા. એ રીતે ફરીફરીને કેટલી યે વાર ઇલાના એ અદ્ભુતશૌર્ય-શાળી પુત્રે દેવોના દેશની રક્ષા કરેલી. તેથી તુષ્ટમાન થઇને મહેન્દ્ર પુરુરવા-ને, એ જ્યારેજ્યારે દેવદરબારમાં પધારે ત્યારે, ઇન્દ્રાસન પર જ પોતાની પડખે સબહુમાન બેસાડતા. આવા અનન્ય ગૌરવનો અધિકારી, આખા યે આર્ય ઇતિહાસમાં, એકમાત્ર પુરુરવસ્ ઐલ જ હતો.

એક વાર ઇન્દ્રની દિવ્ય ભૂમિમાં જવા સારુ રથારૂઢ પુરુરવા હિમા-લય ઊતરીને, તેના ત્રિવિષ્ટપ તરફના ઢાળના એક શિખર પરથી સંધ્યા-સમયે ઊતરતો હતો, ત્યાં " બચાવો રે ! કોઇ અમને આ દુષ્ટ દૈત્યથી બચાવો " એવી કરુણાર્દ્ર ચીસ તેણે સાંભળી. સાંભળતાવેંત જ રાજાએ રથને વેગભર એ આર્તનાદની દિશામાં લેવરાવ્યો. તેણે કેશી નામે અસુર જાતિના એક મહાબળવાન દૈત્યને બે બગલમાં બે રૂપસુંદરી સાથે શિખરની તળેટીના ભાગમાં ઝડપભેર નાસતો દીઠો,—અને દીઠો તેવું જ એક સચોટ લક્ષ્યવેધી બાણ વાયુને વેગે છોડયું. કેશી પડ્યો. તેના વીર હણનારે આભારભીના હૈયાંની ઉર્વશી અને ચિત્રરેખાને રથમાં પોતાની જોડે લઇ લીધી અને સુરાધિપને બ ને નર્તકી ક્ષેમકુશળ સ્થિતિમાં પાછી સોંપી. પણ ઉર્વશી તો જેટલા નચિંત ઉલ્લાસથી ગઇ'તી એટલી જ વિહ્વલતાથી પાછી ઇન્દ્રસદનમાં પ્રવેશી.

બીજે દિવસે સ્વર્ગમાં એક ઉત્તમ નાટ્યપ્રયોગ થયો. નાટક ' લક્ષ્મી-સ્વયંવર 'નું અને તેના કર્તા નાટ્યવિશારદ ભરતમુનિ. તેમા મેનકા અને રંભાએ તેમ બેકામ જેવી ઉર્વશીએ પણ પાઠ ભજવવાનો હતો-લક્ષ્મીનો.

નાટક ચાલુ થયું. પ્રેક્ષકોમા સમસ્ત દેવમંડલ ઉપરાંત તેમનો મોંઘેરો મહેમાન રાજન પુરુરવા પણ હતો. નાટક ચાલ્યું તેમાં એક સ્થળે લક્ષ્મીને પૂછવામાં આવ્યું : " તને આટલા દેવોમાંથી કયા દેવ પ્રત્યે સૌથી વધારે પ્રીતિ છે ?" ઉત્તરદાત્રીએ કહેવાનુ હતુ 'પુરષોત્તમે' પણ તેની તો 'પુરુરવસીતિ નિર્ગતા વાણી.'

એ આકસ્મિક વાણીની અસર એવડી થઇ પ્રેક્ષકમંડળમા જ હતા એ પુરુરવાનું પ્રહ્રષ્ટ મન વિશેષ પ્રહર્ષવાળુ થયું અને શરીર પુલકિત બન્યુ, ભરતમુનિને અંગેઅંગ ક્રોધ વ્યાપ્યો.

એ પળમા રાતા ને પળમાં પીળા થતા મુનિવર, જેવુ નાટક આટો પાયુ તેવા જ પહોચ્યા વાસવના ખાનગી આવાસમા. "ઉર્વશીને દેશ-નિકાલ કરો, પુરુ સાથેનો સંબંધ કાપો" એવી એવી તેમની નમ્ર માગણીઓ હતી બીજાને દેવાધિદેવે સસ્મિત નકારી, પહેલી માટે કહે " વિચારશુ."

પણ વિચાર કરવો જ ન પડયો ભરત ગયા કે પુરુરવા આવ્યા એમને જોઇ ઇન્દ્ર કહે " અહો બડભાગી રાજન ! તમે તો આજે દેવમાત્રથી યે અદકા ઠર્યા તમારી ધન્યતા અપૂર્વ છે "

પુરુરવાના મનમા થયુ કે તારા લૂખા ધન્યવાદને શુ કરુ ? મારે જોઇએ છે, તે બીજુ જ ને એ બીજાથી સ્વર્ગપતિ અજાણ્યો નહોતો માત્ર, તેનુ અભિમાન વાછતુ હતુ કે ઉર્વશીનુ માગુ પ્રતિષ્ઠાનપતિ કરે તો જ તેને એ આપુ. માગનારે પણ થોડી વારે શાંતિ પામતા એ વાછના ફળી લીધી તેણે એ ત્રૈલોક્યમોહન અપ્સરાની યાચના કરી. જાણે કમને હા કહેવી પડતી હોય તેમ ઇન્દ્રદેવે તે સ્વીકારી.

એ સુભગ દિનની રાત્રિ પુરુરવા અને ઉર્વશીએ પ્રતિષ્ઠાનપુરના રાજપ્રાસાદની જ્યોત્સ્નાજલે છલકાતી અગાસીઓમા ગાળી[૯]

૩

ઐલ વંશનો ચોથો રાજ્યાધિકારી તે ઉર્વશી-પુરુરવાના અગાધ પ્રેમના ફલરૂપ આયુકુમાર; અને પાંચમો તે આયુપનો પ્રખ્યાત પુત્ર નહુષ.

આ બંને રાજાઓના સમયમાં, ત્રિવિષ્ટપરાજ સાથેનો પ્રતિષ્ઠાનનો સંબંધ કારણવશાત્ બગડ્યો સુધર્યો અને પાછો બગડ્યો હતો. એક મોટા યુદ્ધમાં આયુષ અને ઇન્દ્ર સામાવળિયા બન્યા હતા. ઋગ્વેદના પહેલા મંડલના ત્રેપનમા સૂક્ત પ્રમાણે, કુત્સ અતિથિગ્વ (દિવોદાસ) અને આયુષને જે સુશ્રવા નામે રાજાએ હરાવ્યા હતા, તેની કુમકમાં ઇન્દ્ર હતો. એ સખ્ત હાર સિવાયનો એક પણ બનાવ મહારાજા આયુષ્કુમાર સંબંધી કશે નોંધાયો નથી.

નહુષ એ સ્વર્ભાનુની પુત્રી પ્રભાથી આયુષને થએલા પાંચ પુત્રોમાં સૌથી મોટો હતો.[૧૦] જેટલું તેના પિતામહના પ્રભાવને લીધે, તેટલું જ તેની પોતાની ધર્મિષ્ઠતા, ન્યાયપ્રીતિ અને દૃઢતાભરી રાજ્યનીતિને લીધે, નહુષનું ઇન્દ્રલોકમા મારુ માન સચવાતુ હતું. પણ એ માન તે લાબો વખત જીરવી શકે એવી સાચી મહત્તા તેનામા નહોતી. પરિણામે તેણે બ્રાહ્મણો પાસેથી પણ એમની ઇનામી જાગીરો બદલ, તત્કાલીન રાજ્યધર્મવિરુદ્ધ, કરવેરા લેવા માંડ્યા. બીજી રીતે પણ તે અનિષ્ટો આચરી, ધાર્મિક મટીને અધાર્મિક થયો. આ બધું છતા, એક વાર અકસ્માત ઇન્દ્રપદ ખાલી પડ્યુ ત્યારે, ઉદારચિત્ત ઋષિઓ અને દેવોએ નહુષનો એ પદે વિધિપુરઃસર અભિષેક કર્યો-એવી આશાથી કે હજી યે તેને સુધરવાની તક આપવી. નહુષને એ અભિષેક કબૂલ હતો પણ આશાપૂરણ કબૂલ નહોતું. હવે તે વધારે ઉદ્ધત બન્યો: તપોનિધિ ઋષિવરો પાસે પોતાની પાલખી ઊંચકાવી સ્વર્ગમા તે સ્વચ્છંદે વિચરવા લાગ્યો. પછી તેની ઉદ્ધતાઇએ હદ ઓળંગી: માજી ઇન્દ્રની ઇન્દ્રાણીને તેણે સત્તાવાહી સ્વરે ફરમાવ્યું કે તારે મારી રાણી થવું. એ ફરમાનનો અમલ

ઇન્દ્રાણીએ ઋષિમંડળી અને દેવમંડળીની સામગ્રી સાથેથી દેવેન્દ્ર નહુષને સ્વર્ગભૂમિમાથી નાગલોકોના દેશમા હાકી કાઢીને કર્યો

૪

નહુષના છ કે આઠ પુત્રોમાથી પહેલા યતિએ કિશોરવયમા જ રાજ્યખટપટની પાપમયતા સમજી લઈ, વનમા તપસ્વી જીવન સ્વીકાર્યું હતુ. આથી તેની પછીના પુત્ર યયાતિને વારસ ઠરાવી રાજ્ય આપવામા આવ્યું ૧૧

ઐલવંશમા જે કેટલાક સૌથી પ્રતાપવાન રાજાઓ થયા હતા, તેમા યયાતિની ગણતરી થાય છે કેટલેક સ્થળે તેને 'ચક્રવર્તીઓમા રત્ન સમાન' પણ કહ્યો છે એ રાજા તરીકે સમર્થ, ભલો અને લોકપ્રિય હતો, તથા મનુષ્ય તરીકે વિનયી, વિચારશીલ અને દયાળુ હતો પોતાના સૈન્યની યથાયોગ્ય રચનામા તે વિશારદ ગણાતો તેણે ભારતભરના રાજામાત્રને સાત જ દિવસમા પરાભવ પમાડીને પછી મહાન અશ્વમેધ યજ્ઞ તથા બીજા યજ્ઞો કરી દેવોને પ્રસન્ન કર્યા હતા દેવાર્યોના દેશમાથી તેણે નાગચકલા ભારતવર્ષમા આણી હતી એવુ પણ મનાય છે.

સર્વે શૌર્યસંપન્ન અને સાહસિક રાજાઓની જેમ યયાતિ મૃગયાવિહારના બહુ પ્રેમી હતો એક વખતે એવી રીતે મૃગયા રમતા તે સાથીઓથી એકલો પડી ઘણે દૂર નીકળી ગયો ત્યા, એ તદ્દન જ નિર્જન નિઃશબ્દ અરણ્યમા, તેણે એક અત્યંત કરુણાજનક, કોમળ સ્વરની ચીસો સાભળી ચીસની દિશામા સ્વાભાવિક રીતે જ યયાતિ દોડ્યો પાસે પહોચતા તો જણાયુ કે એ સ્વર એક ઊંડા કૂવામાથી આવતો હતો કૂવાના પાણીમા પડીપડી એક સ્વર્ણકાન્તિ નવયૌવના પોતાને ઉગારવાની હૃદયદ્રાવક યાચના જતાઆવતાને કરતી હતી

રાજાએ હિંમતથી અને સંભાળથી એ સુંદરીને બહાર કાઢી અને તેનો વૃત્તાંત પૂછ્યો તે બોલી "મારુ નામ દેવયાની છું દૈત્યગુરુ

ભાર્ગવશ્રેષ્ઠ શુક્રાચાર્યની પ્રિય પુત્રી થાઉં. આજે જ સવારે હું અહીંથી થોડે દૂરના એક સરોવરમાં અમારા યજમાન વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા અને બીજી સખીઓ સાથે સ્નાન કરવા ઊતરી હતી અમે ભાનસાન ભૂલીને રોમેરોમ જળવિહારનો ઉલ્લાસ અનુભવતા હતાં, ત્યાં કોણ જાણે શાથી પણ વાયુ ખૂબ જ સુસવાટાભેર વાવા લાગ્યો; ભયંકર વંટોળિયાની આગાહીઓ થવા લાગી. આથી અમમચેતી વાપરીને અમે કેટલાક કાંઠે એકદમ દોડી ગયા ને ત્યાં પડેલાં અમારાં વસ્ત્રો, જે પ્રચંડ પવનમાં સાવ ઊડી જવાનાં થયાં હતા, તે વીંટી લેવા લાગ્યાં. એમાં થયુ એવું કે મારાથી રઘવાટમાં શર્મિષ્ઠાનુ બહુમૂલ શ્વેત વસન પહેરાઈ ગયું. એ અભિમાનિની જરા વારે સરોવરમાંથી બહાર આવી એટલે મારી ભૂલ જાણતા વાર જ મને બહુબહુ પ્રકારે ભાંડવા લાગી. તેમાં એ દુષ્ટાએ મારા પૂજ્ય પિતાને પણ છોડ્યા નહિ. 'તારો બાપ તો માગણ; મારા બાપની કૃપા અને લક્ષ્મી પર જીવનારો. એની છોકરી તું, મારું દેવીઓને પણ દુર્લભ ચિર પહેરનારી કોણ?' આવું તો બધું ઘણું કહ્યું. મેં ક્ષમા માગી; મારી સાથેની બેત્રણ સખીઓએ પણ માગી. પણ અમારું સાંભળે કોણ? પછી તો એ કાળમુખી દૈત્યા અને તેની છ સાત સાહેલીઓએ મને ઘસડીને આ કૂવા પાસે આણી અને અંદર ધબકાવી ... ... અરેરે! જુઓ તો, મને માથા પર ને ખભે કેટલું બધું વાગ્યું છે? ... ... ..."

દેવયાનીની આવી દુઃખકથા સાભળીને, તેના ઘાની કેટલીક તાત્કાલિક સારવાર કરીને, હવે આવી પહોચેલા સાથીઓની મદદથી યયાતિ રાજા તેને, આખે ય રસ્તે મધુર અને પ્રેમાળ વચનોથી આશ્વાસન આપતો, પડોશના નગરમાં તેના પિતા પાસે લઈ ગયો.

આખી વાત અથેતિ સાભળતાં શુક્રાચાર્ય ક્રોધે પ્રજ્વલિત થયા. એમણે ત્યાં તે ઘડીએ પોતાનો ટેક જાળવવાનો નિશ્ચય કર્યો. તે રાજા વૃષપર્વાને મહેલે ગયા. પોતાના વિજય સંબંધી એમને શંકા નહોતી,

કેમ કે સાચો શિષ્ય અને ઓશિયાળો યજમાન વૃષપર્વા ગુરુનું વેણ ઉથાપે એ બને તેમ નહોતું.

ત્યા ધારેલું જ બન્યું : વૃષપર્વાએ દીન વદને ઉચ્છૃંખલ પુત્રીના વર્તન માટે ખેદ દર્શાવ્યો, ક્ષમા માગી, અને થએલું અનિષ્ટ શે ભુંસાય એવો નમ્રભાવી પ્રશ્ન ગુરુશ્રીને કર્યો.

ગુરુ પાસે યોજના તૈયાર હતી. યયાતિ દેવયાનીને પરણે. એ નવ-પરિણીતાના દાસીવૃંદમા શર્મિષ્ઠાએ જવું. ગયા પહેલાં તેણે પણ યયાતિ-ને પરણવું તો ખરું. પણ–શુક્રાચાર્યની આ છેલ્લી તેમ જ ક્રૂરતમ શરત હતી–એ રાજાની શય્યાની પાસે સુદ્ધાં તેણે જવું નહિ. છેલ્લી વાત જાણીને, રોષ અને અપમાનથી બળતી શર્મિષ્ઠાએ કોઇક દિવસ વેર વૈર દેવયાની પર લેવાના ઘાટ મનમાં ઘડ્યા. એ ઘાટને દેવયાનીનાં તીવ્ર મહેણાંએ પાકા કર્યા. શર્મિષ્ઠાએ નછૂટકે પિતાની આજ્ઞા માથે ઉઠાવવાનું નક્કી કર્યું છે એમ જાણ્યુ ત્યારે એ ગર્વિષ્ઠ ઋષિકન્યા ઉચ્ચરી : "તારાથી વળી મારી દાસી થવાય? હું તો બામણની છોકરી. મારા પિતા તો તારા પિતા પર જીવનાર." શર્મિષ્ઠા-એ એ વખતે તો હસતે મોએ જવાબ દીધો : "એ તો જેવા મારાં સચિત."[૧૨]

એ લગ્નો પછી સૌ રાજધાનીમાં આવ્યાં ત્યારે યયાતિએ અશોક-વન નામે ઉદ્યાનના એકાંત મહેલમા શર્મિષ્ઠાને રાખી અને પોતાની સાથે મુખ્ય મહેલમાં દેવયાનીને રાખી યથેચ્છ વિહાર કરવા લાગ્યો. કેટલેક સમયે તેને એ માનીતી રાણીથી બે પુત્રો થયા. યદુ અને તુર્વસુ.

હવે શર્મિષ્ઠાની ધીરજ લાબો વખત રહે એ અશક્ય હતું. એ રાજપુત્રીએ પોતાની હરીફ ઋષિપુત્રીને રાજોચિત પ્રપચથી હરાવી. અનેક યુક્તિપ્રયુક્તિથી તેણે, યયાતિ અશોકવનમા આવતો થાય એમ કર્યું. યયાતિ પણ જુવાન હતો ને વિષયાસક્ત હતો. તેને કૈં સસરાની

આકરી શરત ધ્યાનમાં રહી નહિ ... ... થોડાં વર્ષમાં શર્મિષ્ઠાને ત્રણ પુત્રો થયા : દ્રુહ્યુ, અનુ અને પુરુ.

આ ત્રણ કુમારોનો ઉત્પત્તિ–ઇતિહાસ એમની અપર માતાએ જાણ્યો તેથી જ તે પતિ અને શોકયને ધિક્કાર આપી, પિતા કને રાવ ખાવા જઈ પહોંચી. પણ શુક્રાચાર્ય હવે વૃદ્ધ થયા હતા. યયાતિના વિશ્વાસ-ઘાત માટે તેની પર ઊનેઊના નીસાસા નાખવા વિના બીજું કૈં એમ-નાથી બને તેમ નહોતું. આથી માનભંગ દેવયાની પાછી યયાતિ પાસે આવી રહી.

કાં તો એ ઊંડા નીસાસાને પ્રતાપે, નહિ તો કોઈ માઠા પૂર્વકર્મના બળે–ગમે તેમ, પણ યયાતિની ઉત્તર વયમાં તેના મોટા ચાર પુત્રોએ તેની સામે બંડ ઉઠાવ્યાં હતા એમ માનવામાં વાંધો નથી. આ બીના તેણે જાણી એટલે, મંત્રીઓ તથા નગરમહાજનને પોતા સમક્ષ બોલાવી, આફતથી એમને વાકેફ કરી, એમની જ હાજરીમાં પિતૃભક્ત પુરુને આખું રાજ્ય સોંપી, યયાતિ રાજાએ ભૃંગતુંગગિરિના પરિપૂર્ણ એકાંત-માં વૈરાગ્યમય જીવનનો અંગીકાર કર્યો.[૧૭]

## પરિશિષ્ટ નવમું

### ૧

૧. આ વંશના ઋગ્વેદકાળ દરમિયાનના (પ્રા. ૨૫૦૦ લગીના) અગિ-યાર રાજા આ પ્રમાણે: (૧) ને (૨) ઇલા તથા ઇલા ને બુધ (પ્રા. ૨૭૯૦–૫૮), (૩) પુરૂરવા (૨૭૫૮–૪૮); (૪) આયુ (૨૭૪૮–૩૦); (૫) નહુષ (૨૭૩૦–૨૭૦૦); (૬) યયાતિ (૨૭૦૦–૨૬૫૦); (૭) પુરુ (૨૬૫૦–૨૬૦૦); (૮) જન્મેજય (૨૬૦૦–૨૫૭૫); (૯) પ્રાચીનવાન (૨૫૭૫–૫૦); (૧૦) પ્રવીર (૨૫૫૦–૨૫); (૧૧) મનસ્યુ (૨૫૨૫–૨૫૦૦).–અતિ પ્રાચીનકાળની આવી સાલવારીઓ મોટે ભાગે અનુમાનાત્મક હોય એ અનિવાર્ય છે. તેથી જ, જુદેજુદા વિદ્વાનો એક જ રાજાને જુદાં વર્ષોમાં થએલો માને છે. જેમ કે, ઐક્ષ્વાક તેમ જ ઐલ વંશોનો આરંભ આપણે મઝમુદારના 'હિંદુ

હિસ્ટરી' પ્રાથી પ્રા ૨૮૦૦ આસપાસ ગણીએ છીએ, પણ 'મત્સ્યપુરાણ'ની પાણિનિ-ઓફિસવાળી અંગ્રેજી આવૃત્તિના સંપાદક પ્રસન્નુસની 'ક્રમમંજરી' વગેરેને આધારે, એ જ આરંભનું વર્ષ પ્રા ૨૨૦૪ મૂકે છે

૨. આ ખંડકમાંની ઇલાની વાર્તા, પુરાણો તથા રામાયણમાંની એ વિશેની હકીકતોમાંથી ચૂંટણી કરી, તેમાંથી નર્યા ચમત્કારવાળું તત્ત્વ બાદ કરી, અથવા તો તેને બુદ્ધિગમ્ય થાય તેમ, વાસ્તવિકતાની દૃષ્ટિએ રચી છે કેટલેક સ્થળે શબ્દો પણ એ મૂળ ગ્રંથોમાંથી લેવામાં છે એના અનુલક્ષણ અહીં નીચે વિગતવાર યોગ્ય સ્થળે આપ્યાં છે એ જ પ્રમાણે, આ પ્રકરણના બાકીના ત્રણ ખંડકોમાંની વાર્તાઓનું પણ સમજવું

૩ ઉત્તરકાંડ : સર્ગ ૮૭માનો અંત

૪ એવું અટકળવામાં આવ્યું છે કે ઇલા આ રીતે હિમાલયની પણ પાર ગઈ હતી ને હાલના મોંગોલિયાના સીમાડા લગી પહોંચી હતી અને તે વખતથી એ દેશ એ કાળમાં ઈલાવૃત અથવા તો ઇલાવર્ષ નામથી ઓળખાતો થયો હતો (જુઓ 'મત્સ્યપુરાણ'ની ઉપર્યુક્ત આવૃત્તિનું પૃ ૩૭ અને 'હિન્દુ હિસ્ટરી' પૃ ૨૪૦)

૫ ઉત્તરકાંડ સર્ગ ૮૮મો

૬ બુધની થોડી વધુ ઓળખ અહીં આપીએ તે સોમનો પુત્ર ખરો, પણ અનીતિજનિત તે એવી રીતે કે ભાગવતમાં (૯ ૧૪) નોંધાયા પ્રમાણે સોમે જ્યારે સફળતાપૂર્વક રાજસૂય યજ્ઞ પૂરો કર્યો ત્યારે એ સિદ્ધિના ગર્વથી પ્રમત્ત થઈ તેણે બૃહસ્પતિની સૌંદર્યવતી પત્ની તારા દેવીનું હરણ કર્યું હતું એ સોમના ઘરમાં રહી તે દરમિયાન તેને રહેલ ગર્ભને પરિણામે થએલો પુત્ર એ જ આ બુધ તે ઘણો દક્ષ ડાહ્યો હોવાથી તેનું મૂળ નામ કામુક ફેરવી બુધ રાખવામાં આવ્યું હતું તે રૂપાળો અને વિદ્વાન પણ બહુ હતો, વિજ્ઞાનનો, વિશેષે કરી આયુર્વેદાંતર્ગત વૈદકનો તે સારો જાણકાર હતો તેણે 'હસ્તિશાસ્ત્ર' નામે ગ્રંથ લખ્યો પણ કહેવાય છે*

૭ ઉત્તરકાંડ સર્ગ ૮૮ મો

૨

૮ દ્વીપોનો આ ઉલ્લેખ આદિપર્વના અ ૭૫માં છે પણ એ ક્યાં આવેલા હતા, તેનો પત્તો મળતો નથી.

૯. એ દંપતી મંત્રદ્રષ્ટા પણ હતાં. દસમા મંડલના ૯૫માં સૂક્તનાં તેઓ ઋષિ છે. પુરૂરવાએ આહવનીય, ગાર્હપત્ય અને દક્ષિણાગ્નિ એવા નામના ત્રણ અગ્નિનો શોધ કર્યાનું પણ મનાય છે. પણ ઉત્તર વયમાં તે સત્તામદને લીધે ઋષિઓ તથા પ્રધાનો જોડે વઢ્યો હતો, અને ઋષિઓનાં ધન અને રત્ન તેણે હર્યાં હતાં. તેને સન્માર્ગે પાછો વાળવાના પ્રયાસો વ્યર્થ ગયા હતા. તેના છથી આઠ પુત્રોનાં નામ પુરાણો અને આદિપર્વમાં આ રીતે જુદેજુદાં અપાયાં છે; (૧) આયુ, (૨) દઢાયુ, (૩) અશ્વાયુ, (૪) ધનાયુ, (૫) ધૃતિમાન, (૬) વસુ, (૭) શુચિવિદ્યા, (૮) શતાયુ-મત્સ્યપુરાણ: ૨૪; ૩૩. ... (૧) આયુ (૨) શ્રુતાયુ (૩) સત્યાયુ (૪) રય (૫) વિજય (૬) જય.-ભાગવત: ૧૫, ૧. (૧) આયુ (૨) ધીમાન (૩) અમાવસુ (૪) દઢાયુ (૫) વનાયુ (૬) શતાયુ.-આદિપર્વ: ૭૫; ૨૪.

૩

૧૦. નહુષના ચાર ભાઈઓનાં નામ : ક્ષત્રવૃદ્ધ, રજી પરાક્રમી રંભ અને અનેના– ભાગવત: ૯; ૧૭, એ જ નામો મત્સ્યપુરાણ( ૨૪; ૩૪ )માં આમ છે: વૃદ્ધશર્મા, રજી, રંભ, વિપાપ્મા. આમાંનો રજી વધારે વિખ્યાત હતો. તેની મદદથી ઇન્દ્રે દેવોની ઝાંખી પડેલી કીર્તિને ઉજ્જ્વલ કરેલ. રજી ' ચંદ્રતંચકેસરી ' પણ કહેવાતો હતો.

૪

૧૧. નહુષના બાકીના પુત્રો સંયાતિ, વિયતિ અને કૃતિ હતા. ( ભાગવત : ૯; ૧૮ ); અથવા સંયતિ, ઉદ્ભવ, પાચી, શર્યાતિ અને મેઘયાતિ હતા. ( મત્સ્યપુરાણ ૨૪: ૫૦ ).

૧૨. આમ ક્ષત્રિય યયાતિ બ્રાહ્મણ દેવયાનીને પરણ્યો હતો એ પરથી સિદ્ધ થાય છે કે વર્ણાંતર પ્રતિલોમ લગ્નની છૂટ પ્રાચીન આર્ય સમાજમાં હતી.

૧૩. પુરુને રાજ્યનો મુખ્ય ભાગ ને જમના વચ્ચેનો દોઆબ મળેલો. તેના ચાર ભાઈઓને પુરુરાજ્યની આસપાસ નાનાં રાજ્ય જુદીજુદી દિશાઓમાં આ પ્રમાણે મળ્યાં હતાં: દ્રુહ્યુને અગ્નિખૂણામાં; યદુને દક્ષિણમાં; તુર્વસુને પશ્ચિમમાં; અને અનુને ઉત્તરમાં. (રાજ્યોની આ દિશાઓ વાયુપુરાણમાં થોડો ફેરફાર સાથે માલૂમ પડે છે.)-યદુના વંશજો તે યાદવો, જેમાંના શ્રી-

*હસ્ત્યાયુર્વેદ તો પાલકાપ્યનો રચેલો છે.-દુ. કે. શાસ્ત્રી ( પૃ. ૧૨૮માની ટીપ )

દ્રુહ્યુ એક હતા અનુ અને દ્રુહ્યુ એ બે આવત નકરણવાળા દારારાજ્ઞવિગ્રહ મા સુદાસના સામાવળિયા હતા પુરુને રાજ્યાભિષેક કરતી વખતે યયાતિએ તેને અહિંસાધર્મથી ભરપૂર જે સ્મરણીય ઉપદેશવચનો કહ્યા હતા તે આ પ્રમાણે ગંગા અને યમુનાની વચ્ચેનો પ્રદેશ તારો છે, અને તે જ ખરેખર પૃથ્વીનો મધ્ય દેશ છે તેની આસપાસના દેશો ઉપર તારા ભાઇઓનો અધિકાર છે ક્રોધીઓથી અક્રોધી શ્રેષ્ઠ છે અક્ષમાવાનથી ક્ષમાવાન શ્રેષ્ઠ છે પશુઓ કરતા મનુષ્યો શ્રેષ્ઠ છે અવિદ્વાન કરતા વિદ્વાન શ્રેષ્ઠ છે કોઈ ગાળ દે તો પણ તેને સામી ગાળ દેવી નહિ કારણ કે ક્રોધ કરનારનો ક્રોધ જ ગાળ દેનારા એ ક્રોધીને બાળી મૂકે છે, અને તેનુ પુણ્ય હોય એ ક્ષમાશીલને પ્રાપ્ત થાય છે ક્રોપે કરીને પરને મર્મમા પીડા કરવી નહિ કઠોર વાણી બોલવી નહિ, હીન કર્મથી એટલે મરણાદિક કર્મથી શત્રુને વશ કરવો નહિ અને કદાપિ પણ કોઈને ઉદ્વેગ ઉપજે એવી હિંસક તથા પાપી લોકને પીડા પમાડનારી ક્રૂર વાણી ઉચ્ચારવી નહિ તીક્ષ્ણ વાણી બોલીને મર્મમા પીડા ઉપજાવનાર, તીક્ષ્ણ વાણીરૂપી કંટકોથી મનુષ્યોને દુ ખ દેનાર તથા મુખમા અકલ્યાણમય વાણીને ધરનાર પુરુષને મનુષ્યમાત્રમા મહા દરિદ્રતા આપનારો જાણવો પુરુષે નિત્ય આર્ય પુરુષોનુ આચરણ ગ્રહણ કરવુ અને એ પ્રમાણે આચરણ કરવુ તથા સમક્ષમા મહાપુરુષો પોતાનો સત્કાર તથા માન કરે, અને પાછળ પણ મહાપુરુષો સારુ બોલે તથા રક્ષણ કરે તેમ વર્તવુ અર્થાત્ મહાપુરુષોના મંડળમા વસવુ અને તેઓની પાસેથી માન મેળવવુ અને દુર્જનોની નિંદા તો હમેશા જ સહન કરવી નઠારા મનુષ્યોના મુખમાથી નીકળેલા નઠારા વચનોરૂપી બાણો બહાર પડે છે, તેના આઘાતથી મનુષ્ય રાત અને દિવસ રડે છે, અને તે વચનબાણો મનુષ્યના મર્મમા સીધા પડે છે માટે ડાહ્યો મનુષ્ય એ વચનો બીજાને કહીને તેના મર્મની પીડા કરતો નથી દેવને પ્રસન્ન કરવાને માટે પ્રાણી ઉપર દયા મૈત્રી દાન અને મધુર વાચાના જેવુ ઉત્તમ એકે વશીકરણ નથી તેથી તારે સદા મધુર વાણી બોલવી પરંતુ કોઈ પણ દહાડો કઠોર વચન કહેવુ નહિ પૂજને યોગ્ય હોય તેની તારે સર્વદા પૂજા કરવી અને તારે સદા દાન આપવુ પરંતુ કોઇ દિવસ યાચના કરવી નહિ —આદિપર્વ અ ૮૭ શ્લો ૫-૧૩ આ રીતે જ મતલબનો યયાતિનો ઉપદેશ મત્સ્યપુરાણના છત્રીસમા અધ્યાયમા છે

## પ્રકરણ દસમું

## દાશરાજ્ઞ વિગ્રહ[1] ( આશરે પ્રા ૨૬૦૦ )[2]

૧

આ ઐન્દ્રયુગનું ( પ્રા ૨૫૦૦–પ્રા ૧૯૦૦ ) મોટામાં મોટું યુદ્ધ જે મહાભારતસંગ્રામ, તે સમગ્ર વેદકાલનું ( પ્રા. ૨૩૦૭૨–પ્રા. ૬૦૦) પણ સૌથી મોટું, સૌથી ગંભીર અને સૌથી નાશકારક યુદ્ધ હતું. પરંતુ વિનાશકતા અને વિશિષ્ટતામાં એ યુદ્ધ કરતાં થોડે જ અંશે ઊતરતું એવું જે યુદ્ધ ઋગ્વેદના જ સમયના ( પ્રા. ૨૩૦૭૨–૨૫૦૦ ) આખરભાગમાં થએલ, તે સુપ્રસિદ્ધ દાશરાજ્ઞ વિગ્રહ; ( આશરે પ્રા. ૨૬૦૦ ).

એ વિગ્રહ પરુષ્ણિ ( રાવી ) નદીને તીરે, એક પક્ષે સમર્થ આર્ય રાજા પૈજવન સુદાસ[3] અને બીજે પક્ષે ત્યારની દસ મુખ્ય આર્ય ( દ્વિજ તથા કેટલીક દાસ ) જાતિઓ વચ્ચે થયો હતો. એ વિગ્રહ ઋગ્વેદકાલના વિગ્રહોમાં સૌથી મહાન ગણાય, પણ મહાભારત અને પુરાણોમાં, પછી ગમે તે કારણે, એ કાલના બીજા બનાવો ભેગો તેને નોંધવામાં પણ આવ્યો નથી. તેનો જે કંઈ સ્પષ્ટ અને મહત્ત્વભર્યો ઉલ્લેખ જડે છે, તે માત્ર વસિષ્ઠઋષિવિરચિત સાતમા મંડલના ૧૮, ૩૩ અને ૮૩મા સૂક્તમાં. વસિષ્ઠ સુદાસના કુલગુરુ હતા અને તે સમૃદ્ધિ-

શાળી રાજાને હાથે અપાએલા ઘણાં ઘણાં દાનોએ કરીને તુષ્ટમાન થએલા હતા. આથી, પોતાના દયાળુ પ્રતિપાલનાં નાનાવિધ પરાક્રમોને તે પ્રતિભાસંપન્ન ઋષિવર પોતાની વૈખરી વાણી વડે કરીને એ સૂક્તોદ્વારા અમરતા અર્પે એ સર્વાંશે સ્વાભાવિક છે.

એ વિગ્રહની કથા વર્ણવ્યા પહેલાં કથાનાયકના પ્રતાપી પિતા દિવોદાસની કેટલીક ઓળખાણ પાડી લઇએ.

૨

વૈરાજવંશી રાજર્ષિ ભરતની (પ્રા. ૨૮૨૫–૨૮૦૦) આઠમી કે નવમી પેઢીએ[૪] પૃથુ (આશરે પ્રા. ૨૭૭૫) નામનો એક ગૌણ રાજા થયો હતો. આ પૃથુના વંશની એક શાખામાં વધ્ર્યશ્વ કે વધ્રશ્વ નામે બળવાન રાજા આશરે પ્રા. ૨૭૫૦ આસપાસ થયો હતો અને તેનું રાજ્ય સરસ્વતી અને દશદ્વતી વચ્ચેના પ્રદેશમાં એટલે કે બ્રહ્માવર્તમાં હતું. વધ્ર્યશ્વ રાજાએ પ્રજાપ્રાપ્તિ માટે સરસ્વતીને તીરે મહાન યજ્ઞ કરીને દેવાધિદેવ ઇન્દ્રને પ્રસન્ન કર્યાનું, તથા ઇન્દ્રે તેને ભીષણ પિતૃઋણનો ફેડનાર અતિ ઉગ્ર તથા અયાજ્ઞિકોનો વિનાશકર્તા એવો દિવોદાસ નામે પુત્ર આપ્યાનું ઋગ્વેદમાં કહેવાયું છે.[૫] અયાજ્ઞિકો કહેતાં અસુરજાતિના લોકોનો સંહાર તો દિવોદાસે પોતાના રાજ્યકાલના (? પ્રા ૨૭૨૫–૨૬૨૫ના અરસામા) પાછલા ભાગમા કર્યો. પરંતુ ત્યાર પહેલાં, આપણને અજ્ઞાત એવાં કોઇ કારણે, તેણે બે શુદ્ધ આર્યજાતિના રાજાઓ સુશ્રવા અને તૂર્વયાણની સામે પણ ટક્કર ઝીલવાનું સાહસ કર્યું હતું, જે પરિણામદૃષ્ટિએ દુ:સાહસ નીવડયું હતું. (આશરે પ્રા. ૨૭૨૫)

સુશ્રવા અને તૂર્વયાણ કોણ હતા, અને કયાના રાજ્યકર્તા હતા એ વિશે કશું ચોક્કસ કહેવું અશક્ય છે. એમની બાબતમાં કૈં પણ કહી શકાય તેવું હોય તો એટલું જ કે : 'અબન્ધુ જનરાજન્' સુશ્રવા પર જે

રાજાઓ ૬૦,૦૯૯ સૈનિકોના લશ્કરસાથે ચઢી આવ્યા હતા તેમા દિવોદાસ પણ હતો, એ વીસ આક્રમણકારો પોતાની ચઢાઈના બદલામા પરાજય કમાયા હતા, તેમને વધારે શિકસ્ત આપવા સારુ, સુશ્રવાના કદાચ સગા કે સાગરીત એવા તૂર્વયાણે દિવોદાસના રાજ્ય પર હલ્લો કર્યો હતો, આ ભયમાથી ઊગરવા માટે દિવોદાસે ચંદ્રવંશી મહારાજા આયુકુમાર (પ્રા. ૨૭૪૮–૩૦)ને તથા અંગિરાકુળના બ્રાહ્મણ યોધરાજ કુત્સ ઋષિને પોતાની કુમકે બોલાવ્યા હતા, અને છેવટે, એ ત્રિકોણી મૈત્રી પણ તૂર્વયાણની પ્રચંડ સેના સામે ટકવા અસમર્થ નીવડતા, એમણે તે 'મહાન અને યુવાન'[૬] રાજા તૂર્વયાણને શરણે આવીને તેની જોડે સંધિ કરવી પડી હતી.

રાજા દિવોદાસ માની અને ઉગ્ર સ્વભાવનો પુરુષ હતો પોતાની પર નિર્દય, નિરંકુશ દૈવ બબ્બે વાર ઉપરાઉપર રુઠે એ તેના સરખા પુરુષથી કેમ સહ્યુ જાય? પણ દૈવને મનુષ્યથી શિક્ષા થઇ શકે તેમ નથી એ સાદુ સમય તો તે સમજતો હતો આથી તેણે પોતાની ઘાયલ પણ તીવ્ર સ્વમાનવૃત્તિની વેદના શમાવવા સારુ અપાર્થિવ દૈવને બદલે, કેટલાક પાર્થિવ રાજાઓ પર જ પોતાનો ક્રોધ ઢોળ્યો.

તૂર્વયાણ સામેના સંગ્રામમા દિવોદાસે આયુ અને કુત્સ ઉપરાંત બીજા આર્યરાજાઓની સાહાય્ય પણ માગી હોવાનો સંભવ છે તેમણે એ હરકોઇ કારણે નહિ આપવાથી, સંગ્રામમાથી હવે નવરા પડેલા અને પરાભવથી દાઝેલા દિવોદાસે એ રાજાઓને–કરજ અને પર્ણયને, તુર્વસુઓ અને યદુઓને–એક પછી એક હરાવીને, તેમની પાસે પોતાની આણ સ્વીકારાવી. આ લડાઇમા તેણે કાશીપ્રદેશના યદુકુલના રાજા ભદ્રશ્રેણ્યના સો પુત્રોને હણીને એ મુલક ખાલસા કર્યાનો ઉલ્લેખ પણ મળે છે[૭]

ધાતગર્વ દિવોદાસની આ વર્તણૂકે અસંતોષનો વન્હિ એ બધિયા રાજાઓના દિલમા પ્રગટાવ્યો હોય એ સહજ છે. એ અ-

સંતોષના અંગાર ઠરી જાય ત્યાર પહેલાં, " આપણે સપ્તસિંધુ પર એકત્રિત બળથી છાપો મારીએ તો જીતનો લાગ કેવો સરસ છે ? "– આમ એ સમયે મરૂદ્દ પરની શંબર, વર્ચિ, વગેરે અસુર જાતોએ વિચાર કર્યો હશે એમ લાગે છે. વળી તેઓ એમ પણ જાણતા હતા કે સુશ્રવા વિરુદ્ધ વીસ રાજાઓનું જે પ્રથમ ભારતીય યુદ્ધ થયું હતું, તેમાં કુલ મરવાળે એક લાખ જેટલા આર્ય યોદ્ધાઓનો સંહાર થએલ હોવાથી, તેમ જ દ્રવ્યનો વ્યય પણ પુષ્કળ થએલ હોવાથી, કુસંપ અને શક્તિક્ષયથી સખલદખલ થઇ ગએલા સપ્તસિંધુપ્રદેશને હાથ કરી ત્યાં આસુરી સંસ્કૃતિનો પ્રચાર કરવાની આવી અણમૂલી તક ફરીફરીને મળવાની નથી.

તક એ રીતે અમૂલ્ય હતી; પણ અસુરોને આર્યોના સ્વભાવનો અભ્યાસ કરવાની મૂલ્યવાળી કે વિનાની તક કદી મળી હોય તેમ જણાતું નથી; કેમ કે દિવોદાસના રાજ્ય પર જેવા એમના હુમલા થવા માંડ્યા, તેવા જ પુરુ આદિક રાજાઓ દિવોદાસની પડખે ઊભા રહ્યા, અને તુર્વસુ, યદુ વગેરે અંગત વેર લેવાનું ભવિષ્ય પર મુલતવીને કાં તો તટસ્થ રહ્યા, અથવા તો એ રાજસંઘટનમાં જ જોડાયા. દિવોદાસને આમ બધી તરફથી–તે કેટલીક તો અણધારી–સહાય મળવાથી, તેનો સર્વાંશે વિજય થયો. પહેલાં તો તેણે દેશની અંદરની જ બડખોર અનાર્ય જાતોનું સરસ્વતીતીરના પણિઓનું[૯] અને યમુનાતીરના પારાવતો તથા બૃષયોનું–નિકંદન કાઢ્યું. પછી તેણે પોતાના સહાયકોને લઇને ઉત્તર તરફ પ્રયાણ કર્યું. ત્યાં કાળમીંઢ પથ્થરના પર્વતદુર્ગોમાં ભરાઇ બેઠેલા ત્યાંની અયાજ્ઞાક આર્યજાતિઓના સેનાપતિઓ શંબર તથા વર્ચિનો, એમના પાંચ લાખ સૈનિકો સહિત સંહાર કરી, એમના સોએ સો કિલ્લાને જમીનદોસ્ત કરી, આર્યદેશને એ દુષ્ટોના ભયમાથી મુક્ત કર્યો અને 'અયાજ્ઞિકોનો વિનાશકર્તા.' એવું પોતાનું માનવંત બિરુદ પૂર્ણાંશે સાર્થ કર્યું.

## ૩

મહારાજા દિવોદાસની હાક એ રીતે યમુનાથી લગભગ કુભા સુધી વાગતી થઇ, પણ તે ચક્રવર્તિત્વ ભોગવવા એનું આયુષ્ય લાંબું પહોંચ્યું જણાતું નથી. પોતાના મહાન વિજય પછી થોડે જ સમયે તેણે, જીવનભર પોતે બાંધેલ કેટલાંક વેરનો અને વિજયી ચક્રવર્તિત્વનો વારસો પુત્ર સુદાસને આપીને, દેહત્યાગ કર્યો.

સુદાસરાજા ધનિષ્ઠ ગુરુઓનો વિદ્વાનોનો અને સુકૃતોના હરેક કરનારનો મોટો પ્રતિપાલ હતો. તેણે જુદે જુદે સમયે વસિષ્ઠ સરખા અનુપમ સંસ્કૃતિકારને અને વિશ્વામિત્ર સરખા આગ્રહી, ટેકીલા બ્રહ્મર્ષિને ઊભરાતી ઉદારતાથી ગાયો અને દ્રવ્યનાં મોટાં દાન વારંવાર આપ્યાં હતાં. તે દરિદ્રમાત્રનો પણ પાળનાર હતો અને 'અતિથિગ્વ' પિતાના સપૂત લેખે, અતિથિઓનો તેમજ અજાણ્યા પણ અધિકારી આગંતુકોનો હંમેશા રાજોચિત્ત દિલાવરીથી સત્કાર કરતો. આવી રીતે સુદાસ જેમ હૃદય ને બુદ્ધિના અનેક ગુણોનો ભંડાર હતો, તેમ બાહુબળમાં પણ એક્કો હતો, ઋગ્વેદ તેના પરાક્રમપ્રાપ્ત યશને 'વિસ્તીર્ણ દ્યાવાપૃથ્વીમાં ભરેલો'[૧૦] કહે છે. આ કારણથી, એક ઇતિહાસકારના[૧૧] મત મુજબ તે પોતાના યુગનો સર્વશ્રેષ્ઠ વીરેન્દ્ર મનાયો હોય એ સર્વથા સ્વભાવિક છે.

સુદાસ આગ્નિસુકાળના સત્તાવીશમા શતકની આખરે આશરે પ્રા. ૨૬૦૫માં—સિંહાસનારૂઢ થયો હશે એમ કહી શકાય. તેનો રાજ્યાભિષેક ઐન્દ્રમહાભિષેકની વિધિ અનુસાર કુલગુરુ વસિષ્ઠે કર્યો હતો. એ વિધિ વડે સામાન્ય રાજાઓનો અભિષેક કદી પણ કરવામાં આવેલો નહિ. ઐતરેય બ્રાહ્મણના[૧૨] કાળ (આશરે પ્રા. ૨૩૦૦–૨૨૦૦) સુધીમાં એટલે કે નિશ્ચિતવત્ આર્ય ઇતિહાસનાં પ્રા. ૩૦૦૦–૨૨૦૦ લગીનાં આઠસો વર્ષમાં—માત્ર નવ મોટા આર્ય રાજાઓ એ વિશિષ્ટ

વિધિને પાત્ર ગણાયા હતા અને એકેક મહર્ષિએ એકેક મહારાજા પર તેના રાજ્યારોહણ સમયે આવો અભિષેક કર્યો હતો. એ રીતે, (મુખ્ય નામો જ ગણાવીએ તો) કશ્યપે ભુવનસુન વિશ્વકર્મા પર, ચ્યવને મનુપુત્ર શાર્યાત રાજા પર, વસિષ્ઠે સુદાસ પર અને તુર નામના ઋષિએ પરીક્ષિતના પુત્ર જનમેજય પર ઐન્દ્રમહાભિષેક કર્યો હતો. આ વિરલ માન સામાન્ય સંજોગોમાં સુદાસને તેના પુરોહિતે કદાચ ન આપ્યું હોત.[13] પણ તેના પિતા દિવોદાસની સમુજ્જ્વલ કીર્તિ અને પદવી ધ્યાનમાં લઈને, તથા મહત્ત્વાકાંક્ષી અને યુવાન સુદાસ પણ નિઃશંક પોતાનો સત્તાપ્રભાવ દેશમાં સર્વત્ર પ્રસારશે એવી ખાતરી હોવાથી તેને એ મોંઘેરી વિધિનો અધિકારી ગણવામાં આવ્યો હશે એમ માની શકાય.

૪

રાજ્યાભિષેક પછી સુદાસે પહેલાં તો કેટલાક વિરોધી રાજાઓ સરહદ પર પાછા ઉપદ્રવના ઉદ્યમે લાગ્યા હતા, તેમને વશ કર્યા; અને પછી, પિતાએ પાડેલી ચક્રવર્તીપણાની પ્રણાલી પોતાને અંગે પણ ચાલુ રાખવા, અશ્વમેધયજ્ઞ આદર્યો.[14] એ અરસામાં જ તેને વસિષ્ઠ જોડે કોઈ પણ કારણે અણબનાવ થયો તેથી, કે પછી, એવામાં તાજું જ બ્રહ્મર્ષિપદ પોતાના અમોઘ તપોબળે કરીને પામેલા[15] વિશ્વામિત્રના તેજમાં અંજાઈને,–ગમે તેમ, પણ એ યજ્ઞમાં સુદાસે અધ્વર્યુનું પદ પોતાના વંશપરંપરાના ગુરુદેવને નહિ પણ વિશ્વામિત્રને આપ્યું હતું, અને વસિષ્ઠપુત્ર શક્તિને માત્ર ઊતરતા દરજ્જાના ઋત્વિજ તરીકે એ મહાયજ્ઞમાં સ્થાન આપ્યું હતું. આ અપમાનથી ક્રુદ્ધ થઈને શક્તિએ, જેવો યજ્ઞારંભ થયો તેવો જ કોઈ એવો મંત્રપ્રયોગ[16] વિશ્વામિત્ર અને તેના પુત્રો પર કર્યો કે એ લોકો સાવ અવાચક બની ગયા, મંત્રો ભણી શક્યા નહિ, અને યજ્ઞમંડપમાં હાહાકાર વર્તી રહ્યો. યજમાન સુદાસ તો આ આપત્તિથી ઘણા જ ગભરાયા, પણ વિશ્વામિત્રના ફોઈના દીકરા ભાર્ગવઋષિ જમદગ્નિ પણ ત્યાં ઋત્વિજ તરીકે વરાયા

હતા. તેમણે યજમાનને ધીરજ આપી, અને સાગો પ્રબળતર મંત્ર-પ્રયોગ કરીને વિશ્વામિત્રાદિની વાચા પાછી આણી.[૧૭] ઉછાંછળો વાસિષ્ઠ શક્તિ હવે ઝંખવાણો પડ્યો અને મૂંગો રહ્યો; યજ્ઞની આરંભક્રિયા વધુ વિઘ્ન વિના પૂરી થઇ; અને એ ક્રિયાની પૂર્ણાહુતિ પછી સુદાસ શક્તિના ઉદ્ધત વર્તનથી ક્રોધે ભરાયા હોવાથી તેણે પોતાના કુલગુરુના પદેથી વસિષ્ઠને ચ્યુત કરીને, પહેલાં માત્ર યજ્ઞના અધ્વર્યુપદ પૂરતો જ જેમનો સ્વીકાર ને સત્કાર પોતે કર્યો હતો તે વિશ્વામિત્રને હવે પોતાના કુલપુરોહિતની માનવંતી પદવી અર્પી.

હવે એ અશ્વમેધ યજ્ઞના અશ્વને છૂટો મૂકવામાં આવ્યો. પહેલો તે બ્રહ્માવર્તમાંથી પૂર્વ દિશાએ ગયો. ત્યાં અનાર્યોનો (અવૈદિક આર્યોનો) કીકટ (મગધ-બિહાર) દેશ હતો. ત્યાં વૃદ્ધ રાજા પ્રમગંદનું રાજ્ય હતું. તેણે અશ્વને બાંધવાની હામ ભીડી, પણ સુદાસે તેને હરાવીને તેની પાસે પોતાની આણ કબૂલ કરાવી અને તેની તથા તેની પ્રજાની ઘણી સંપત્તિ લૂંટી લીધી.[૧૮]

પછી અશ્વ ઉત્તર તરફ ફર્યો. આ વેળા કોઇક જ રાજા તેની સામે થયો, કેમ કે સુદાસના દુર્ધર્ષ પ્રતાપથી ડરીને ઘણાખરા બીજા રાજાઓ તો તેનું સાર્વભૌમપણું ત્વરાથી સ્વીકારતા હતા. જે ન સ્વીકારતા તે સૈન્યની ને માનની હાનિ વેઠતા ને અંતે મહારાજાધિરાજ સુદાસને નમતા. એમ કરતાં કરતા અશ્વ,

> પર્વતોના ઉત્સંગમાંથી ઉછળતી, સમુદ્રને ભેટવાની ઉત્કંઠાથી જાણે એકેક સાથે શરતમાં દોડતી હોય તેવી, છૂટી ગએલી ઘોડીઓની પેઠે અથવા વાછડાંને ભેટવાને હિંસારા કરતી દોડી જતી ગાયોની પેઠે પોતાના દૂધ જેવા જલપ્રવાહને વહેવરાવતી ધસી જતી—[૧૯]

એવી વિપાસા (બીઆસ) અને શતદ્રુ (સતલજ)ના સંગમ પાસે આવી પહોંચ્યો. ત્યાંથી સામે પાર જવાનો માર્ગ ન હતો તેથી રાજાની સંગાથે જ સર્વત્ર વિચરતા એના નવીન પુરોહિતે એ નદી-

ઓની પ્રાર્થના કરી અને નદીઓએ નાયકો અને અશ્વસહ સમગ્ર સેના સામે કાંઠે ઊતરી જઈ શકે તેવો જમીનમાર્ગ, પોતાના જળને એટલી વાર સંકેલી લઈને, કરી આપ્યો.[૨૦]

વિજેતા એ રીતે સપ્તસિંધુપ્રદેશના બીજા પ્રાંતોમાં સરળતાથી જઈ શક્યો, તેણે ત્યાંના રાજાઓ પાસે પણ પોતાનું સ્વામિત્વ માન્ય રખાવ્યું, અને નિયમાનુસાર વર્ષ પૂરું થતાં, રાજધાનીમાં અશ્વસહ-વર્તમાન પાછા આવીને યાજક-યજમાને તેનો વિધિપુરઃસર વધ કર્યો, યજ્ઞકુંડમાં તેના વિવિધ શરીરભાગોને ભાગેભાગના મંત્ર ભણીને હોમ્યા, અને એ રીતે સુદાસે પોતાના દિગ્વિજય પર અને ચક્રવર્તિત્વ પર, તે કાલની પ્રથાનુસાર, સુસફલ અશ્વમેધયાગની અવિલોપ્ય મુદ્રા આંકી.

યાગ પૂરો થતાં તેના મુખ્ય અધ્વર્યુ વિશ્વામિત્રને (તેમજ અન્ય ઋત્વિજોને) તેમણે ત્રીજા મંડલના ત્રેપનમા સૂક્તમાં કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર્યું છે તેમ, વૃષભો અને રથો સહિત, પુષ્કળ દાનદક્ષિણાની પ્રાપ્તિ એ દિગ્વિજયી રાજન સુદાસના વિપુલ ધનભંડારમાંથી થઈ.

૫

પણ સુદાસના રાજગઢ અને રાજકચેરીમાં બ્રહ્મર્ષિ વિશ્વામિત્રને મળેલું નવું પદ ચાર દિવસનું ચાંદરણું રહેવા જ સરજાયું હતું. એ ઋષિવરના ઉગ્ર તપ છતાં, એમણે સુદાસની મહાનુભાવતાના તાર સ્વરે ગાએલા અનેક સ્તુતિગાનો છતાં, વિધિનિર્માણ એવું જ હતું કે અશ્વ-મેધયજ્ઞ પછી અમુક અણધાર્યા સંજોગો ઉપસ્થિત થાય, જેને પરિણામે વસિષ્ઠ ફરીથી પાછા રાજા સુદાસના પુરોહિતને સ્થાને ગૌરવપૂર્વક વિરાજે.

સુદાસને વારસામાં રાજ્યની સાથે પિતાએ વહોરેલાં વેર પણ મળ્યાં હતાં એ અગાઉ કહ્યું જ છે. અને એ વેરીઓ જાણે થોડા હોય તેમ, પોતાના દિગ્વિજયના ફળ તરીકે, તેણે પોતે નવા શત્રુઓ પણ સારા પ્રમાણમાં ઊભા કર્યાં હતા. અપમાન, તેજોદ્વેષ અને ઇર્ષ્યા-

ગિરીથી બળતા એ શત્રુરાજાઓ સુદાસને લાંબો વખત સુખે સૂવા દે એ અને તેમ નહોતું. સુદાસે સર્વત્ર વિજય મેળવ્યો છે અને અશ્વમેધ સફળતાથી પૂરો કર્યો છે એ વાતની જેવી શત્રુજાતિઓને ખબર પડી, તેવી જ તેમણે એ પ્રભાવશાળી સાર્વભૌમનો ગર્વ ગાળવાની તૈયારીઓ કરી. કોઈ પણ એક જાતિથી એટલે હાથે એવા બળવાન નરાધિપને મહાત કરવાનું અશક્ય હતું. આથી દ્રુહ્યુ, અનુ, પુરુ, યદુ, તુર્વશ, મત્સ્ય, ભૃગુ, કવષ, શ્રુત અને વૃદ્ધ, એ દસ આર્યજાતિઓએ સુદાસને દંડાવવાના સાહસમા આગેવાની લીધી; અને તેમણે, શત્રુથી જુદેજુદે કારણે અસંતુષ્ટ એવી કેટલીક અનાર્ય ( અયાજ્ઞિક કે અવૈદિક આર્યોની ) જાતિઓને–પક્થો, ભલાનો, અલિનો, વિષાણીઓ, શિવો, વિકર્ણો, અને શિશ્નપુઓને–પણ પોતાના બૃહત સંઘટનમાં ભેળવી.

આ રમે ચક્રવર્તી રાજન સુદાસને પણ બળ અને ધૈર્યની આકરી કસોટી કરનાર લાગ્યો હોય તો તેમાં આશ્ચર્ય નથી. શૌર્યવાન ભરતો અને તૃત્સુઓના બનેલા પોતાના સૈન્ય પર અને ભુજબળ પર તો એને અડગ વિશ્વાસ હતો; પરંતુ તીવ્રબુદ્ધિના કોઈ વિચક્ષણ સલાહકારની જરૂર તેને આ દિવસોમાં જણાઈ હશે એમ આપણે ધારી શકીએ. કાં તો એવી જરૂર પડવાથી, કાં તો શત્રુઓનાં નાનાવિધ છિદ્ર અને નિર્બળતાઓ વિશ્વામિત્ર કરતાં વસિષ્ઠ વધારે પ્રમાણમાં જાણતા હશે તેથી,–અને તેમ પણ નહિ તો, તત્કાલીન માન્યતાનુસાર યુદ્ધના અધિષ્ઠાતા દેવ ઇન્દ્રની સહાયતા મંત્રબળથી મેળવવાનું સામર્થ્ય આજન્મ બ્રાહ્મણ વસિષ્ઠમાં જ વધારે છે, એવી અંતરમાં પ્રતીતિ થવાથી: આમ કોઈ પણ કારણે, એ મોટી રાષ્ટ્રીય આપત્તિને પ્રસંગે સુદાસને પોતાના જૂના પરમ કૃપાળુ ગુરુદેવ વસિષ્ઠજી સાંભરી આવ્યા. સાંભરતા જ તેણે એમને આર્જવપૂર્વક નિમંત્ર્યા, એમણે આવવાની કૃપા કરી, અપરાધાએ માગી તે ક્ષમા આપી, અને અંતે શરણાગત રાજાને એ ભયંકર દાશરાજ્ઞ વિગ્રહમાં પૂરેપૂરો વિજય અપાવ્યો.

બ્રહ્મર્ષિ વસિષ્ટની એ પુનઃપ્રતિષ્ઠા વિશ્વામિત્રથી કેમ સાખી જાય? વિશ્વામિત્રને માટે સુદાસ જેવા શાણા નરપતિએ પોતાના દરબારમાં સ્થાન જ ન રાખ્યું હોય એમ માનવાનું કારણ નથી. કદાચ એમ હશે કે નવી ગોઠવણમાં સુદાસે તો વિશ્વામિત્રને કોઈક માનભરી, (પણ પુરોહિત સિવાયની) પદવી આપવા કહ્યું હશે પરંતુ વખત પર તામસી પ્રકૃતિના ભોગ બની જનાર એ તપોનીરને હવે એ રાજ્યની ભૂમિ જ અણગમતી થઈ પડી હોય, એ ઘણી સંભવિત વાત છે ગમે તેમ પણ, સુદાસને છોડીને તે હવે ચાલી નીકળ્યા અને ઘણું કરીને આક્રમણકાર દશ રાજાઓના શિબિરમાં જઈને ઊભા—એમનો આશ્રય મેળવવા કે એમનું ગુરુપદ પામવા—એવું અનુમાન થઈ શકે છે

૬

આજથી સાડાચાર હજાર વર્ષ પર એ દાશરાજ્ઞ વિગ્રહ પરુષ્ણી-(રાવી)ને તીરે જામ્યો, ત્યારે એ નદીનો પ્રવાહ આજના કરતાં કંઈક જુદી રીતે વહેતો હતો. હિમાલયથી લાહોરના પ્રદેશ સુધી તે ઉત્તરથી દક્ષિણમાં વહેતો અને પછી ફંટાઈને, છેક મુલતાન આગળ તે સિંધુને મળે છે ત્યાં સુધી, પશ્ચિમ દિશાનો માર્ગ લેતો હતો

એ રીતે વહેતી પરુષ્ણીને ડાબે-જમણે કિનારે, અનુક્રમે, સુદાસની અને તેના અઢાર આર્ય-અનાર્ય શત્રુઓની સેના વ્યૂહબંધ ગોઠવાઈ હતી જમણા કિનારા પર, ઉપરવાસથી લેતાં, પહેલાં તુર્વશો, પછી મત્સ્યો અને ભૃગુઓ, દ્રુહ્યુઓ અને અનુઓ, ને તેમની પણ આગળ, મોખરે, વૈકર્ણ જાતિનું સેનાદળ, એ પ્રમાણે શત્રુઓના ગોઠવાઈ હતી એ સમગ્ર એકત્રિત સેનાનું નાયકપદ ભૃગુવંશીય ચ્યવમાનના શૂર પુત્ર કવિને આપવામાં આવ્યું હતું

આ તરફ ડાબે કાંઠે સુદાસ પણ પોતાના શસ્ત્રસજ્જ, નિત્ય-સચેત ભરતો અને તૃત્સુઓ સાથે યુદ્ધતત્પર હતો. અરિદળ પર હઈ

રીતે હલ્લો લઇ જઇએ તો અલ્પ સમયમાં સંપૂર્ણ જય મળે તેની મંત્રણા તે ગતદિવસ સૈન્યાધિપતિઓ અને વસિષ્ઠ ગુરુ જોડે કરતો હતો પણ એ કોઇના યે ખ્યાલમાં, એમની વિરોધી એવી એક કુદરતી પરિસ્થિતિ નહી નહિ હોય એમ લાગે છે.

નદીની સુદાસપક્ષની ભૂમિ ઘણા નીચાણમાં આવેલી હતી નદીના મહાપૂરથી એ ભૂમિનું રક્ષણ નદીની આડા મજબૂત ને ઊંચા બંધ બાંધીને કરવામાં આવ્યું હતુ. એ બંધોને જ એક પ્રકારના અજેય દુર્ગો માનીને કે ગમે તેમ, પણ સુદાસ એને રક્ષવામાં ઉદાસીન નહોતો હશે એમ તો ચોક્કસ લાગે છે. એ ગફલતનો લાભ લઇને એક અંધારી રાતે તુર્વશોએ નદી ઊતરીને તેવો એક બંધ તોડી નાખ્યાની સામાન્ય કલ્પના તો આ વિષય નિરૂપનાર સર્વ વિદ્વાનો કરે છે તેમાંના એક[૨૧] કહે છે કે એ વેળા પરુષ્ણી પૂરે ભરી હોવાથી એના જળ સુદાસની સેના પર ફરી વળવાના થયા ત્યારે વસિષ્ઠે મરુતોની પ્રાર્થના કરી, પૂરને સામી દિશાએ એમની સહાયથી હઠાવ્યા અને સુદાસને ઉગારી લીધો બીજો મત[૨૨]—અને બુદ્ધિલક્ષીઓને રુચે તેવો માનુષ મત—એવો છે કે બંધ તોડેલો એ ખરુ, પણ એ વખતે પરષ્ણી બંધ તૂટ્યા છતાંએ ઊભરાઇ શકે તેવી સ્થિતિમાં નહોતી, એટલે સુદાસને જરા ય આંચ આવી નહિ. ગમે તેમ, પણ બંધ તોડવાના બનાવથી વિગ્રહ આરંભાયો[૨૩] અને એ બનાવ છતાં સુદાસ નિર્ભય રહ્યો, એ તો નિર્વિવાદ છે

હવે સુદાસે એક સામી યુક્તિ કરી જ્યાં તુર્વશો જમા થયા હતા, ત્યાંનો ભાગ એ શત્રુસેનાનો ઉત્તર છેડો હતો એ ઠેકાણે અંધારી રાતે પોતાના લશ્કર સહિત સુદાસે નદી ઓળંગી, અને એમ પાછળથી આગળ વધતા વધતા, છેક મોખરા લગી વધીને શત્રુઓને એવી રીતે ઘેરી લીધા કે તેઓ પરુષ્ણી અને સુદાસસેનાની વચ્ચે ભીંસાઇ જવા

લાગ્યા આ સમયે ખરેખરું દારુણ યુદ્ધ મચ્યું આખા વિગ્રહનું નિર્ણાયક યુદ્ધ પણ એ જ થયું, કેમ કે તેમાં સુદાસે અત્યંત પરાક્રમ દાખવીને સામા પક્ષના અગ્રણી ચયમાનસુત કવિ અને વૈકર્ણોના એકવીશ નેતાઓને હણ્યા તેના સૈનિકોએ પણ દશેદશ આર્યજાતિના અને આઠ અનાર્યજાતિના સૈનિકોનો ઘણો સંહાર કર્યો અને જેઓ –શ્રુતો અને કવષો, વૃદ્ધો અને દ્રુહ્યુઓ–આ સંહારમાંથી બચવાને નદીમાં પડ્યા તેઓ કાં તો ડૂબી મૂઆ, અથવા આ પારની સુદાસસેનાના હાથમાં પડી કપાઇ ગયા

તીર પરનું યુદ્ધ પૂરું થતાં વિજયવંત સુદાસ દુશ્મનના દેશમાં આગળ વધ્યો તેણે તેમનાં સર્વ કિલ્લા તોડ્યા અને સાત શહેરોનો નાશ કર્યો તેના સૈનિકોએ તે તે સ્થાનની પ્રજાઓ પર જુલમ ગુજારી એમની સકલ સંપત્તિ લૂંટી, પણ (એક સંશોધક કહે છે કે) સુદાસે ઉચ્ચ વિજેતાધર્મને વશ થઇ, એ લૂંટ તેના મૂળ માલિકોને, શત્રુપ્રજાને, પાછી અપાવી હતી એવી લૂંટમાંથી નહિ તો પોતાની પાસેથી, પણ સુદાસે પાટનગરમાં પાછા આવીને, ગુરુ વસિષ્ઠને તો, "બસો ગાય ઘોડી સહિત બે રથ, સોનાનાં સાજવાળા ચાર પાણીદાર અશ્વ" [૨૪] અને પુષ્કળ દ્રવ્ય આપીને તેમની એકલક્ષી સેવાની સારી કદર કરી હશે એમ જણાય છે

સુદાસ પરુષ્ણીતીરે રોકાયલો હતો ત્યારે તેનું યમુનાની ઉત્તરે તથા પશ્ચિમે આવેલ રાજ્ય અરક્ષિત હતું આ તકનો લાભ લઇને, યમુનાની દક્ષિણના અને પૂર્વના અનાર્ય રાજાઓ અજ, શિગ્રુ અને ભેદ, યદુવંશી આર્યરાજા દુર્દમનની ઉશ્કેરણીથી, અને સરહદ પરનો શંસગ પણ મન્યમાન પુત્ર આર્યરાજા દેવકની ખટપટથી, સુદાસના રાજ્ય પર ચઢી આવ્યા હતા દુર્દમને તો પિતા ભદ્રશ્રેષ્ઠના વખતમાં હાથથી ગએલું રાજ્ય પાછું પણ મેળવ્યું હતું પરંતુ સુદાસે દાશરાજ્ઞ વિગ્રહ

ગાવી પરવાગીને તુર્ત એ સર્વને–અપૂર્વપરાક્રમી બેઠન સુક્કા–હથ્યીને, બીજાઓને હરાવીને ફરી એક વાર પોતાના નામનો જયકાર યમુનાથી માંડીને છેક ઉત્તરમા કુભા (કાબુલ નદી) સુધી બોલાવ્યો.

એ દિગ્વિજયની ખુશાલીમાં દેશમાં ઠેરઠેર વિજ્યોત્સવો ઉજવાયા; સ્થળે સ્થળે આકાશઅડતી જ્વાળાઓવાળા યજ્ઞકુંડમાં પ્રચુર ઘૃતાહુતિઓ આપી દેવોને પરિતર્પવામા આવ્યા: અને હરેક વિદ્વાન, સુપાત્ર બ્રાહ્મણના મુખેથી ઉચ્ચારાયલી ઉદારાત્મા સુદાસની દાન–સ્તુતિઓથી વાતાવરણ ગાજી રહ્યુ.[૨૫]

## પરિશિષ્ટ દશમુ

૧. આ વિગ્રહને લગતી સઘળી મુખ્ય હકીકતો માટે 'ચેતન'ના પહેલા વર્ષમા જુલાઇ ૧૯૨૦થી શરૂ થએલ શ. માનશકર પીતાંબરદાસ મહેતા-કૃત લેખમાળા નામે 'વૈદિક કાલનુ ભારતીય યુદ્ધ અથવા દાશરાજ્ઞ વિગ્રહ' પર આ લખનારે આધાર રાખ્યો છે. પણ બે મહત્ત્વની વિગતો સબંધી એ વિદ્વાનના મતને અનુસરવાનુ બની શકયુ નથી : (૧) એ વિગ્રહનો સમય સદરહુ લેખમાળામા આજથી ૫૬૦૦ વર્ષ પરનો એટલે કે આશરે પ્રા. ૩૭૦૦ નો સ્વીકારવામા આવ્યો છે આપણે ('હિન્દુ હિસ્ટરી'ને અનુસરીને) સ્વીમરેલ સમય પ્રા. ૨૬૦૦ નો છે અગીઆરસો વર્ષના આ મોટા તફાવતનુ એક મુખ્ય કારણ એ છે કે આ ગણતરી કરવાનુ જે મધ્યબિંદુ, મહાભારતયુદ્ધ, તેને લેખમાળામા પ્રા. ૩૧૦૨ મા લડાયલુ માન્યુ છે, જ્યારે આપણી એ જ બનાવ માટેની સાલ પ્રા. ૧૪૦૦ આસપાસની છે. શા કારણે આ ૧૪૦૦ની સાલ આ ગ્રથમા સ્વીકારાઈ છે, તેનો ખુલાસો ત્રીજા વિભાગમા યથાસ્થલ કરીશુ. (૨) સુદાસને લેખમાળામા દૌષ્યન્તી ભરતના વશનો કહ્યો છે એ ભરત આપણી સાલવારી પ્રમાણે, આશરે પ્ર. ૨૨૦૦મા થયો. તેથી, તેની પહેલા ચારસો વર્ષે થએલ સુદાસ તેના વંશનો ન હોઈ શકે. બીજે પક્ષે, વૈરાજવશની પ્રિયવ્રતશાખાનો ભરત આશરે પ્રા ૨૮૨૫ મા થયેલ, તેની પછી સુમારે બસો વર્ષે તે શાખામા જે પૃથુ (જુઓ 'હિન્દુ હિસ્ટરી' પૃ. ૯૯; તેમજ, આ ગ્રથના પ્રકરણ છઠ્ઠાને લગતા

ટિપ્પણોમા (પૃ. ૯૨) તેરમી નોધના છેડાનો કાઉસ ) થયો (અને જે ઉત્તાનપાદશાખાના પૃથુ—જુઓ પાછળ પ્ર. ૧ડાના ચોથા ખ ડકની ઉપાત્ય કડિકા–થી જુદો છે ) તે પૃથુના વ શમા પ્રા ૨૬૦૦ આસપાસ દિવોદાસ તથા સુદાસ થયા હોય તે સવથા સભવિત છે વળી, રા માનશ કરભાઈ પોતે પણ દિવોદાસને 'ભરતવ શની પૃથુ રાજાની શાખાનો' (ચેતન' વ જ પૃ ૧૮૮) કહે છે, એ કથનથી પણ અહીં સ્વીકારાયલા મતને પુષ્ટિ મળે છે અને દૌષ્યન્તી ભરતનો કોઈ પણ વ શજ 'પૃથુ નામનો હોવાનો ઉલ્લેખ આ લખનારને કશે જડ્યો નથી, એટલે તેણે સ્વીકારેલ ઉપરો મત બધી રીતે સ્વસ ગત અને વાસ્તવિક રહે છે

૨ આ ૨૬૦૦ની સાલ એટને કે દિવોદાસની સાલ, તેને મહાભ રતની ગ્રાયે કે યુધિષ્ઠિરની સાલ જે ૧૪૦૦, તેની સામે ઘટાવવી આવશ્યક છે યુધિષ્ઠિર પહેલા વીસમી પેઢીએ દિવોદાસ થએલો ગણાય છે (જુઓ 'ચેતન ૧ પૃ ૧૫૪) એ રીતે, પ્રા ૨૬૦૦થી પ્રા. ૧૪૦૦ સુધીના જે બારસો વર્ષ, તે દરમીઆન વીસ પેઢી થઈ, બીજી રીતે કરીએ તો, સરેરાશે સાઠ વર્ષની એક પેઢી. એ સમયનુ સુદીર્ઘ, વિશિષ્ટ આયુમાન જોતા, પેઢીદીઠ સાઠ વર્ષનો આકડો, અસભવિત દેખાય છે છતા છેક અશક્ય તો નથી. અને જેઓને તે અશક્ય જ લાગે તેઓ આ એક વધુ તર્કનો આશ્રય પણ લઈ શકે કે બારસો વર્ષમા પેઢીઓ થઇ હશે તો વીસથી વધારે–પચીસ કે વીસ–પણ પરાક્રમશાલી મોટા રાજાએ વ શમા વીસ જ થયા હેય ને નોધનારે એ મુખ્ય વીસને જ નોધ્યા હોય, એ સભવે છે આ સભવ સ્વીકારવાથી, એક પેઢીના સાઠ વર્ષ ગણવાની અશક્યતા આપમેળે ટળે છે

૧

૩ 'પૈજવન સુદાસ સુદાસના નામ જોડે ' પૈજવન ' પદ ઋ વેદ ( ૭ ૧૮ ૨૫ ) વાપરે છે એ પદનો અર્થ બે માથી એક થાય કા તો, સુદાસ પહેલા ઘણી પેઢીએ કોઇ પિજવન નામે ગોત્રપુરુષ થયો હોય ને તે પરથી ત્યાર થી જ કુલનામ પૈજવન પડ્યુ હોય અથવા તો, પૈજવન એટલે પિજવનપુત્ર એમ લઈ શકાય જેનો અર્થ એમ સમજીએ કે સુદાસપિતા દિવોદાસના ત્રણ અપરનામ જેમ અશ્વિથ સૃ જય પ્રસ્તોક ને અતિથિગ્વ (નિરતર અતિથિઓનુ મ ડળ પોતાની પાસે ભરેલુ રાખનાર અથવા તો માત્ર અતિથિઓને ઢમેરા

પ્રેમપૂર્વક સત્કારનાર ) હતા; તેમ ચોથું પિજવન પણ હતું. દિવોદાસના પિતાનું નામ દેવવાન અથવા વધ્ર્યશ્વ હતું.

૨

૪. અહીં આપેલી સાલો સરખાવતાં, એક કૂટ પ્રશ્ન સામો આવી ઊભો રહેશે: પચીસ વર્ષમાં આઠ-નવ પેઢી થાય જ શી રીતે? ઉત્તર: પુરાણાનુસારી જે આઠનવ નામોવાળું પેઢીનામું ''હિન્દુ હિસ્ટરી'' (પૃ: ૯૯ )માં છે, તેમાંની ઘણીખરી 'પેઢી' તે, પુરાણકારની ટેવ પ્રમાણે, અન્ય-વંશી રાજાઓનાં નામની કે પછી માત્ર ભાઈભાઈનાં નામની કદાચ બનાવેલી હશે; કોઇ રાજાએ રાજ્યે બેસતાં જ તેને ત્યજી વનમાં વિચરવાનું પસંદ કર્યું હશે; ને પરિણામે, ભરત અને પૃથુ વચ્ચે હકીકત તરીકે, માંડ એક પેઢીનો તફાવત હશે.

૧૨ આ ૨૩૦૦-૨૨૦૦નો કાળ 'હિન્દુ હિસ્ટરી'મા અપાએલ બ્રાહ્મણ-ગ્રંથેના કાળ ૨૫૦૦-૨૦૦૦ (જુઓ એ ગ્રંથનુ પૃ ૪૩૫)પરથી અટકળવામા આવ્યો છે ઋષિઓ ને રાજાઓ વિશેની જે વિગત આની પછીના વાક્યોમા છે, તે એ બ્રા ની હાઉગવાળી આવૃત્તિનાપૃ ૫૨૩-૨૪માથી લીધી છે

૧૩ રાજાને ક્યા પ્રકારનો અભિષેક કરવે તે પુરોહિતની મરજી પર મોટે ભાગે રહેતુ હશે, કેમ કે આવા અભિષેક વખતે બ્રાહ્મણ પુરોહિત ક્ષત્રિય રાજા પાસે જે શપથ લેવરાવે છે (જુઓ હાઉગનુ એ બ્રા પૃ ૫૨૦) તેમા પુરોહિતની સત્તાગર્વિતાનુ અતિસ્પષ્ટ સૂચન છે. રાજાએ પુરોહિતને સંબોધીને આ પ્રમાણે શપથ લેવાના હોય છે "જો હુ તને કશીએ હાનિ કરુ, તો તુ મારી પાસેથી મારા જીવનભરના પુણ્યો, મારી પદવી, મારો જીવ, મારી સતતિ-આ સઘળુ આચકી લઈ શકે." (હાઉગ પૃ ૫૨૦) એ વાક્યનુ આનાથી સારુ ભાષાન્તર શ્રી રસિકલાલ છો. પરીખસ પાદિત વૈદિક પાઠાવલીમા પૃ ૩૪૧મા ઉપર છે અને પોતાના રાજ્યકાળમા કોઈ સમયે પુરોહિતને જાણેઅજાણે હાનિ કર્યા બાદ, જો કોઈ બલવાન રાજા એવી આચકની આરો પડે, તો તપોનિધિ પુરોહિત તેને શાપ દઈ બાળીને ભસ્મ કરતો હશે એમ કલ્પી શકાય છે.

૧૮. જુઓ ઋ. ૩. ૫૩; (૧૪). અને, 'ચેતન' વ. ૧; પૃ. ૧૯૪.

૧૯. ઋ. ૩ : ૩૩; (૧)નું આ ભાષાંતર 'ચેતન' વ. ૧; પૃ. ૧૯૪-આથી લીધું છે.

૨૦. ઋ. ૩· ૩૩; ( ૧૨ ).

૫

૨૧. રા. મા. પી મહેતા : 'ચેતન' વ ૧; પૃ ૨૪૬.

૨૨ ડૉ. અ. ચં. દાસ. 'ઋગ્વેદિક કલ્ચર' પૃ ૩૬૨-૬૩.

૨૩. સુદાસના શિબિરમાંથી કુહુ-અનુ આદિએ કરેલા ગોહરણથી વિગ્રહ આરંભાયાનું પણ મનાય છે. ( જુઓ 'ચેતન' વ. ૧; પૃ. ૨૪૬. )

૨૪. ઋ. ૭ : ૧૮, ( ૨૨, ૨૩ )

૨૫. જે જે ઋચામાં દાશરાજ્ઞ વિગ્રહનો ઉલ્લેખ છે, તેના જુદા અર્થ કરવાને લીધે, કે જુદા સંદર્ભમાં તેને સમજવાને લીધે, 'ઋગ્વેદિક કલ્ચર'ના કર્તાએ આપેલ એ વિગ્રહનો વૃત્તાંત (જુઓ એ ગ્રંથનું પ્ર. ૯મું), અહીં વર્ણવેલી વિગતો કરતાં કેટલાક મુખ્ય મુદ્દાઓની બાબતમાં પણ જુદો પડે છે,–અને તે એટલે સુધી કે, આપણે ભરતો અને તૃત્સુઓને ( વળી કોઇ કહે છે કે તૃત્સુઓ=વસિષ્ઠો–એક બ્રાહ્મણ જાતિ, ક્ષત્રિય નહિ ) મિત્રો માન્યા છે, ત્યારે તેઓ એ બેને એકબીજાના શત્રુ ગણે છે. કોઇક કાળે એ બે જાતિઓ–આ વિગ્રહની વખતે નહિ તો ત્યાર પહેલાં કે પછી–વચ્ચે દુશ્મનાવટ હોવાનો સંભવ પણ છે ( આ ભરતતૃત્સુના પ્રશ્ન સંબંધી જિજ્ઞાસુએ ચેતનમાં ઉલ્લેખાયલા 'વેદિક ઇન્ડેક્સ' વૉ. ૧લુ પૃ ૩૨૧-૨૩ તથા વૉ. ૨નું પૃ. ૪૫૪ જોવા જેવાં છે. )

## પ્રકરણ અગિયારમું
### ધર્મભાવના

૧

આ ' પ્રકૃતિ કેટલી સુવિશાળ ને ચૈતન્યવન્ત છે, કેટલી મતિમાન પણ, અને આપણે તેમાં પૂજ્યભાવે વિનમ્ર ભાવે તન્મય થવા સાધના કરીએ તો તે કેટલી મંગલકારી પણ છે '

સપ્તસિન્ધુમાં વસતી આર્ય પ્રજાના કેટલાક ઋષિવરોના હૃદયમાં પ્રકૃતિ પ્રત્યે આવી ઉદાત્ત ભાવના પહેલવહેલી જાગી ત્યારે સહજસ્ફુરણાથી જ એ પ્રકૃતિના એક કે બીજા અંગને વિશે તેઓ ધ્યાનસ્થ થવા લાગ્યા અને એ ધ્યાનદશામાં, તે તે અંગના ઇન્દ્રિયને અગોચર એવા ભવ્ય દૈવી તત્ત્વો ઉપર અનુભવવા લાગ્યા. આકાશ કે પૃથ્વીમાં, સૂર્ય કે અગ્નિમાં અન્તર્ગત વિભૂતિ સાથે તદાકાર થતાં, તેમણે પ્રત્યેકમાં એવ એવા સત્ત્વ કે શક્તિનો અનુભવ કર્યો જે અપાર્થિવ ને અલૌકિક હોવા છતાં સૂક્ષ્મતર સંવેદનની ભૂમિકાએ આરોહેલી ચેતનાને સઘન, સક્રિય, પરિણામક બળો તરીકે અનુભવાતા હતા

એ વિભૂતિઓના એવા અગોચર ને તોય અપરોક્ષ સંવેદનો એ જ ઋષિમહર્ષિનાં મંત્રદર્શન, એ દર્શનસમયે તેમણે હૃદય દેશે જોયાં હો। તે સૂક્ષ્મભાવી છતાં સુસ્પષ્ટ વિભૂતિસ્વરૂપો એટલે દેવો કે દેવીઓ, અને એ પ્રત્યેકના લોકોત્તર મહિમાથી પ્રેરાઇ તેમણે

રચેલી ઋચાઓ તે હજારો વર્ષ પર પથરાયલા ઋગ્વેદમંડલોનાં પ્રાપ્તાપ્રાપ્ત મળીને લક્ષાવધિ કહેવાય તેટલાં સૂક્તો.

વિદ્યમાન સૂક્તોમા આપણે દેવભાવનાને જેવે રૂપે જોઇએ છીએ તેવું રૂપ તે આર્ય જીવનના આદિકાલે જ નહિ પામી હોય. એ ભાવનારૂપ તો શતકોની સિદ્ધિ હોઇ શકે. દેવભાવના પહેલાં તો અસ્ફુટવત્ હશે, પછી ધીમેધીમે એ પ્રજાના જીવનમા સ્ફુટ થતી આવી હશે ને છેવટ અગ્નિ, ઇન્દ્ર, વરુણ કે ઉષાના ઉત્કૃષ્ટ મહિમ્નસ્તોત્રો તરીકે પ્રસ્ફુટિત થઇ હશે.

દેવસ્તવન તથા દેવયજનની ભાવના વિકાસની એ કોટિએ પહોચી હશે ત્યારે પ્રજાના પ્રત્યેક મુખ્ય દેવ કે દેવીનું સંક્ષેપે વર્ણન કોઇ સર્વદેવસમભાવી આર્ય જને આપ્યું હોત તો તે કેવું હોત? ... ...

આ નીલરંગી,[૨] દ્યુતિમાન અને વિસ્તીર્ણ દ્યાવા; લીલાં ખેતરો, વનસ્પતિવૈભવ અને વિશાલપટ સલિલભર સરિતાઓવાળી પૃથિવી; તેજોરાશિ ને શક્તિનિધાન સૂર્યદેવ, આ અન્તરિક્ષને આછા તેજે અર્ચતી ઉષા, તેની પણ પહેલા પૂર્વાકાશને આભામય કરતા પ્રકાશમાન, ત્વરિત અશ્વોવાળા અશ્વિનો, વળી આ પાપ-પાશોના છેત્તા, કરુણાળુ, મહાબલવાન, સહસ્રદ્વારી મહાપ્રાસાદના સ્વામી, નૌકા ને પવનના માર્ગોના જાણનાર, ઋતના સૃષ્ટિધારક મહાનિયમના સ્વામી, વ્યોમના ને જલના દેવ વરુણ; આ દિશામાત્રમા વિસ્તરવે સમર્થ, નાવ સાગરપાર લઇ જાય તેમ અનિષ્ટપાર લઇ જનાર અગ્નિદેવ; તેમ જ આ પર્વતોને પણ કંપાયમાન કરનાર, વિદ્યુતના ઝઝાવાતોના સહગામી, પર્જન્યના પુરોગામી, સુમતિવ રુદ્રસુત મરુતો, આ યમ, આ મિત્ર અને આ માતરિશ્વન્; આ શ્રવણગોચર પણ નયનને અગોચર વાયુ; અને આ જલોને મુક્ત કરનાર મહાન અગાધમહિમાવન્ત, વૃત્રઘ્ન ને વજ્રાયુધ ઇન્દ્ર:

આર્યાવર્તની મહાપ્રજાનો એ સુધન્ય દેવગણ કેટલો અદ્ભુત ! એના તેજે અમે તેજસ્વી છીએ ને એના બળે બલાઢ્ય એ જ અમારો રક્ષણહાર હતો, છે અને રહેશે—પ્રાક્તન તેમ જ નૂતન કાલે, વર્તમાન કાલે, નિરવધિ ભવિષ્યકાલે પણ

૨

એ દેવમંડલમાંથી કોનુ યજન ક્યારે અને આર્યાવર્તના કયા ભાગમા થતુ હતુ ? દેવો ઉપર કહ્યા એટલા જ હતા કે બે–પાચ વધારે એમા ઉમેરીએ તેટલા હતા ?

આ પ્રશ્નોના ઉત્તર હજારો કે સેકડો વર્ષ લગી વિકાસમાન આર્ય પ્રજાના કોઇ એક જ સ્થલ કે સમયને અનુલક્ષીને અપાય તેમ નથી કયે સમયે કયા દેવનો પ્રભાવ દેશના કયા ભાગમા કેટલો હતો કે નહોતો એ અર્ધનિશ્ચિત જેવા રૂપમા પણ આજે કહેવુ અશક્યવત્ છે. આવી સ્થિતિ હોય ત્યા જે થોડા વિધાનો થઇ શકે તે સર્વસામાન્ય સ્વરૂપના જ હોય એ દેખીતુ છે

ઋગ્વેદના સૌથી જૂના મ ડલોમાનુ એક–કદાચ જૂનામા જૂનુ તે મ ડલ પહેલુ એ વખતે પ્રજામાનસ હજી મુગ્ધાવસ્થામા હોય ને તેથી એ કાળે તો બહુદેવવાદ જ આર્યમાત્રને માન્ય હશે એમ આપણને લાગે પણ એ સર્વાશે ખરુ નથી એ મ ડલના એક સૂક્તમા* આપણે એકદેવવાદનો ધ્વનિ સ્પષ્ટતયા સુણીએ છીએ

> કોઇ તેને ઈન્દ્ર, મિત્ર, વરુણ તથા અગ્નિ એવે નામે ઓળખાવે છે આ જ તે દિવ્ય પાંખોવાળુ દિવ્ય પક્ષી છે આ (વિવિધનામી છે તે) એક જ હોવાથી સુજ્ઞો તેને અનેક નામે સ બોધે છે તેઓ એને (કેઇ વાર) અગ્નિ યમ અને માતરિશ્વન્ એવા નામે ઓળખે છે

* સૂ ૧૬૪મુ, ઋચા ૪૬મી

એટલે એમ કે દેવતત્ત્વ એક જ પણ એનાં નામરૂપ જુદાં; કદાચ થોડોઘણો સ્વરૂપભેદ પણ ખરો (કેમ કે દ્રષ્ટાની ચેતનાના વિકાસના પ્રમાણમાં તેને સ્વરૂપદર્શન પણ ભિન્નભિન્ન થાય જ.), અને તેથી એને ઇન્દ્ર કે અગ્નિ કહે, વરુણ કે યમાદિ કહે.

આવું વિશિષ્ટ, એકદેવતત્ત્વને અનુલક્ષતું મંત્રદર્શન ને દેવપૂજન એ આરંભકાળે પણ પ્રજાના મોટા ભાગમાં વ્યાપક નહિ હોય, ઉપલા સૂક્તના દ્રષ્ટા, જન્માન્ધ ને અગ્નિયાજક પણ અગ્નિદેવની કૃપાએ નેત્રો પામેલા, અંગિરાકુલોત્પન્ન ઋષિ દીર્ઘતમસ તથા એના નિકટ સંબંધીઓમાં વિશેષપણે તે હશે એમ પણ બન્યું હોય. કેંક નિશ્ચિતતાથી જે કહેવાય તે એટલું જ કે પ્રજાવિકાસના જે–એટલે પ્રારંભિક–યુગમાં સામાન્યત બહુ-દેવવાદ પ્રચલિત હશે તેમાં એકદેવભાવના પણ અમુક રૂપે સેવાતી તો હતી.

એકદેવભાવના ભણી પ્રજાનું વલણ તેના પરિપાકકાળે વિશેષ હતું તેની પ્રતીતિ તો, એનો વિકાસ સારા પ્રમાણમાં થએલો એ સમયે રચાયલા દશમા મંડલમાના પુરુષસૂક્ત અને હિરણ્યગર્ભ(પ્રજાપતિ) તથા નાસદીય સૂક્તોમા[a] ઓછેવત્તે અંશે ધ્વનિત થતો એકદેવવાદ આપણને કરાવે છે. પરંતુ આ વાદ એ મંડલના યુગ કે યુગોમા પણ વ્યાપક હોય તેવું કૈં જણાતું નથી. એ કાળે આર્ય જાતિ એક જ વિરાટની કે હિરણ્યગર્ભની ઉપાસનામાં લીન બની નહોતી. ઓછામાં ઓછા ત્રણ-ચાર દેવો વિના તેના નામરૂપવૈવિધ્યના સહિલાસી આત્માને ચેન પડે તેમ નહોતું ને નહોતું જ પડ્યું. તેમાં ઇન્દ્ર તો હોય જ, ઉપરાત—

> સ્વર્ગમાથી સૂર્ય, અન્તરિક્ષમાથી વાયુ અને પૃથ્વી પર અગ્નિ શત્રુઓથી અમારું રક્ષણ કરો*

૩

એક જ વિભૂતિમત્ સત્ત્વને ધારતા એવા દેવ એક ને દેવ ત્રણ,

* મં ૧૦, સ ૧૫૮, ઋ ૧. (દ્રષ્ટા: ચક્ષુષ ઋષિ)

તેમ દેવ તેત્રીશ[૪] ને દેવ ત્રણ હજારથી ય વધુ પણ ખરા. આ છેલ્લા બને પ્રકારનાં દેવદર્શન અનુક્રમે ઔચથ્ય* દીર્ઘતમસ તથા કૌશિક વિશ્વામિત્રના છે

હે દેવગણ ! તમે દ્યુસ્થાનમા અગિયાર દેવો રહો છો, પૃથ્વીસ્થાનમા, પણ અગિયાર રહો છો અને અન્તરિક્ષસ્થાનમા મહત્ત્વે કરીને અગિયાર રહો છે એવા હે દેવો ! તમે અમારા યજ્ઞનો, સ્વીકાર કરો (મ ૧ સૂ ૧૪૦, ઋ ૧૧)

ત્રણ હજાર ત્રણસો ને ઓગણચાળીશ દેવોએ +અગ્નિની ઉપાસના કરી તેમણે તેને ઘૃતની આહુતિ આપી તેને મટે દર્ભાસન બિછાવ્યું, પછી એનો પર દેવોએ તેને આણીને બેસાર્યો (મ. ૩ સૂ ૯, ઋ ૯)

આ ૩,૩૩૯ જેવી સંખ્યાને યુરોપી પંડિતો[૫] મંત્રદ્રષ્ટાના મનની નરી તરંગલીલા કહેવા લલચાય છે પણ એ છેક કે માત્ર તેવી નહિ હોય આપણે ઉપર સૂચવેલો સિદ્ધાન્ત ઉપયોગમાં લઈએ તો એમ લાગે છે કે સમય જતા જેમ ચઢઉતર કક્ષાના દ્રષ્ટા વધ્યા તેમ તેમ એમને ધ્યાનમા થતા દેવતત્ત્વોના સ્વરૂપદર્શન પણ વિવિધ પ્રકારના થયાં ને તેથી પ્રવર્ધમાન દેવમંડલ પણ વિસ્તાર સાધતું ગયું. પરંતુ પ્રજાવિકાસની છેક પ્રાથમિક ને ત્યાર પછીની કેટલીક પેઢીઓની વાત બાજુએ રાખીએ તો એમ માનવું અકારણ છે કે વૈદિક આર્યોના દેવો ત્રણ હશે ત્યારે કે તેત્રીસસોથી ય વધુ[૬] મનાતા હશે ત્યારે પણ એ બહુદેવવાદના મૂળમા તો એકદેવભાવના, તે જ્યારે પ્રફુલિત પુષ્પ કે પરિપક્વ ફળરૂપે નહોતી ત્યારે પણ, બીજ કે અંકુરરૂપે હતી એમ માનવું અયુક્ત નથી

* ઉચિથના પુત્ર ને તેથી આંગિરસ દીર્ઘતમસ ઔ જુઓ આ ઔચથ્ય દીર્ઘતમસ ને વિશ્વ મિત્રના સૂક્તો અનુક્રમે પહેલા તથા ત્રીજા મંડળમા છે

+ એ દેવો એટલે દેવજાતિના આર્યો એવો અર્થ પણ અહીં બેસશે, સ્વર્ગીય દેવોને અનુલક્ષતા, ૩ ૩૩૯નો આકડો અક્ષરશઃ નહિ પણ માત્ર બહુસંખ્યાવાચક પણ સમજી શકાય

૪

આર્યોના સૌથી પ્રાચીન દેવ તે વરુણ એ દેવે દ્યાવાપૃથ્વીને પ્રેર્યાં અને ધારણ કર્યાં હતા, મહાનિયમ ઋતના ધામમા દ્યૌ નામ આકાશને ધારણ કર્યું હતું, અને એ વ્યાપ્ત આકાશને સ્વર્ગ, અન્તરિક્ષ તથા પૃથ્વી એ ત્રણ રૂપે વિસ્તાર્યું હતુ.

એવા વરુણ તેમ જ મિત્રાવરુણ ને દ્યાવાપૃથિવી એ તો એ પ્રજાનાં સૌથી પુરાતન મનાઈ દેવદેવી. આમ છતા પછીના કાળમા પ્રજા ભ્રમણશીલ પશુપાલની દશામાથી સ્થાવર કૃષિકારની દશામા સ્થિર થતા માડી તેમ તેમ-એક બીજા દેવનો ઉદ્ભવ પ્રજાજીવનમા (તેથી એની ધર્મભાવનામા પણ) થયો આ દેવ તે ઇન્દ્ર અને તેના સૌથી આગળપડતા લક્ષણ એટલે પરાક્રમ અને પોષકત્વ: પરાક્રમ, વ્યોમને છાઈ દેતા કાળા વાદળારૂપે રહેલા વૃત્રનો વધ કરવાનુ, પોષકત્વ, એ રીતે વાદળામાથી જલ મુક્ત થતા જે વૃષ્ટિ થાય તેના વડે ધાન્ય તથા ચારો ઊગવાની અનુકૂળતા કરી આપનારનુ.

આર્યોના આ અતુલ પરાક્રમી ને પોષણહાર દેવનુ સ્વરૂપ આલેખતા, તેની વિજયસિદ્ધિ વર્ણવતા કે સ્તુતિ કરતા જે સખ્યાબધ સૂક્તો વિવિધ સમયે વસિષ્ઠવિશ્વામિત્રથી માડી ગૃત્સમદ, હિરણ્યસ્તૂપાદિ મત્રદ્રષ્ટાઓએ રચ્યા છે તે પરથી આપણે જાણીએ છીએ કે ઇન્દ્રદેવ પોતાના રક્ષિત ગણની રક્ષા કરતા શત્રુનો અપ્રતિમ રીતે સહાર કરતા, તે વજ્રબાહુએ સરિજલોને ઘેરનાર વૃત્રને હણ્યો હતો, સરિતાઓના તેથી તે પ્રવર્તક હતા, એની પ્રેરી સરિતાઓ વિશાલ થઈ વહેતી હતી, એ મનસ્વી પ્રથમ દેવ જન્મ્યો એવો જ નિજ પરાક્રમ વડે દેવોનો ઉપરી થયો હતો અને એના પ્રાણ તથા પૌરુષની મહત્તાથી દ્યાવાપૃથ્વી ધ્રૂજ્યા હતા, તેણે હાલતી પૃથ્વીને દૃઢ કરી, ચલિત પર્વતોને સ્થિર કર્યા, અન્તરિક્ષને તે વિશાળ થાય એમ માપ્યુ અને દ્યૌને ટેકવ્યુ.

તે સમૃદ્ધ જનોનો, તેમ દુર્બળનો, તેમ દીન કવિનો પણ પ્રેરનાર છે, તે સર્વના ઉપમાન એવા અચ્યુતને ચ્યુત કરનાર દુર્ધર્ષ અને દસ્યુહન્તા ઇન્દ્રદેવ છે; આયુધસહવર્તમાન યજ્ઞગૃહમાં હવિર્ભાગ લેવા જનાર એ તરુણ લોકહિતકર છે અને યાજકોને અક્ષય્ય સંપત્તિ આપે છે, તે સોમરસનો પિપાસુ છે અને ત્રિકદ્રુક યાગોમાં સોમપાન કરે છે, વળી તે સૂર્ય તથા પ્રકાશમાન ઉષાનો જન્મદાતા પણ છે.[૮]

૫

ઇન્દ્ર સૌથી પ્રખ્યાત તો વરુણ સૌથી પ્રાચીન દેવ.[૯] મિત્ર અને વરુણના નામ વારવાર સાથે ઉલ્લેખાયા છે. બને આદિત્યો એટલે અદિતિના પુત્રો છે, પણ મિત્રનુ આધિપત્ય દિવસ પર અને વરુણનું રાત્રિ પર—વિશ્વભરને અંધકાર વડે છાઇ દેનાર*—મનાયું છે. પણ સમગ્ર જોતા, મિત્ર કરતાં વરુણનો મહિમા આર્યોમાં અધિકતર હતો.

એ વરુણદેવ આકાશ તથા પૃથ્વી પર વિસ્તરનાર વિભૂતિ છે તેમ સાગરનાં જળો પર પણ તે વ્રતધારી અને વિક્રમશીલ છે, પ્રજાઓના સમ્રાટ છે. સમગ્ર ભુવનના, દેવો તથા માનવોના, એ સંપત્તિમાન રાજનનું મહાલય નાનુંસૂનું નહિ-સહસદ્વારી છે, સહસ્ર સ્તંભોવાળું છે. તે સહસ્રાક્ષ[૧૦] પણ છે અને તેથી સુદૂરદર્શી છે, રથારૂઢ થઇ વ્યોમ અને વસુધાના પદાર્થમાત્રને દેખી શકે છે. તેથી જ તે વિશ્વના નીતિવિષયક નિયામક છે, ઋતના સ્વામી છે. વળી, ઋતનું ઉલ્લંઘન કરનાર અપરાધી જો હૃદયથી પશ્ચાત્તાપ કરી તેની ક્ષમા યાચે તો એ દયાળુ વરુણદેવ પોતાના એવા ભક્તિમાન ઉપાસકને ક્ષમા પણ આપે છે

અને દ્યુલોકમાં સ્થિર થનાર એ પૃથ્વીનિર્માતાએ, પ્રસિદ્ધ સ્વરૂપ તથા જરારહિત એ દેવે ઉદક પણ નિર્મ્યાં તેમ જ મહાન સૂર્ય તથા દર્શનીય

* 'વૃ' (=છાઇ દેવું) ઉપરથી વરુણ

નક્ષત્રોને ગતિ આપી જગતભરને પ્રેરણા અર્પતો બળિષ્ઠ વાયુ તેનો આત્મા કહેતા શ્વાસ છે તેની માયા એવી અદ્ભુત છે કે જેમ પાણી ભહલાવતી અનેક નદીઓ સમુદ્રને ભરી શકતી નથી તેમ બીજી શક્તિવાળી દૈવી વ્યક્તિઓ કે વિભૂતિઓ વરુણદેવની માયાને પહોંચી શકતી નથી. અવિનાશી ઋતના ધારણકર્તા એ યજ્ઞીય દેવ યાજકને સંતતિમાન તથા પશુસંપત્તિમાન કરે છે એના ઋતના પ્રભાવે કરીને જ તેજપુંજ નિશાનાથનો ઉદય થાય છે અને નિશાસમયે ઊંચા આકાશે દીસતો નક્ષત્રગણ દિવસને સમયે ન-જાને ક્યાં જતો રહે છે તે અન્તરિક્ષથી ઊડતા પક્ષીઓના પન્થને જાણે છે અને સમુદ્રના નિવાસી છે તેથી નાવના માર્ગને પણ જાણે છે એક મટકું મારીએ તેટલી વાર સુધી પણ વરુણ સિવાયની કોઈની જ સત્તા જગતના પ્રાણી-પદાર્થ પર ચાલી શકતી નથી અને એ જ ઉદમ્રાજ વરુણ છે મનુષ્યોના સત્યાસત્યના એકમાત્ર અવિચલ સાક્ષી ૧૧

૬

દેવોમાં સૌથી તરુણ, સદ્બોધ અર્પનાર મિત્ર, અપરાજિત એવા અગ્નિને હુ સ્તવુ છુ, કારણ કે અગ્નિ યજ્ઞમાં, મંત્રના સ્તવન પ્રમાણે, સર્વ દેવો આહુતિ લે છે*

અથર્વણઋષિએ નિમેલા અગ્નિ સર્વ સ્તુતિકાવ્યો જાણે છે તે યજમાનનો દેવ પાસે જનાર દૂત બને છે નિયમવાન યજમાનને મન તેના કલ્યાણને માટે તુ ઇષ્ટ અને પ્રાર્થનીય છે હે અગ્નિ ! તુ ખરેખર મહાન છે+

અગ્નિ આમ દેવગણમાં સૌથી તરુણ કેમકે એ પ્રકૃતિતત્ત્વ તરીકે તો જૂના કાળથી ઉપયોગમાં આવેલ, પણ એનો પ્રજાના દેવોમાંના એક તરીકે સ્વીકાર પછીના કાળમાં થયો હતો, અને એની પહેલી 'શોધ' (એટલે, અન્તરાત્મામાં તેનુ પ્રથમ સ્વરૂપદર્શન, તેમ બાહ્ય જગતમાં

* ઋ ૧૦ ૨૦, ૨
+ ઋ ૧૦ ૨૧, ૫

બે પથ્થર કે બે કાષ્ઠ ઘસીને તેને ઉત્પન્ન કરવાની રીત એમ બને પ્રકારની શોધ) કરનારાઓમાં, ઉપલી ઋચાનુસાર અથર્વણ હતા તેમ અન્ય ઉલ્લેખો[૧૨] પ્રમાણે અંગિરા, ભૃગુ અને મનુ એ ઋષિઓ પણ હતા વળી, સમજાય તેવા કારણે, અવકાશમાંની વિદ્યુત તથા સૂર્ય સાથેનું અગ્નિનું તાદાત્મ્ય પણ એ પુરાતન અગ્નિયાજકોને માન્ય હતું અને તેથી એવા ઉલ્લેખ પણ મળે છે.[૧૩]

એમ ત્રિભુવનમા પ્રસરેલી અગ્નિ સરખી વિભૂતિ[૧૪] વૈશ્વાનર[૧૫] પણ ગણાય એ કેટલુ સ્વાભાવિક છે ! દ્રષ્ટા કુત્સાંગિરસના મંત્રદર્શનાનુસાર

અમે વૈશ્વાનર અગ્નિના કૃપાપાત્ર થઈએ તે ખરેખર સર્વ ભુવનોનો આશ્રયદાતા રાજા છે અહીં અરણીમાંથી * ઉત્પન્ન થએલો એ વૈશ્વાનર સર્વનું વિલોકન કરનાર બનો અને સૂર્યરૂપમા જઈને બળો +

આ અગ્નિ દ્યુલોકને વિલોકે છે અને પૃથ્વી પર પણ સર્વપ્રિય એવો તે સર્વ ઓષધીઓના પણ વ્યાપી રહ્યો છે સર્વને પ્રિય વૈશ્વાનર અગ્નિ પોતાની શક્તિ વડે અમારું સંરક્ષણ કરો તે અમારું દિવસે તથા રાત્રિની વેળાએ પણ શત્રુથી રક્ષણ કરો +

આવો ભુવનાધિપતિ ને વિશ્વવ્યાપી અગ્નિદેવ, આવો સર્વપ્રિય ને સંરક્ષણકર્તા પણ, તે અવની પર હોય કે અન્તરિક્ષમા કે પછી આકાશમા-જે કોઈ પણ સ્થળે હોય તેમા-તે એક જ તત્ત્વરૂપે વિલસે છે અને એમ બ્રહ્મના પ્રકાશવૈભવની ઝાંખી કરાવે છે, કેમ કે આ ભુવનત્રય પણ એનો પ્રકાશ બ્રહ્મ વડે જ પામ્યુ હોય છે[૧૬] વળી અગ્નિદેવ દ્વારા જ બ્રહ્મની ઉપાસના તથા દેવમાત્રનુ યજન શક્ય છે, કારણ કે એ સર્વ દેવોને પ્રતિદિન ગૃહેગૃહમા અપાતા બલિનો સ્વીકાર કરીને અગ્નિ જ એ બલિનુ જે સૂક્ષ્મ તત્ત્વ

---

* એક વૃક્ષનુ નામ, જેનુ કાષ્ઠ અગ્નિ ઉત્પન્ન કરવામા વપરાતુ

+ ઋગ્વે૦ મં ૧, સૂ ૯૮, ઋચા પહેલી તથા બીજી

તે એ બ્રહ્માદિક દેવોને પહોંચાડે* છે. આ કારણે જ પ્રત્યેક આર્ય ગૃહમાં અગ્નિહોત્રની પ્રથા હતી, દિવસમાં નિયમસર બે કે ત્રણ વાર અગ્નિમાં હવિ હોમીને એ પળાતી, એ અગ્નિને અગ્નિહોત્રી દંપતીએ સતત ધર્મનિષ્ઠાથી અહોનિશ સચેત રાખવાનો હતો, અન્તે એમના દેહનો અગ્નિસંસ્કાર પણ એ જ અગ્નિના અંશમાંથી કરવાની ધર્મીજ્ઞા[૧૭] હતી.

આર્યોના સમાજજીવનમાં પણ આવા પ્રભાવશીલ અગ્નિનું સ્થાન કેટલું ઊંચું હતું ! કોઇ પણ વિશિષ્ટ પ્રસંગે શ્રદ્ધાપૂર્વક યજ્ઞયાગ કરવામાં આવતા, એ પ્રસંગે અનેક પ્રકારની સમુચિત ક્રિયાવિધિથી અગ્નિ પ્રકટાવાતો, તેને હવિષ તથા સોમરસ અર્પણ થતો અને યજ્ઞ કે યાગ જે દેવનિમિત્તે હોય તેના સ્તવનમંત્રો દ્વારા એ દેવને પ્રસન્ન કરી યાજકો તથા યજમાન તેની પાસે ઐશ્વર્ય તેમ ઉરશાન્તિ તેમ આત્મજ્ઞાન પણ યાચતા, પામતા અને માણતા.

૭

એ જ અગ્નિ ' પુરોહિત યજ્ઞસ્ય દેવમ્ '× ગણાયો છે. માનવો તથા દાનવો વચ્ચેના એવા એ સુયોગ્ય મધ્યસ્થ દ્વારા પ્રત્યેક આર્ય ગૃહસ્થાશ્રમીએ દેવોને હવિ અર્પવું એ વૈદિક ધર્મનું મહત્ત્વનું અંગ હતું. પ્રકૃતિમાંના જે સૂક્ષ્મ મલિન સત્ત્વો દાનવો ને રાક્ષસો તરીકે ઓળખાતાં અને જે જીવનને અનેક રીતે હાનિકર નીવડતા, તેને વારનાર કે નિવારનાર જે દૈવી સત્ત્વો, તે પ્રત્યેકને પ્રિય એવા ખાદ્ય કે પેય—અક્ષત કે ઘૃત કે સોમને—હવિ ઠરાવવામાં આવ્યું હતું. આ તો પછીના

* "સર્વજ્ઞ પ્રસિદ્ધ, સર્વજ્ઞ અગ્નિ દેવો માટે હવિ વહી જાય છે" ( ઋ. ૧૦: ૧૬; ૯ ).

× ઋગ્વેદની સૌથી પહેલી ઋચામાંના શબ્દો. એ જ સૂક્તમાં અગ્નિનો ઋષિ વિશ્વામિત્રપુત્ર મધુચ્છન્દાએ ' રત્નના ઉત્તમ આપનાર ' તથા ' વિવિધ-કીર્તિમાન ' તરીકે ગાયો છે

સમયનાં નિર્દોષ હવિ. પહેલાં સદોષ હવિઓ પશુઓ હતાં ને કોઇ વાર પુરુષમેધ* પણ કરાતો.

"એમ કહી શકાય કે વૈદિક આર્યોનું જીવન એમનાં કર્તવ્યકર્મરૂપ યજ્ઞોની શ્રેણીનું બનેલું હતું."[૧૮] એ જુદેજુદા પ્રકારના યજ્ઞો દૈનિક કે પાક્ષિક હતા; માસિક, ઋતુ-અનુસારી કે વાર્ષિક પણ હતા. બીજી દૃષ્ટિએ એમ કહેવાય કે યજ્ઞ બાળકના જન્મસમયે થતો; એને પહેલા દાંત ફૂટે કે એનું પહેલું ક્ષૌર થાય ત્યારે થતો; દીક્ષા કે સમાવર્તનસંસ્કારને પ્રસંગે થતો; લગ્ન કે ગર્ભાધાનને સમયે થતો; માંદગી કે મરણને અનુલક્ષીને પણ થતો.

એ પ્રમાણે જુદે જુદે સમયે ને જુદા જુદા ઉદ્દેશથી થતા યજ્ઞો દેવયાજક યજમાનોને કરાવનાર નિષ્ણાત ઋત્વિજોનો એક વિશિષ્ટ વર્ગ હતો; એમના પણ ઉપવર્ગ[૧૯] કાર્યવિભાગ તથા યોગ્યતાની દૃષ્ટિએ ઠરાવ્યા હતા; અને યજ્ઞના મંત્રો તથા ક્રિયાવિધિ પણ સંકુલ તેમ જ સંખ્યાબંધ હતા. આ સર્વ ઋગ્વેદ પછીના[૨૦] કાળમાં ઘણું જટિલ ને પ્રસ્તારવન્ત બની ગયું હતું. ત્યાર પછી તો એમાંથી પ્રાણ ગયા ને જડતા આવી એમ પણ કહેવાય.

ઋગ્વેદના તથા યજુર્વેદના સૌથી યશસ્વી કાલે તો આર્યાવર્તના ગૃહસ્થીમાત્ર શ્રદ્ધાળુ આહિતાગ્નિ હોવું એ તેના ધર્મનું અનિવાર્ય અંગ હતું. જીવનનું એ સ્વરૂપ તેણે અને તેની પત્નીએ નિત્યકર્મરૂપે પવિત્રતાથી આજીવન અખંડ રાખવાનું હતું. તે પોતાના શૈશવકાળે ઉપનયનસંસ્કાર પછી ગુરુગૃહે જઇ બ્રહ્મચર્યપાલનપૂર્વક વિદ્યાસેવન કરતો ત્યાં જ તેને યજ્ઞવેદીમાં સમિધ હોમવાની વિધિ શીખવાની હતી અને ત્યાંથી સમાવર્તનસંસ્કાર પછી તેનું પુનઃ ગૃહાગમન થતું ત્યારે

* આ યજ્ઞ, આર્ય પ્રજા પણ જ્યારે હજી પાષાણયુગી માનવની અલ્પસંસ્કારી કે પશુસુધરી દશામાં હતી ત્યારનો અવશેષ હોવાનું મનાય છે.

તેણે જે અગ્નિનું પ્રજ્વલન તથા યજ્ન આરંભી ઉપાસના આદરવાની હતી, તે જ અગ્નિમાં તેણે પોતાના લગ્નના પ્રસંગે લાજાહોમ કરવા-નો હતો. સમાવર્તનથી લગ્ન સુધી અવિરતપણે ચેતતો આ અગ્નિ ગૃહ્યાગ્નિ, આવસથ્યાગ્નિ અથવા સ્માર્તાગ્નિ કહેવાતો.

૮

બ્રહ્મચારીનો તે ગૃહ્ય કે સ્માર્ત અગ્નિ, ગૃહસ્થનો તે ગાર્હપત્ય કે શ્રૌત અગ્નિ. ગૃહસ્થજીવનના આરંભે પ્રકટાવવાના આ પાવકની પધ-રામણીનો વિધિ અગ્ન્યાધાન કે અગ્ન્યાધેય નામથી ઓળખાતો. એને માટે ઘરમાં અગ્નિશાળા બંધાતી અને તેમાં વિશિષ્ટ પ્રકારની વેદી રચાતી. એ વેદીના પૂર્વભાગે આહવનીય, પશ્ચિમે ગાર્હપત્ય તથા દક્ષિણે દક્ષિણ –એમ ત્રિવિધ અગ્નિનું આધાન થતું.

જે આહિતાગ્નિ યુગલે એ રીતે અગ્ન્યાધાન કર્યું હોય તેણે પ્રતિ-દિન પ્રભાતે સૂર્યને તથા સન્ધ્યાએ અગ્નિને સ્મરીને તેમ જ સ્તવીને ઋષિ, દેવ ને પિતૃનું ઋણ ફેડવા કરવાનો હતો તે અગ્નિહોત્ર દૈનિક યજ્ઞ હતો તો ઇષ્ટિયાગ પાક્ષિક યજ્ઞ હતો તે બે પ્રકારનો હતો: પ્રત્યેક પૂનમે કરવાનો તે પૂર્ણમાસયાગ તથા અમાસે કરવાનો તે દર્શયાગ. આ બંને યાગોના સંકુલ યજ્ઞવિધિ પાળીને કરવામાં આવેલા યજ્ઞો સુપાત્ર યજમાનને દેવત્વ, વિષ્ણુપદ પણ, અપાવતા : દેવો અને વિષ્ણુ તુલ્ય એનો આત્મપ્રભાવ ખીલે તેટલો તે ભાવનાજ્યોતિથી દીપ્તિમંત બનતો.

વૈદિક યજ્ઞોમાં અગત્યના ક્રમે ત્રીજું સ્થાન પશુયાગોને અપાય. આ યજ્ઞ અશ્વનો ભોગ આપીને થતો તેમ વૃષભ, મેષ અને અજાના ભોગથી પણ થતો; છેવટમાં એ પશુઓને બદલે યવ કે વ્રીહિના પિંડને પણ પુરોડાશ માની ચલાવાતું. અશ્વમેધ યજ્ઞો વિરલ હતા કેમ કે તેનો

ભારે દ્રવ્યવ્યય રાજાને જ પોસાય. તેને એ ચક્રવર્તી બને* ત્યારે જ આ મહાયજ્ઞ કરવાની અનુજ્ઞા હતી.

ઋગ્વેદ પહેલાંના સમયમાં આર્ય પ્રજામાં પુરુષમેધયજ્ઞ કદાચ પ્રચલિત હશે; અને એ વેદનાં પણ પહેલા મંડલમાંનાં સાત (૨૪માથી ૩૦મું) શુનઃશેપકથાવાળાં સૂક્તોમાં એ યજ્ઞનું સૂચન છે એમ કહી શકાય; પરંતુ એ ઋગ્વૈદિક આર્યોને તો માન્ય નહોતો. તેમને એ પ્રજા તરીકે માન્ય નહોતો પણ એમનામાંનો વહેમાળ નાનો વર્ગ એ કોઇ વાર કરતો હશે એમ લાગે છે. યજુર્વેદના કાળમાં પુરુષમેધની પ્રથા પુનર્જીવિત કરાઇ ત્યારે એ બહુધા અશ્વમેધની સાથે થતો એમ લાગે છે. બ્રાહ્મણો કે ક્ષત્રિયો જ એ કરી શકતા; ચૈત્ર શુદ દશમે એ કરવાનો હતો; તેનો કરનાર સર્જાયલાં પ્રાણીપદાર્થમાત્ર પરનું આધિપત્ય લાભતો.

ચન્દ્રની જેમ ચમકતો તેથી, એ સોમ (ચન્દ્ર) અમુકઅમુક માસભાગમાં વિકસે ને સંકોચાય તેમ એ રોપ પણ અમુકઅમુક વર્ષભાગમાં વિકસતોસંકોચાતો તેથી, જે સોમ કહેવાતો તેનો રસ એ અગ્નિષ્ટોમવિધિમંત સોમયાગની મુખ્ય વસ્તુ હતી. આર્યો તથા દેવોને- વિશેષે કરી ચન્દ્રને–પ્રિય એવો એ સોમરસ આ યાગમાં વપરાતો અને સોમયાગને 'યજ્ઞસ્ય પૂર્વ્ય' તથા 'પ્રત્નમિત્' કહ્યો હોવાથી સમજાય છે કે એ સૌથી જૂનો યજ્ઞ હતો. હવે અલભ્ય એવો તે રોપ એ કાળે હિમાલયમાં ઊગતો. એ યાગમાં પુષ્કળ જગ્યા અને ઋત્વિજોનાં જૂથ ને જૂથની જરૂર પડતી. કોઈવાર એક દિવસ તો કોઇ વાર એક વર્ષ ચાલતા એ સોમયાગનો યાજક ઘણાં શ્રમસમયદ્રવ્યના વ્યયે એ કરતો તે એવા આશયથી કે પોતાના એ વિશિષ્ટ યજ્ઞકર્મ વડે ઇન્દ્રદેવ પ્રસન્ન થાય અને વૃત્રને

* આ યજ્ઞ કરનાર છેલ્લો ભારતવર્ષીય રાજા સમુદ્રગુપ્ત (ઈ. સ ચોથા શતકનો) હતો.

હણે; જલને જાણે છાવરી દેતા કાળાંકાળાં વાદળાંને વજ્ર કે વીજળી-થી તોડે અને કૃષિકાર આર્ય પ્રજાનાં સૂકાં ખેતરોને લીલાછમ મોલે ભર્યાંભર્યાં, પવનલહરીમાં જાણે સાનન્દ ડોલતાં, બનાવી દે.

## ટિપ્પણો (પ્ર. ૧૧)

૧

૧. આ તથા આની પછીનું (પ્ર. ૧૨મું) સમાજરચના વિશેનું પ્રકરણ, બંનેમાંની માહિતી મુખ્યત્વે ડૉ. અવિનાશચન્દ્ર દાસકૃત ' ઋગ્વેદિક કલ્ચર '(૧૯૨૫)માંથી લીધી છે. બંને વિષયોને અંગે એ ગ્રન્થનો ઉપયોગ અહીં મર્યાદિત પ્રમાણમાં થઇ શક્યો હોય એ દેખીતું છે; ને તેથી, જેમને એ વિષયો સંબન્ધી વધારે જાણવું હોય તેમણે એ મૂલ્યવાન ગ્રન્થ જ વાચવો ઈષ્ટ છે. અહીં તો બંને પ્રકરણોમા ઋગ્વેદકાલીન આર્યજીવનની ધાર્મિક તથા સામાજિક વસ્તુસ્થિતિનો ન્યૂનાધિક અંશે પ્રાથમિક પરિચય આપવાનો જ ઉદ્દેશ રાખ્યો છે.

૨. આ કંડિકામાના દેવલક્ષણોના ટૂંકા વર્ણન માટે પૂર્વોક્ત ગ્રન્થ ઉપરાંત સ્વ. મૅકડોનલકૃત 'ઇંડિયા'ઝ પાસ્ટ' નો તથા કેટલાક ઋગ્વેદસૂક્તોનો આધાર લીધો છે.

૨

૩. એ ત્રણે સૂક્તો વેદવિષયના પ્રત્યેક જિજ્ઞાસુએ જાણવાની જરૂર હોવાથી, તેના ગુજરાતી ભાષાન્તર આ ગ્રન્થની પુરવણીમા મૂક્યા છે. કેટલાક વિદ્વાનોને મતે, ઉપનિષત્કાલીન બ્રહ્મવિદ્યાના બીજ આ ત્રણ સૂક્તોમા અમુક રૂપે હોવાથી પણ એ મહત્ત્વના ને મનનપાત્ર છે. ઋગ્વેદકાલના ઉત્તર ભાગમાં થએલા આર્ય દ્રષ્ટાઓનું લાક્ષણિક પરમાત્મદર્શન એ અનન્ય સૂક્તોમાં વાચકને મળતું હોવાથી, તેની ચર્ચા આ પ્રકરણમા આવશ્યક ગણી છે. એ સૂક્તોના દ્રષ્ટાઓને થએલી બ્રહ્મસ્વરૂપની ઝાંખી ઉપનિષદોમાના મુકાબલે સ્પષ્ટ અદ્વૈતદર્શનની પુરોગામી હતી તેવો અભિપ્રાય અન્ય વિદ્વાનોની જેમ ' મિસ્ટિસિઝમ ઈન ધી ઉપનિષદ્ઝ 'ના (ગીતા–પ્રેસ, ગોરખપુર; ૧૯૪૦)

કર્તા રા. બાકે ભિદારીનો છે. એમના આ વિષયના વક્તવ્યનો સારાંશ આવો છે: " [He] opines that the vivid but stray glimpses of mystic thoughts available in the earlier portions of the Vedas,* constitute the relics of that old mysticism, the origin and development of which are hidden behind the mist of antiquity." (પ્રબુદ્ધ ભારતના નવેમ્બર ૧૯૪૦ના અંકમાંનું ( પૃ. ૫૩૨ મું ) એ ગ્રન્થનું અવલોકન).

૩

૪. ઋગ્વેદની સાથે જ વાચવા વિચારવા જોઇએ તેવા બ્રાહ્મણગ્રન્થોમાં આ ૩૩ દેવો ગણાવાયા છે: આઠ વસુઓ, અગિયાર રુદ્રો, બાર આદિત્યો, દ્યુ:, અને પૃથ્વી (શતપથ બ્રાહ્મણ. ૭, ૫, ૭, ૨). આમાનાં છેલ્લા બેને બદલે ઐતરેય બ્રાહ્મણમા (૧, ૨, ૪) પ્રજાપતિ તથા વષટ્કાર એ બે નામો છે. વળી શતપથ તેમ જ તૈત્તિરીય બ્રાહ્મણોમા જુદે જુદે સ્થળે મળતી માહિતી પરથી સમજાય છે કે દેવોનો વર્ણની દૃષ્ટિએ પણ વિચાર થએલો. એ રીતે, પ્રત્યેકમા ગુણલક્ષણાનુસાર અગ્નિ અને બૃહસ્પતિ બ્રાહ્મણ મનાયા હતા; ઈન્દ્ર, વરુણ, સોમ ઈત્યાદિ ક્ષત્રિયો ગણાતા; વસુઓ, રુદ્રો, આદિત્યો, વિશ્વેદેવા તથા મરુતો વૈશ્યવર્ણના અને પૂષન્ નામ સૂર્ય શૂદ્રવર્ણી ઠર્યા હતા.

૫. જેમ કે, પ્રો. મૅકડોનલ; 'વેદિક માઇથોલૉજી'ના દસમા પ્રકરણમા.

૬. દેવસંખ્યા એક કે ત્રણથી ૩,૩૩૯ની, એ ઋગ્વેદમાની. પુરાણોના તેત્રીશ કોટિ (=કરોડ) માટે એક ખુલાસો એવો છે કે ત્યા કોટિનો અર્થ શ્રેણી, જાત, પ્રકાર એવો કૈંક લેવાનો છે ને મૂળે એ જ હતો; પરિણામે કુલ દેવસંખ્યા તેત્રીશની જ હતી તેમાથી પછી કોટિ એટલે કરોડ એવો અર્થ લેવાતા, પુરાણોવાળી જબરી સંખ્યા પ્રચલિત થઇ ને લોકપ્રિય પણ એ જ થઈ.

૭. ચોથા મંડલના ૪૨મા સૂક્તનો ઉપયોગ આ કંડિકામા થયો છે:

---

* વેદોના આ આદ્ય કે પ્રાચીન ભાગો એટલે ચતુર્વેદના તેવા ભાગો, માત્ર ઋગ્વેદના નહિ. આ દૃષ્ટિએ જોતાં, ઋ.ના દસમા મંડલમાંના પૂર્વોક્ત સૂક્તો ઉપનિષત્કાલમા પણ પ્રાચીન જ હતા.

૪

ભાષાન્તર શ્રી. રસિકલાલ છો. પરીખકૃત વૈદિક પાઠાવલિમાનુ વાપર્યું છે.

૮ આ કંડિકામા પણ એ ભાષાન્તરમાના ઈન્દ્રસૂક્તોનો આધાર મુખ્યત્વે લીધો છે (ત્રિકદ્રુક=જ્યોતિ, ગૌ ને આયુ નામના યાગ)

૫

આ કથન માટે ઋ ૫ ૬૫ ૩ નો તથા ઋ ૬ ૬૭ ૧ નો આધાર છે પણ એ ટાંકનાર 'ઋ કલ્ચર'ના (પૃ ૮૨) કર્તાએ સૂચવ્યુ છે કે વરુણ કરતા પણ દ્યાવાપૃથિવી પ્રાચીનતર હોય તેમ જણાય છે

૧૦ વરુણનુ સહસ્રાક્ષ તરીકેનુ વર્ણન, તે રાત્રિના અધિષ્ઠાતા દેવ મનાયા હોઇ, રાત્રિએ દેખાતા અસખ્ય તારાઓને અનુલક્ષતુ હોવુ જોઈએ.

૧૧ આ ખડકમાનો દેવપરિચય વસિષ્ઠાદિકૃત જુદાજુદા વરુણસૂક્તો પરથી લખ્યો છે, (ભાષાન્તર મરાઠી વાપર્યું છે, રા સિધ્ધેશ્વરશાસ્ત્રી ચિત્રાવનુ કરેલુ)

૬

૧૨ ઋ ૧ ૩૧, ૧ ને ૨, તથા, ૧ ७१,૩

૧૩ પહેલા મ ના સૂ ૭૭ની ઋચા ૨ થી ૩મા અને મ ૧૦માના સૂ ૪૫માની ૩ જી ને ૧લીમા આમાની એક (ઋ ૧૦ ૪૫, ૩) ઋચામા આ વાક્ય છે "હે અગ્નિદેવ! સમુદ્રજળમા ઉત્પન્ન થનારા તને મનુષ્યલોક પર અનુગ્રહ કરનાર વરુણે પ્રદીપ્ત રાખ્યો છે આ વિધાનનો ભૌતિકશાસ્ત્રીય ('સાયન્ટિફિક') ખુલાસો 'ઋ કલ્ચર મા (પૃ ७६) એવો આપ્યો છે કે સમુદ્રમાના કેટલાક જલચર પ્રાણીઓના શરીર પર કે અગ્રમાં ફૉસ્ફરસથી ઉત્પન્ન થતો અગ્નિ હોય છે તે જોવા પરથી ઉપજી કલ્પના થઈ હશે; કે પછી, એ જ વિદ્વાનના અનુમાન પ્રમાણે, સમુદ્રમા ડૂબેલા કોઈ જ્વાલામુખીના જલસપાટી પરના મુખમાના ભડકા જોયાનુ એ પરિણામ હોય. પુરાણોમા આ મહાસાગરમાનો અગ્નિ વડવાનલ * કહેવાયાનુ જાણીતુ છે.

૧૪ અગ્નિની એ વિભૂતિમત્તા આર્યોને કરના નારા પ્રમાણમા માન્ય

* વડવાનલ "સમુદ્રમા રહી તેનુ જળ શોષણ કરનાર અગ્નિ આ બૃહસ્પતિની સ્ત્રી તારાના છ પુત્રે માનો એક' —પૌરાણિક કથાકોષ પૃ. ૪૮૮.

હતી તેનાં ઉદાહરણો તરીકે આ બે વાત પણ ધ્યાનપાત્ર છે કે આખા ય ઋગ્વેદનાં ૧,૦૨૮ સૂક્તોનો આશરે પચમાંશ એ એક જ દેવનો મહિમા ગાવા રચાયલો; અને, ઇન્દ્રનો અપવાદ બાદ કરતા, આ અગ્નિદેવના સ્તુતિ ગાન જ એ વેદમાં સૌથી વધારે ઉત્સાહ અને અભિનિવેશથી થયાં છે.

૧૫. વૈશ્વાનરઃ "પ્રાણિમાત્રના શરીરમા રહીને અન્ન પાચન કરનાર અને નિત્યયજ્ઞ-વૈશ્વાનર સંબંધી અન્ન દેવને પહોંચાડનાર અગ્નિ. વિશ્વાનર સૂર્યનો પુત્ર." (પૌરાણિક કથાકોશ: પૃ. ૫૪૧) આવો વ્યાપકપ્રભાવી અગ્નિ એક પરમાત્મસ્વરૂપ પણ છે એ તો 'અહં વૈશ્વાનરો ભૂત્વા' ઇત્યાદિ ગીતોક્તિથી પ્રસિદ્ધ વાત છે. અગ્નિની સ્થૂલ રૂપની ઉત્પત્તિના ઉલ્લેખોમા (મં. ૧, સૂ. ૩૪ તથા મં. ૧૦, સૂ. ૨૦) તેને 'દ્વિમાત્રિક' એટલે બે માતાઓવાળો, બે કાષ્ઠખંડના ઘર્ષણથી ઉત્પન્ન થનાર અને 'અદ્રેઃ સૂનુ' (પાષાણપુત્ર) એટલે પણ બે પથ્થર ઘસવાથી ઉત્પન્ન થનાર કહ્યો છે.—અગ્નિના ભક્તોએ તેની એવા ભાવાર્થની પ્રાર્થના કરી છે કે અમારા દેહાલયમા રાક્ષસોનો પ્રવેશ થવા દેશો નહિ; અને દશમા મંડળમાં (સૂ ૮૭મું) એનો ઉલ્લેખ 'રક્ષોહન્' ઇત્યાદિ તરીકે કરી, એ દેવને વિનવ્યા છે કે તમે તમારી દાઢો તથા જિહ્વા વડે રાક્ષસોનો નાશ કરો.

૧૬. આ રીતે પ્રજાની ચાખી અગ્નિ સરખો દેવ કરાવી શકે, તે પોતાના સ્થૂલ સ્વરૂપના સૂક્ષ્મ પ્રતિરૂપને લીધે. અગ્નિને આવાં બે સ્વરૂપ છે—એક 'અવર' પ્રદેશમા એટલે પૃથ્વી પર ને બીજું 'પરમ' પ્રદેશે એટલે સ્વર્ગમાં—એમ બીજા મંડલ (સૂ. ૯, ઋચા ૩જી)માંના એક સૂચન પરથી સમજાય છે. આ જ સંદર્ભમા અગ્નિના ત્રણ રૂપ, ગુપ્તસ્થાન તથા ગૂઢ નામ વિશેની ઋચા પણ (મં. ૧૦, સૂ. ૪૫માની બીજી) સ્મરણને પાત્ર છે.

૧૭. અગ્નિસંસ્કારના વિધિમાં ઉચ્ચારવાના મંત્રો એટલે દશમા મંડલના યમપુત્ર દમનરચિત સોળમા સૂક્તના ચૌદ મંત્રો. ચિતા પ્રજ્વલિત થ ય, તે શબને ભસ્માવશેષ કરી કજળવા લાગે તથા ત્યાર પછી જલપ્રોક્ષણ વડે તેને શાન્ત કરાય આ સર્વ જુદા જુદા સમયે ભણવાના એ મંત્રોમા મન્ત્રદ્રષ્ટા જાતવેદસ્* એવા અગ્નિને પ્રાર્થે છે કે તું આ મૃત જનના અવ-

*"વેદો તારે માટે ઉત્પન્ન થયા ('જાતા') તેથી તું જાતવેદ છે."—પૌ. ક. કોશ, પૃ. ૨૦૩.

ચવોનાં પંચમહાભૂતને યથાસ્થાન પહોંચાડજે, તેના જીવાત્માને પિતૃલોકમાં દોરી જજે અને જે ભૂમિ પર તેના દેહનુ દહન થયું છે તેની પર વિવિધ-શાખાવંત દૂર્વા ઉગાડજે.

૭

૧૮. આ વાક્ય 'ઋ. કલ્ચર'માંથી (પૃ. ૪૮૫મું) લીધું છે.

૧૯. ઋત્વિજોના એ ઉપવર્ગ ચાર હતા: હોતા, અધ્વર્યું, ઉદ્ગાતા તથા બ્રહ્મા. (૧) ઋગ્વેદમંત્રોના યથાતથ ઉદ્ઘોષ વડે દેવોનુ આવાહન કરી જાણે તે હોતા; (૨) જે એવા જ યજુર્વેદના ઉચ્ચારણમાં પ્રવીણ હોય, જેને યજ્ઞ માટે હવ્ય યોગ્ય રીતે તૈયાર કરતાં આવડતું હોય તથા જેનું કર્તવ્ય યજ્ઞમાં આહુતિ આપવાનું, તે અધ્વર્યુ; (૩) સામવેદના સમુચિત મંત્રગાનનો વદ્-વિદ તે ઉદ્ગાતા; અને, (૪) બ્રહ્મા એટલે એ ત્રણે પ્રકારોનો અધ્યક્ષ મુખ્ય ઋત્વિજ. બ્રહ્મા વેદત્રયનો પારંગત હોય એટલે હોતાદિના કાર્ય પર દેખ-રેખ રાખવાનું ને સલાહસૂચના આપવાનુ કર્તવ્ય તેનું હતું.

૨૦. પછીના એટલે યજુર્વેદકાલમાં યજ્ઞ અંગેનો કર્મકાંડનો જે પ્રસ્તાર થયો તે એ વેદમાં, બ્રાહ્મણગ્રન્થોમાં તથા ગૃહ્યસૂત્રોમાં તેમ જ શ્રૌતસૂત્રોમાં સચવાયો છે. જન્મથી માંડી દ્વાર, દીક્ષા આદિ મરણ પર્યંતના જે જે (પ્રકરણના આ આતમા ખંડકમા જ ઉપર ગણાવાયલા) યજ્ઞો છે તેને વ્યક્તિના ગૃહજીવન સાથે સંબન્ધ હોવાથી એની ક્રિયાવિધિ વગેરે ગૃહ્યસૂત્રોમા અને બાકીનાનું શ્રૌતસૂત્રોમાં ગ્રથિત થયું. વળી ગૃહ્યસૂત્રોમા જલાશયપ્રતિષ્ઠાપન, વૃક્ષારોપણ, કૃષાગમ જેવા નાગરિક તથા સામાજિક પ્રસંગે કરવાના યજ્ઞોની સમજ પણ આપી છે; અને શ્રૌતસૂત્રોમા જેનું આકલન છે તે યજ્ઞોમા મુખ્ય અગ્નિહોત્ર, હવિયાગ, પશુ-યાગ, અગ્નિષ્ટોમ, અશ્વમેધ ને રાજસૂય છે. (આમાના ઘણાખરા વિશેની રસપ્રદ સવિસ્તર માહિતી 'ઋ. કલ્ચર'ના પૃ. ૪૯૨માંથી ૫૦૯મા સુધીમાં છે.)

# પ્રકરણ બારમું

## સમાજરચના

### ૧

ઋગ્વેદકાલીન આર્યોનો સમાજ વર્ણાશ્રમના પાયા પર રચાયો હતો. એ પ્રસિદ્ધ ઘટનાને વિશેષ વર્ણનથી પ્રસિદ્ધતર બનાવવાનું આ સ્થાન નથી, એમ કરવાની અગત્ય પણ નથી એ વાતને અંગે અહીં જે ઉમેરવું આવશ્યક લાગે છે તે એટલું જ કે વર્ણો પણ એ યુગના મોટા ભાગ દરમ્યાન તો સ્થિતિસ્થાપક હશે જ, બ્રાહ્મણ ને ક્ષત્રિય વચ્ચે તો વિશેષે કરી પછીથી થયો તેવો ભેદ ત્યારે નહિ જ હોય, એમ માનવાને સબળ કારણ છે શ્રમવિભાગ કે ધંધાને ધોરણે વર્ણભેદ કરવા માંડવાની જરૂર ત્યારના સ્મૃતિકારોને એ યુગના અંતિમ શતકોમાં –'બ્રાહ્મણોઽસ્ય મુખમાસીત્' એ પ્રખ્યાત મંત્રને* ધારતું દશમું મંડલ રચાતું હતું તેવામાં–લાગી હશે તથા અમલમાં મુકાઈ હશે એમ કહી શકાય

પરન્તુ એ સમાજના બીજા અમુક અંગો પ્રથાઓ તથા રહેણી કરણી જેવા વિષયો પરત્વે કેટલુંક અલ્પપ્રસિદ્ધ છે કે વિસ્મૃતવત્ આપણુને થઈ ગયું છે તેનો પરિચય આપવાનો પ્રયાસ વૃથા જવાનો ભય નથી એ સમાજના આર્યજનનું પત્ની, માતપિતા કે પુત્રી પ્રત્યેનું

* ઋ ૧૦-૯૦-૧૨

વલણ કેવું હતું; લગ્નભાવના તથા સ્ત્રીની પદવી કેવી હતી; ખાન-પાન ને પોશાક ને રાચરચીલું ને યુદ્ધસામગ્રી, એ સર્વ કયા પ્રકારનાં: આ વિષયો સંબન્ધી, મુખ્યત્વે એ વેદને જ આધારે, ઘણુ રસપ્રદ, કોઇ વાર વિસ્મિત કરે તેવું પણ, જ્ઞાન મળી શકે તેમ છે.

૨

'જાયેદસ્તમ્'–ગૃહિણી એ જ ગૃહ છે, એ જ સકળ સુખી ગૃહ-જીવનનું મૂળ છે. ત્રીજા મંડલમાંની ( સૂ. ૫૩, ઋચા ૪થી ) વિશ્વામિત્રની આ ભાવના બીજાં મંડલોના પણ જુદેજુદા ભાગોમાં કોઇ ને કોઇ રૂપે પ્રસ્તાર પામેલી આપણે જોઇએ છીએ. એક સ્થળે તો આર્યોના એ એક અગ્રિમ નેતા વિશ્વામિત્રે પ્રજાના સર્વોપરિ દેવને સંબોધતા, " હે ઇન્દ્ર ! તેં સોમ પીધો છે, હવે ઘર ભણી વળી જા, ત્યા તારી કલ્યાણી ભાર્યા અને સુખ છે. "* એવાં વચનો ઉચ્ચારી ગૃહ તથા ગૃહિણી ઉભયનું માહાત્મ્ય ગાયું છે. એમ આર્ય ઋષિઓની આર્ષ-દૃષ્ટિએ દેવજીવનમા જે જોયું તે માનવજીવનમા પણ મૂર્ત કરવાની તેમની ને પ્રજાની અભિલાષા હતી, એ અભિલાષા સ્વાભાવિક ક્રમે સિદ્ધ થાય એવી ત્યારની સમાજરચના પણ હતી.

એ[1] ઉત્કૃષ્ટ અનુકરણીય આર્યજીવનમા આર્યાઓ[2] સ્વરૂપવતી હતી ને વસ્ત્રાલંકારે વિભૂષિત રહેતી; તે પત્ની તરીકે પ્રેમાળ, સ્વેચ્છાએ આજ્ઞાંકિત અને પતિપરાયણ[3] હતી; માતા તરીકે તે બાલપ્રિય હતી અને તેના નીરોગી તેજસ્વી ક્રીડારત બાળકોને તે પણ ઘણી પ્રિય હતી. એ બાળકો હિરણ્યાલંકારમંડિત કર્ણવાળા અને ગળે મણિહાર ધારનારા હતાં એવો એક ઉલ્લેખ+ તત્કાલીન આર્ય પિતાની સમૃદ્ધિનો સ્પષ્ટ સૂચક છે. તેઓ પિતાનુ ઉત્તરીય પકડીપકડી પોતાની અનેકવિધ

---

* ઋ. ૩-૫૩ ૬. + ઋ. ૧-૧૨૨ ૧૪.

નાનીમોટી માગણી રજૂ કરતાં હશે એમ પણ એક ઉપમા પરથી+ નિઃસંદેહ કહી શકાય છે અને, સોમરસ માટે એ રોપનાં પાંદડાં જે પથ્થરથી લસોટાતા હતાં ને પથ્થર "માતાને મારનારાં અને રમનારાં બાળકોની જેવો અવાજ કરે છે"* — આના જેવાં વચનો જેમ એ યુગની એક મુખ્ય પ્રવૃત્તિનું નાનું શું ચિત્ર દોરે છે તેમ મનુષ્યસ્વભાવને બાલસ્વભાવ કેટલો ત્રિકાલાબાધિત છે એ પણ નથી દર્શાવી દેતા?

પત્નીસહવર્તમાન પતિ બાળકો તથા ધનસંપત્તિનાં સુખ પામતો હોય ત્યા કુટુંબજીવન[४] નિર્મળ અને ઉદાત્તભાવી હોય, કુટુંબભાવનાનું પાવિત્ર્ય અખંડ રહેતું હોય એમાં આશ્ચર્ય નથી. કેવા પતિપત્ની એ પ્રકારનું કુટુંબસુખ માણવાના અધિકારી છે, તે એમની દેવોપાસના, સાત્ત્વિકતા તથા કર્તવ્યનિષ્ઠતાનો ઉચ્ચગ્રાહ રજૂ કરતી દંપતીપ્રશંસાની પાંચ વિશદભાવી વિશદવાણી ઋચાઓમા મનુ વૈવસ્વત નિરૂપે છે (ઋ ૮–૩૧–૫ થી ૯).

અહો દેવો! જે સમાન વિચારના પતિપત્ની સોમરસ તૈયાર કરે છે અને એને હમેશા દૂધમા એકરસ કરે છે તેમને પુષ્કળ અન્ન મળે છે, તેઓ યથાયોગ્ય યજ્ઞકર્મ કરે છે અને તેમને કદી પણ અન્નની તાણ પડતી નથી. એ પતિપત્ની દેવકાર્યમા ચોરી કરતા નથી, વ્રતભંગ કરતા નથી, પોતાની સદ્બુદ્ધિને ગૂંગળાવી તમારી સ્તુતિ કરવામા આળસુ બનતા નથી અને સ્વાદિષ્ટ અન્ન વડે દેવયજન કરે છે. બાળગોપાળે વીંટળાયલા ને સંપત્તિમાન એવા તેઓ જગતમા સો વર્ષનું આયુષ્ય ભોગવે છે વળી યજ્ઞપ્રિય, હવિ હોમનાર તથા દ્રવ્યદાન કરનાર પતિપત્ની વંશવૃદ્ધિ–અર્થે સંયોગ કરતા હોય છે અને દેવોનું યજન કરે છે.

૩

નિપુત્રિકતા તો વૈદિક આર્યને ખપતી જ નહિ. પુત્રાદિક વિનાના ઘરમા રહેવાનો પ્રસંગ અમને આવશો મા, બાળકોથી ભરીભરી કુટુંબ-

+ ઋ. ૩—૫૩–૨. * ઋ. ૧૦–૯૪–૧૪.

વાડી જેમાં હોય તે ઘરમાં રહેતા ગૃહસ્થીને જ તું હિતપ્રદ દેવ છે, તેવા ગૃહસ્થીના યજ્ઞમાં જ તું જાય છે, અમે તારા સ્તોતાઓ પૂર્ણાયુષી પરાક્રમી પુત્રોયુક્ત થઈએ એવું કર, હે બલવાન સહસ્રપુત્ર અગ્નિ! ...આવા ભાવાર્થની પ્રાર્થના સાતમા મંડલના દ્રષ્ટા વસિષ્ઠે તેના પહેલા જ સૂક્તમાં કરી છે. એ ઉત્કટ પુત્રેષણા ઇહલોકની દૃષ્ટિએ એટલા માટે રખાતી કે વ્યક્તિનો પ્રજાતન્તુ અવ્યવચ્છિન્ન રહે અને પરલોકની દૃષ્ટિએ એટલા માટે કે વ્યક્તિનો જીવાત્મા પુત્રે શ્રદ્ધાપૂર્વક આપેલા પિંડે કરીને સદ્‌ગતિને પામે.[૫]

માણુસ પુત્ર ઇચ્છે તે કુળદીપક જ ઇચ્છે તેથી પ્રાચીન આર્ય માતપિતાની પ્રાર્થના એવા પુત્ર માટે હતી જે ગંભીર, જ્ઞાની, સત્ય-પ્રિય હોય; દેવોમાં મન જોડનાર હોય: બલશાલી હોય, તારક નીવડે, યથાપ્રસંગ ઉગ્ર પણ બને; યુદ્ધનિપુણ હોય અને શત્રુનો પરાભવ કરી તેનાં નગરોને ઉધ્વસ્ત કરવા શક્તિમંત હોય; દ્રવ્ય આણનાર હોય; માતપિતાની આજ્ઞા પાળનાર ને કામના પૂરનાર હોય, તેમને સર્વથા આનન્દ આપનાર હોય.[૬]

દુહિતર્ એટલે દહોનારી અને દુહિતર્ એટલે દીકરી. આમ શા માટે? એટલા માટે કે આર્ય પ્રજા હજી જ્યારે કૃષિક તથા પશુપાલનું જીવન જીવતી હતી ત્યારે કુટુંબની સૌથી મોટી દીકરીની ફરજ સવાર-મા વહેલી ગાયો દહોવાની હતી. એ પરથી એ કર્તવ્યનો વાચક શબ્દ એને જ માટે વપરાવા લાગ્યો.

જગતના લગભગ હરેકોઈ દેશકાલમાં તેમ જૂના આર્યાવર્તમાં પણ પુત્રી એ માતપિતાની સતત ચિન્તાનું કારણ હતી. તેને પરણાવવાની; તેને માટે ચારિત્રવાન અને બુદ્ધિશાળી પતિ મેળવવાનો; એ ઠીકઠીક કે ઘણો પૈસાપાત્ર પણ હોવો જોઈએ. એવો સુપાત્ર સૌભાગ્યનાથ એને મળશે, એને સર્વથા સુખી કરે તેવો? આવા પ્રશ્નોના મૂળમાં

રહેલી અનેકવિધ ફિકર-ચિન્તા જેને માટે દિવસરાત રાખવી પડતી હોય તેવા આર્ય-આર્યાઓ અન્યથા ઘણા માનવતાયુક્ત હોય છતા પુત્રી જન્મે ત્યારે આનદે નહિ એ સમજાય તેવુ છે તેથી જ, અથર્વવેદના કાળમા જે હોઠે આવ્યુ તે આ કાળમા પણ હૈયે તો હતું જ " હે દેવો ! પુત્રીજન્મ બીજે ભલે થાઓ અમને તો પુત્ર જ આપજો ' +

એ પ્રાર્થના સકારણ ગણાય કેમ કે પુત્ર વશ કાયમ રાખે અને કમાઇ ખવરાવે એવી વાછના માતપિતાની હતી, અને એ બહુ ન્યાય્ય નહિ છતા સ્વાભાવિક હતી કેમ કે સારો કે સાધારણ પણ વર જ ન મળે પોતાની પુત્રીને એ તો મોટી આપત્તિ, વળી, એને પરણાવતા મોટી પહેરામણી પહેરાવવી પડે, એનો પતિ ગરીબ હોય કે થઇ જાય તો એને પોષવી પડે, એ પતિનુ મૃત્યુ થાય તો પણ એવી જ જવાબદારી કદાચ માથે આવી પડે, જન્મારો આખો એને કુવારી જ રાખવી પડે તો એના ચારિત્રસરક્ષણની વળી વધુ મોટી જવાબદારી ઉઠાવવાની થાય આ સઘળી સભવિત વિડબનાઓ પણ અવગણનાપાત્ર તો કેમ જ કહેવાય ? ..

એટલું તો સ્પષ્ટ છે કે એ પ્રશ્નથી સૂચવાતી વિડબના વ્યાપક નહિ હોય-ઘણીખરી આર્ય પુત્રીઓ સમર્થ અને સુમતિમાન આર્ય *ગૃહિણીઓ તથા માતાઓ નીવડી જ હશે – તેથી પ્રશ્નો તથા તેના અતર્ગત* અવસ્થાનો સામેના બહુવિધ ક્ષણો મુખ્યત્વે સાવચેતીરૂપ હશે વધુમા, એમ પણ લાગે છે કે માતપિતાના સર્વ પ્રયત્નો પુત્રીને પરણાવવા નિષ્ફળ નીવડ્યા હોય ત્યારે તેની આર્થિક સ્થિતિનો વિચાર કરવાની ફરજ પણ તત્કાલીન ધર્મશાસ્ત્રે આર્ય પિતાને માથે નાખી જ હતી આ વિધાન માટેનો પુરાવો આપણને બીજા મડલની એક ઋચામાક મળે છ તથા ઋષિ ગૃત્સમદ ઇન્દ્ર પાસે ધન માગતા તેને પ્રાર્થે છે ' માતપિતાન

+ અથર્વવેદ ૬-૧૧-૩ * ૨૮ ૧૭, ૠ ૭

ત્યા અપરિણીત રહેલી પુત્રી પિતાને ઘેર રહી પોતાનો ભાગ માગે તેમ હું તારી પાસે ધન માગું છું ''

૪

પુત્રી એમ ચિન્તાવિષય ખરી, પણ કદી ઉપેક્ષાવિષય નહોતી. તેને પ્રત્યેક આર્ય ગૃહમાં માતપિતા તથા ભાઈઓના સ્નેહભાજન–તેમાં ય માતાના તો સૌથી વિશેષ–તરીકે ઊંચું સ્થાન હતુ; અને તેમાંની કેટલીકનો અધિકાર તો, એની સ્વભાવગત તેમ જ સંસ્કારદત્ત પાત્રતાને કારણે, મંત્રદ્રષ્ટા કે ઋત્વિજ કે સૈનિક બનવા પણ સ્વીકારાતો હતો. આ સુસ્થિતિને પરિણામે એ સમાજમા જેમ મંત્રદ્રષ્ટાઓ ઘોષા તથા વિશ્વવારાનો તેમ વીરાંગનાઓ વિશ્પલા તથા મુદ્ગલાનિનો પ્રાદુર્ભાવ ને શક્તિવિકાસ શક્ય હતો; તેમની સિદ્ધિઓ પણ એટલી ગુણગરવી ને માનાર્હ હતી કે એ વિવિધ ઋગ્વેદમંડલોમા સ્થાયી સ્થાનને પાત્ર બનાઈ છે.

સ્ત્રીનુ સ્થાન જે સમાજમા આ રીતે ઊંચું હોય તેમા બાળલગ્ન થતા ન હોય, કુમારિકા 'પર્યાપ્તયૌવના' બને ત્યારે જ તેને પરણાવાતી હોય અને આજીવન કૌમારવ્રતની* પણ–ભલે વિરલ એવી અપવાદરૂપ સ્ત્રીને માટે–છૂટ હોય એ સમજાય તેવું છે. કન્યાના લગ્ન સામાન્યત, તે 'પિતૃષદં વ્યક્તામ્' ( પિતાને ત્યા જ યુવાનીમાં આવેલી ) બને ત્યારે જ થતા, ઉદાહરણાર્થ, સૂર્યાને તેના પિતા સવિતાએ તે જ્યારે 'પતિં શંસન્તીમ્' ( પતિની ઇચ્છા કરતી ) થઇ ત્યારે જ સોમની સાથે પરણાવી હતી અને હમેશ નહિ તો કેટલીક વાર સ્ત્રીને ઇચ્છાવર વરવાનુ સ્વાતન્ત્ર્ય હતુ એ વિષે પણ સદેહ નથી:

જે સ્ત્રી કલ્યાણકારી અને સ્વરૂપવતી છે તે તો પોતે થઈને જ, 'હું તમારી મિત્ર અને પત્ની થાઉં' એવી માગણી કરે છે. †

---

* ઋ ૨-૧૭-૭ † ઋ ૧૦-૨૭-૧૨

એવા દાખલા થોડા ને અપવાદરૂપ હશે એમ કહેવાય. સામાન્યતયા વરકન્યા બંને પક્ષના વડીલ વર્ગની સંમતિથી, કોઇ વાર લગ્ન ગોઠવનાર મધ્યસ્થ કે બીજો મિત્ર પણ હોય તેવી રીતે, પરંતુ; કોઇ વાર, પુરુમિત્રસુતાનું વિમદે કરેલું તેમ, કન્યાહરણ પણ થતું–રાક્ષસવિવાહ તરીકે ઓળખાય છે તે; અને અપૂર્વ ને મહાતપસ્વી ઋષિ સાથેનાં લગ્ન આર્ષ કહેવાતા.

લગ્નસમારંભ શોભાપૂર્વક અને ધામધૂમથી થતા. લગ્નની ક્રિયા બધી મળીને ચાર દિવસ પહોંચતી,[૧૦] પણ મુખ્ય ક્રિયા તો વર કન્યાને એક શિલા પર ઊભી રાખી, તેનો હસ્ત ગ્રહી અગ્નિપ્રદક્ષિણા કરતાં કરતાં જે શબ્દો ઉચ્ચારતો તેમા રહેલી હતી :

હે વધૂ ! હુ અક્ષયને સારુ તારું પાણિગ્રહણ કરું છું હું જે પતિ, તેની સાથે તું વૃદ્ધ થતા સુધી રહે તેમ હો. ભગ અર્યમા સવિતા અને ઉષા એ દેવતાઓએ, મને ગૃહસ્થપણું પ્રાપ્ત થાય એટલા માટે, તને મારે સ્વાધીન કરી છે.[૧૧]

બીજા મંત્રોમાં પત્ની થએલી નવવધૂએ જીવનપર્યંત પતિનો હૃદયપૂર્વક સહધર્મચાર કરવાની તથા સાસરામા બજાવવાના કર્તવ્ય વિશેની આજ્ઞા છે. પત્ની એ રીતે ઘણુંખરું સાસરે જ રહેતી ને પ્રસંગોપાત્ત પિયર જતી.[૧૨]

૫

અનાદિકાળથી જ સપ્તસિન્ધુ એ આર્યોની માતૃભૂમિ હોવાથી, દેશઆખો કા તો સમુદ્રોથી ને નહિ તો પર્વતોથી ઘેરાયલો હોવાથી, તેમની શિલ્પસ્થાપત્ય જેવી કલાઓ તેમ કલાત્મક હાથકારીગરીના ઉદ્યોગો એ ભૂમિના સ્વયંભૂ હતા, ઊંચી કોટિના હતા તથા એ પ્રજાને સ્વયંપર્યાપ્ત કરવામાં તેમ જ રાખવામા સહાયરૂપ થતા હતા.

યુયુત્સુ, યુદ્ધમાન પ્રજાને છાજે તેમ એ પુરાતન આર્ય સ્થાપત્યનો

ાથી વધારે વિકાસ તેના દુર્ગોમાં ને રાજમહેલોમાં થયો હતો. હવિ નાર દિવોદાસને પક્ષે રહેલા ઇન્દ્રે દિવોદાસશત્રુ શંબરનાં એકસો પથ્થરબંધ નગરો ભાંગ્યાં હતાં એવા, કે પુરુના પક્ષકાર વૈશ્વાનર અગ્નિએ ના શત્રુનાં નગરો બાળ્યાં હતાં એવા, ઉલ્લેખો પરથી સમજાય છે કે કે દુર્ગો, મહેલો ને ઘરો પથ્થરનાં અને લાકડાનાં બનાવાતાં હતાં. દ્રોહ નહિ કરનાર' ને 'ક્રોધ નહિ કરનાર' દેવો મિત્રાવરુણ 'સહસ્ર-થૂન' એટલે હજાર સ્તંભોવાળા તેમ જ અઢળક સંપત્તિવાળા પ્રાસાદ ના રહેનાર તરીકે વર્ણવાયા છે.*

'ગૃહ' અથવા 'દમ' એ છૂટા નાનાં ઘરો માટેના, તથા 'હર્મ્ય' કૌટુંબિક વસાહત જેવા એક જ ચોગાનમાંનાં ઘરોના જૂથ માટેનો વૈદિક શબ્દ છે. ગાયો ઘેટાં વગેરે માટેનું 'ગોષ્ઠ' પણ એ ચોગાનમાં જ રખાતું. એ ઘરોનાં જે વર્ણન વધુઓછે અંશે અથર્વવેદમાં સચવાયાં છે તે પરથી કહી શકાએ કે વિશાળતા ને સુન્દરતા, સુઘડતા, સોઇસગવડ ને મજબૂતીની દૃષ્ટિએ તેમ જ એ દેશકાળ ધ્યાનમા લેતાં, એ આર્ય નિવાસસ્થાનો બધી રીતે સારા સ્થાપત્યકામના નમૂના હતા. શિલ્પનો પણ છેક અભાવ નહોતો. ઘરની આગળપાછળ ઓસરી પરના 'નવા સ્તંભ પરની નાનીનાની નગ્ન પૂતળીઓની જેમ તારા (ઇન્દ્રના) અશ્વો માર્ગ પર શોભે છે' એવી વામદેવ ઋષિની ઋચા+ સૂચવે છે કે શિલ્પકલા એ સમયે આર્ય બુદ્ધિમાં ઊઘડવા લાગી હતી.

વાસ્તોષ્પતિ ગૃહનો અધિષ્ઠાતા અને પાલક દેવ ગણાતો. સપ્તમ મંડલકાર બ્રહ્મર્ષિ વસિષ્ઠે જે બે સૂક્તોમાં÷ તેની સ્તુતિ કરી છે તેમાં વાસ્તોષ્પતિને વિનવ્યો છે કે પિતા પુત્રનું રક્ષણ કરે તેમ તે ગૃહવાસી-

---

* ઋ. ૨-૪૧-૫ ને ૫-૬૨-૬. + ઋ. ૪-૩૨-૨૩.

÷ ૫૪-૫૫. ૫૫ાવનમાની પહેલી સિવાયની ઋચાઓ ઘરમાં સૂતેલાંને વિક્ષેપ ન થાય ને તેઓ રક્ષાય વગેરે વિષયની છે.

એનુ કરે, તે પોતાની સુખકર રમણીય અને ન્તુલ સંપત્તિથી યાજકોને સમૃદ્ધ કરે, તેમનો રોગનાશક તથા મિત્રરૂપ બને.

૬

'ગોધૂમ' શબ્દ આખા ય ઋગ્વેદમા ક્યાં ય આવતો નથી એટલે ઘઉંના વાવેતર એ સમય પછી ગોઠા થવા માગ્યા હશે,પણ 'યવ'ને 'ધાન્ય'(=ચોખા) એ ત્યારના અનાજના મુખ્ય બે પ્રકાર હતા એમ ઘણા ઉલ્લેખોથી સમજાય છે એ બનેની વાનીઓનાં નામ જુદેજુદે ગ્થળે 'અપૂપ' 'ક્ષીરૌદન' વગેરે મળે છે. રાધ્યુ ધાન 'પક્ત' કે 'પચત' એવે નામે ઓળખાતુ એ કૃષિપ્રધાન પ્રજાના ખોરાકમા ક્ષીર, દધિ, 'મન્થા' (છાશ) અને ઘૃતની ઘણી છૂટ હોય એ તો ઉઘાડું છે, ઉપરાત, ગાય બળદ ઉત્તર-ઋગ્વેદ-કાલમાં 'અઘ્ન્યા' ને 'અઘ્ન્ય' ગણાતા થયા ત્યા સુધી ઘેટા-બકરાના માસ ઉપરાત ગોમાસ પણ ખોરાક તેમ જ યજ્ઞમા વપરાતું એમ માનવુ પડે છે.[૧૫]

'શર્કરા' અને 'લવણ' એ શબ્દો એ આખા વેદમા નથી. 'ઇક્ષુ' (શેરડી) વપરાતી તેમાથી ગોળ બનાવતા હશે. 'મધુ'ના તો ઓછામા ઓછા પાચ-સાત ઉલ્લેખ છે. ફળોમા, નામથી ઉલ્લેખ માત્ર વડના ટેટાનો છે. જુદીજુદી 'ઓષધી' (રોપા) હવામા તેમ જ યથા-કાળ ખોરાકીમા વપરાતી.[૧૬]

અજ એટલે બકરુ અને અજિન એટલે તેનું ચામડુ. એ પ્રાગ્વૈદિક, પશુપાલક દશાના આર્યોનો મુખ્ય પોશાક હતો. વૈદિક કાળમા પણ ઠીકઠીક વખત સુધી તેઓ 'અજિન-વાસિન' હતા કુશના ઘાસ-માથી બનાવેલા કપડા-જેમ વલ્કલ પણ-તેમણે પોતાની જુદીજુદી સંસ્કૃતિદશાઓમાં વાપર્યાં હતા. સંસ્કૃતિ આગળ વધી તેમ એમના હિમાળા જેવી ઋતુવાળા દેશમા ચર્મને સ્થાને 'ઊર્ણ' (ઊન) સ્વાભાવિક રીતે જ વપરાવા લાગ્યુ. એના તેમ જ સૂતરના 'નીવિ' કે 'કૌપીન'

'અવિવાસ' અને 'અદક' અથવા 'દ્રાપી' નામે વસ્ત્રો શરીરના જુદાજુદા ભાગો ઢાંકવા હાલના ધોતિયાં, ચણિયા વગેરેને બદલે કે મોટા ઝભ્ભા તરીકે અથવા ઉત્તરીય તરીકે ઉપયોગમાં લેવાતાં. સ્ત્રીઓ શોભાયમાન શિરોવેષ્ટન—એ પણ અતિઠંડીથી રક્ષાવા-પહેરતી હોવા સંભવ છે.

અલંકારોમાં 'નિષ્ક', 'સ્રજ્' અને 'રુક્મ' કંઠાભરણ હતાં અને કાનનું તે 'કર્ણશોભન' કહેવાતું. મોતી અને મણિનો પણ પ્રચાર હતો.

મૃગયાનો ચાલ હતો—તેના આનંદ માટે તેમ જ ખોરાકીના સાધન લેખે મદદરૂપ થતા. સિંહ, ભૂંડ અને ભેંસ જંગલમાંથી યુક્તિથી કે મારીને પકડાતાં તેમ 'જાલ' કે 'પાશ' કે 'નિધા' વડે પક્ષી પણ પકડાતાં. ચપળ તથા બળવાન ઘોડા લડાઇમાં તેમ સામાન્ય ઘોડેસવારી તથા સરત દોડાવવામાં પણ વપરાતા. ઇન્દ્ર આદિત્ય ને મરુતોને પ્રાર્થનાઓ થતી કે તમે વેગવન્ત ને સોહામણા અશ્વો પર આરૂઢ થઇને આવો.

દ્યૂત એ આર્યોની પ્રિય રમત હતી અને તેનો રમનાર 'સેનાની મહતો ગણસ્ય' (મોટા જૂથનો નેતા) કહેવાતો. એ રમતમાં ખુવાર થએલાની કરેલી અક્ષનિન્દા પણ દસમા મંડલમાં (સૂ. ૩૪મું) છે. એમાં કોઇક વાર પત્ની પણ હોડમાં મુકાતી-પછીના યુગમાં સતી દ્રૌપદી મુકાઇ તેમ.

નૃત્યકલાનો આનંદ નરનારીઓ જુદેજુદા પણ લેતાં. સંગીત ઠીકઠીક આગળ વધ્યું તથા પોષાયું હતું. વીણા, વેણુ વગેરે વાદ્ય વગાડાતા. ગાથાઓ પણ ગવાતી.

'સમન' એટલે મેળા ઉત્સવો જેવે ટાંકણે ભરાતા. તેમાં આઓ આનંદતી, કવિઓ ગિરદાવાલા, ધનુર્ધારીઓ બક્ષીસો મેળવતા અને ઘોડદોડની સરતો પણ થતી. સમન માત્ર મોડી રાત નહિ, વળતા દિનના

મળસ્કા સુધી પણ પહોચતા—ઠેરઠેર તાપણાનો અગ્નિ પેટાવ્યો હોય તે આખા મેળામાં ફરી વળે ત્યારે જ લોકો વિખેરાતા

## ટિપ્પણો ( પ્ર. ૧૨ )

૧ અહીથી શરૂ થતુ સમાજરચનાવર્ણન લખવામા, જરૂર પ્રમાણે, જુદેજુદા મડલોમાના ભાવો વિચારો તેમ જ શબ્દોનો પ્રત્યક્ષપરોક્ષ ઉપયોગ છૂટથી કરો છે

૨. એ આર્યાઓ વનવાસિની તેથી તેમને હરફરની છૂટ હશે જ એમ પણ કહી શકાય સ્ત્રીઓ પર્વત પર ફૂલ વીણવા ચઢતી એમ પણ આગિરસ સવ્યના એક ઇન્દ્રસૂક્તમાની (ઋ ૧–૫૬–૨) ઉપમા પરથી સમજાય છે

૩ પતિ પત્નીપરાયણ પણ હતો અગ્નિનો ઉપાસક 'પતિપ્રિય એવી સ્ત્રીની જેમ સુરક્ષિત' (ઋ ૧–૭૩–૩) છે જેવી સરખામણી બતાવે છે કે પતિ પત્નીને ચહાતો ને રક્ષતો બીજા મડલમા (સૂ ૧૬, ઋ ૮) ઋષિ ગૃત્સમદ ઈચ્છે છે કે 'વીર પુરુષ પત્નીને ભેટે છે' તેમ શતક્રતુ ઈન્દ્ર તેના યાજકોને ભેટે, સુન્દર સ્તવનથી પ્રસન્ન થઈને, આમા પણ પતિપત્નીનો મધુર સબન્ધ વ્યક્ત થાય છે આઠમા મડલમા પણ પ્રેમીઓની રીતભાતના સુજાણ ઋષિઓ મેધાતિથિ તથા શ્યાવાશ્વ આત્રેય, ઇન્દ્ર તથા અશ્વિનોને સ્તવતા તરુણ પત્ની પાસે વસરસારમાર્યે* જતા વૃદ્ધ પતિનુ ( સૂ ૨, ઋ ૧૯) અને યુવતીનુ તેડુ સ્વીકારતા યુવકનુ (સૂ ૩૫, ઋ ૫) ઉપમાન લે છે આ બને દાખલા પણ—જો કે જુદી રીતે—ત્યારના સ્ત્રીપુરુષસબન્ધના દ્યોતક છે.

૪ કુટુબજીવન વિશે બે વધુ વિગતો (૧) એ જીવનના સુખનો નાશ કરત જુગારની નિન્દા ઋ ૧૦–૩૪–૧૧ મા છે, અને, (૨) 'વૈદિક ઇંડેક્સ—

* આ શબ્દ સૂચવે છે કે એ પતિ નીરોગી ને તેજસ્વી હશે, કે, હાલના નિન્દાસ્પદ વૃદ્ધલગ્ન જેવો આ દાખલો નથી કે, વૃદ્ધ લેડ઼ે રેડિગ યુવતીને પરણેલા તેવો છે આ દાખલો—નહિ કે નથ્થુકાકા ચદાને પરણવાના હત તેવો

છે કે પતિત સ્ત્રીનો આવો તિરસ્કાર થતો તે એટલા માટે કે સ્ત્રીવર્ગની ચારિત્રશુદ્ધિ માટે એ આર્ય સમાજમા અસાધારણ કાળજી રખાતી

૮ (૧) કક્ષીવાનની પુત્રી રાજકન્યા ઘોષાને, તે મોટી ઉમર સુધી અવિવાહિત રહેલ તેથી, અશ્વિનોએ પતિ પ્રાપ્ત કરાવ્યો હતો ને તેથી તેણે એ દેવોના અનેક પરાક્રમો સભારતાસભારતા, પોતા પરના તેમના અનુગ્રહ માટે બે સ્મરણીય વિસ્તૃત સૂક્તોમાં (મ ૧૦, સૂ ૩૯ ને ૪૦) તેમની સ્તુતિ મહોત્સાહે કરી છે, (૨) અત્રિગોત્રોત્પન્ના વિશ્વવારા અગ્નિયાજક હતી ને તેણે રચેલા નાના અગ્નિસૂક્તનુ (મ ૫, સૂ ૨૮) વિશિષ્ટ લક્ષણ એટલે એ ઋત્વિજ્એ એ દેવને તેની પ્રત્યક્ષ હવિ હોમમા કરેલી એવા ભાવાર્થની પ્રાર્થના કે આર્યોમા પતિપત્નીના સબન્ધ પ્રેમયુક્ત રહે, દૃઢ રહે, (૩) ખેલ રાજની રાણી વિશ્પલાના લડાઈમા ભાગેલા પગને બદલે અશ્વિનોએ તેને 'અયસી' (લોખડનો) પગ કરી આપ્યાનો ઉલ્લેખ પહેલા (સૂ ૧૧૨ ને ૧૧૬-૧૮) ને દસમા (સૂ ૩૯) મડળોના મળીને પાચ સૂક્તોમા મળે છે, (૪) મુદ્‌ગલપત્ની મુદ્‌ગલાનિ (ઈતર નામ ઇન્દ્રસેના) ધાડપાડુઓની પાછળ ધસતા પતિની સારથિ બની હતી એમ મ ૧૦માના સૂ ૧૦૨મા વાચીએ છીએ. જુદે જુદી રીતે સામર્થ્યવતી એવી બીજી મહાન્ આર્યાઓ એટલે લોપામુદ્રા (મ ૧, સૂ ૧૭૯), મમતા (ઋ ૬-૧૦-૨), અપાલા (મ ૮, સૂ ૯૧), સૂર્યા (મ ૧૦, સૂ ૮૫), ઈન્દ્રાણી ને શચી (મ ૧૦ માના સૂ ૧૪૫ ને ૧૫૯), તથા સાર્પરાજ્ઞી (મ ૧૦, સૂ ૧૮૯)

૯ આ ત્રણે પદ ('ડ્રેગીસ') મ ૧૦મુ, સૂ ૮૫માને આધારે (એ પરના સાયણભાષ્ય સહિત) વપરાયા છે

૧૦ એનો સવિસ્તર વૃત્તાન્ત 'ઋ કલ્ચરના પૃ ૩૭૦-૩૮૫મા પર છે

૧૧ ઋ ૧૦-૮૫-૩૭ પતિપત્નીના દિલમા એકત્વ છે એ ભાવના ઋગ્વેદકાળમા પણ ખરી જ પછીના કાળનુ ગૃહ્યસૂત્ર એ ભાવનાના શબ્દો આમ આપે છે 'હુ તે છુ અને તુ તેણી, હું સામ છુ, તુ ઋક્; હુ સ્વર્ગ છુ અને તુ પૃથ્વી અહી આપણે સયુક્ત થઈએ અને પ્રજોત્પત્તિ કરીએ' (આ વચનો કન્યા શિલારૂઢ થયા પહેલા બોલાતા)

૧૨. એ સમાજમાની લગ્નપ્રથા તથા આનુષગિક વિષયોને લગતી

થોડી વધુ માહિતી આ પ્રમાણે (૧) ક્ષત્રિયો તથા નીચલા સમાજ પરો સિવાયનો–એટલે પ્રજાની સરકારિતાનું સારું પ્રતિનિધિત્વ ધરાવતો મધ્યમ–વર્ગ એકપત્નીનો હતો. બહુપત્નીપ્રથા કેટલી અળખામણી હતી તે દસમા મંડલમાના સપત્નીનાશવિષયક ઈન્દ્રાણીરચિત ને શચીરચિત (૧૪૫મું ને ૧૫૯મું) સૂક્તો પરથી સ્પષ્ટ સમજાય છે. (૨) વિધવાપુનર્વિવાહની સ્પષ્ટ રૂપે રજા હોય તેમ લાગતું નથી, માત્ર. એવી રજા અમુક સંયોગોમા હોવાનો અર્થ એ જ મંડલમાના સૂક્તોની અમુક (સૂ ૪૦, ઋ ૨ તથા સૂ ૧૮, ઋ ૮) ઋચાઓનો કેટલાક કરે છે (૩) પતિની ચિતાએ ચઢી સતી થવાનો ચાલ અતિપ્રાચીન કાળે હશે પણ ઋગ્વેદકાલમા (ઋ ૧૦–૧૮–૮) તો એ ચિતા પર નવવિધવાને સુવાડી, પાછી તુર્ત ઉઠાડી લઈ જવામા આવતી (૪) સગોત્ર લગ્નની મનાઈ હતી જ, પણ વર્ણની બહાર તો ઋષિ રાજકન્યા ને રાજા ઋષિકન્યા પરણી શકતા (૫) વેશ્યાપ્રથા એ સમયને અજાણી નહોતી અને મોટી વયની કુમારિકા કૌમારવ્રત પૂરી સમજથી બને કે પરિણીતા પતિને બેવફા નીવડે એવા બનાવો બનતા એવું કોઈ વાર બનતું હશે તેથી જ સ્ત્રીનિન્દાના કોઈ કોઈ વચન ક્યાંક જોવામા આવે છે સ્ત્રીના મનને તાબામા રાખવું કઠણ છે ને તેની બુદ્ધિ હલકી છે એવું મેધાતિથિ કાણ્વે કહ્યું છે (ઋ ૮–૩૩–૧૭), અને આ ઉક્તિ તો એક સ્ત્રીની જ (ઉર્વશીની) છે કે સ્ત્રૈણ સખ્ય એ સખ્ય જ નથી (ઋ ૧૦–૯૫–૧૫) એ તો અપવાદો. પણ ખરી આર્યાઓ સર્વથા અભિજાત ને ગુણવન્તી હતી તથા પુરુષો તેમની ભારે માનથી જોતા ને વર્તતા એ વાત નિ:સંદેહ છે

૧૬ ખાનપાનનો વિષય સમેટતા બે વાત અતિ ટૂંકાણમા ટપકાવીએ (૧) મુખ્ય પેય સોમરસ અને સુરા હતા; (૨) સર્વાધાર તથા રુચિકર એવા પિતુની (અન્નની) સ્તુતિરૂપે એક સૂક્ત જ રચાયલું (મ ૧લાનુ ૧૮૭મુ) એ પરથી કહેવાય કે ત્યારે પણ અન્નને દેવતાપદ મળી ચૂક્યુ હતુ—દેવયાજક ને અધ્યાત્મલક્ષી એવી એ પ્રજા યથાયોગ્ય દેહપોષણ કરતી જ, એને ઉવેખતી નહિ.

# પ્રકરણ તેરમું

## રાજભાવના અને શાસનપદ્ધતિ

૧

પાણીમા માછલાઓ જેમ પરસ્પર બીજા દુર્બળ માછલાઓને ગળી જાય છે, તેમ જ પૂર્વકાળમા રાજા રહિત પ્રજાઓ પણ પરસ્પર યુદ્ધ કરીને નાશ પામી હતી, એવુ અમારા સાંભળવામા છે. વળી એવું પણ અમારા સાંભળવામા છે કે, એ પ્રજામાના થોડાકોએ એકઠા થઇને પોતપોતાની વચ્ચે આ પ્રમાણે નિર્ણય કર્યો હતો : જે નિષ્ઠુર બોલનારો હોય, જે ઉગ્ર શિક્ષા કરનારો હોય, જે પરસ્ત્રી સાથે ગમન કરનારો હોય, અને જે પરના ધનનું હરણ કરનારો હોય, તે પુરુષનો આપણે સદાને માટે ત્યાગ કરી દેવો. તેમ કરવાથી સામાન્ય રીતે આપણે સર્વ વર્ણોમા વિશ્વાસ બેસાડી શકીશુ. પ્રજાએ સર્વનો વિશ્વાસ બેસાડવા માટે આવો નિર્ણય કર્યો. એ પ્રમાણે કેટલોક કાળ તો નીકળી ગયો, પણ થોડે કાળે પાછી અવ્યવસ્થા થઇ, ત્યારે દુખી એવી સર્વ પ્રજા બ્રહ્માની પાસે ગઈ, અને તેમને વિનતિ કરવા લાગી કે હે ભગવન્! અમે રાજા વિનાના હોવાથી નાશ પામીએ છીએ, માટે અમને રાજા આપો.

આર્યાવર્તની પ્રજાનું સર્વસામાન્ય નૈતિક અને સામાજિક અધઃપતન થયું હતું, એ આપણે આગલા એક પ્રકરણમાં જોયું છે. વળી, મહાભારતમાંનું ઉપર ટાંકયું છે તે અવતરણ આગળ ચાલે છે તેનો જે સાર,—કે 'બ્રહ્માએ આર્યપ્રજાને શિરે મનુને રાજા કરી સ્થાપ્યો,'–તેની સાથેસાથે જ્યારે આપણે આ હકીકત ( પ્ર. ૬૬ને આધારે ) ઉમેરીએ છીએ, કે ઉક્ત પ્રજાકીય અધઃપતન પછીના પ્રબોધકાળના આરંભે જ બ્રહ્માવર્તમાં સ્થપાએલ વૈરાજવંશનો પૌરાણિક ઇતિહાસ જે સૌથી પ્રથમ રાજવંશની માહિતી આપણને આપે છે તેનો પહેલો સમર્થ રાજા[૨] પણ મનુ નામક પુરુષ જ હતો, ત્યારે આવું વિધાન નિઃસંકોચ કરી શકાય તેમ છે : આ દેશમા વિશિષ્ટ રાજભાવનાની ઉત્પત્તિ પહેલવહેલી થઈ, તે પ્રાગ્શિશુકાળના ત્રીસમા શતકની આસપાસ જ, ત્યાર પહેલાં નહિ. એ ભાવના એક વાર સ્થપાયા બાદ તેનો વિકાસ આર્યોમા કેવી રીતે થયો હતો, તેમ જ એ ભાવના પોતાની વચ્ચે ખીલવા દીધાના મીઠાકડવા ફળ એમણે કેટલા પ્રમાણમાં ચાખ્યા હતાં, રાજાને પણ કઇ શરતે રાજા થવા દેવામા આવતો, કોની આણધરી હેઠળ થવા દેવામા આવતો, પ્રજાનો તેની જોડેનો સંબંધ કેવા સિદ્ધાંતો પર રચાતો હતો—આ પ્રશ્નોને લગતી વિગતોમાં આપણે ઘડીક વાર રહીને ઊતરી શકીશું. પણ ત્યાર પહેલા તો, સંસ્કારમંડિત ઋગ્વેદકાલનાં ઘણાઘણાં વર્ષો લગી ( પ્રા ૨૩,૦૭૨થી પ્રા. ૩૦૦૦ લગી ) પ્રજામાં રાજ્યશાસનની વ્યવસ્થા શી રીતની હતી, તથા તે આટલા લાંબા સમય લગી ટકી રહી તે કયા બળને પ્રભાવે, તેનો પરિચય કરી લેવો આવશ્યક લાગે છે.

## ૨

સપ્તસિંધુપ્રદેશનો તે એક અંતરાલ યુગ હતો; જ્યારે અંત્ય-પાષાણ યુગ ઊતરીને પાષણાન્તર યુગ આરંભાતો હતો, ત્યારના શતકો તે આ અંતરાલ યુગના શતકો. એ વેળા પ્રજા શ્રમણશીલ

પારધિદશા તથા કેવળ પશુપાલક દશા પાછળ છોડીને કૃષિકારદશામાં પ્રવેશતી જતી હતી. આ સમયે તેનો વાસો અનુકૂળતાનુસાર જંગમ કે સ્થાવર ગ્રામોમાં થતો. પરંતુ એ વખતે પણ, એ બંને પ્રકારનાં ગ્રામોને ગ્રામના વ્યવસ્થિતપણાના કેન્દ્રરૂપ અમુક એક જ વ્યક્તિની અગત્ય જણાઈ હતી. એવો શૂરવીર, વિચક્ષણ અને માનપાત્ર નેતા દરેક ગ્રામ પોતાને માટે પોતાના જનસમૂહમાંથી ચૂંટતું. એ ચૂંટાયલો નેતા 'ગ્રામણી' સંજ્ઞાથી ઓળખાતો. આ ચૂંટણીથી મળતી પદવી ગ્રામણીના મરણ પર્યંત કાયમ રહેતી. એક ગ્રામણી મરે ત્યારે તેને સ્થાને તેવી જ લાયકાતવાળો ગ્રામણી નવો ચૂંટવા માટે ગામલોકોનું 'સભા' નામનું કાર્યવાહક મંડળ ગામને ચોરે અથવા સીમની એકાંત ટેકરી પર મળતું અને પોતાના ભાવિ સંચાલક તથા શાસકને શાંતિપૂર્વક પસંદ કરી સઘળી જરૂરી સત્તા તેને આપતું. આમ, તત્ત્વતઃ, પ્રાચીનતમ આર્યોની રાજ્યશાસનની ભાવના સાંપ્રત સમયનાં સારાં લોકશાસક રાજ્યોમાં છે તેને કેટલેક અંશે મળતી આવે તેવી હતી.

ગ્રામણીનાં મુખ્ય કર્તવ્ય બે હતાં : પોતાના ગામમાં આંતર-વ્યવસ્થા સાચવવી; અને, પરગામનું સૈન્ય સીમાડાની કે જમીનની તકરારને પરિણામે યા તો પશુહરણ કે સ્ત્રીહરણની વાસના-ઓથી પ્રેરાઈને ચઢી આવે, ત્યારે પોતાને પટ્ટાભિષેક કરનાર પ્રજા-સમૂહના જાનમાલના રક્ષણ ખાતર એમના વીર નેતા તરીકે રણમાં આગળ પડવું. આવે વખતે તેમ જ શાંતિકાળમાં પ્રજાજનો જાત-સેવા તથા દ્રવ્યથી ગ્રામણીને સંપૂર્ણ સાથ[૩] દેતા, એટલે તેનું કાર્ય હમેશાં સરળ અને યશોદાયક નીવડયા વિના રહેતું નહિ.[૪]

એ સ્થિતિને આદર્શરૂપ કહી શકાય. પણ પ્રાકૃત જનસ્વભાવને આદર્શો ભજવા બહુ ગમતા નથી. તેનો આત્મા ઘણી એ વાર અના-દર્શના ગર્તમાં જ, પોતાની પ્રાકૃત પદ્ધતિથી આત્મસાક્ષાત્કાર કરવાને, ઊતરવા હોંસીલો હોય છે આર્ય આત્માનો પણ કાળબળે એવો જ

અવતાર થયો. તેણે, કદાચ કોઇ તાત્કાલિક આવશ્યકતાને વશ થઇને, ગ્રામણીની પદવીને વંશપરંપરાગત બનવા દીધી. એ નવી પદ્ધતિએ પણ કેટલોક વખત તો પ્રજાની લાજ રાખી હોવા સંભવ છે પણ તેમાં આત્મભૂત જે સ્થાપિત[૫] સ્વાર્થનું તત્ત્વ, તે પ્રજાને પોતાનો પરચો બતાવ્યા વિના કેમ રહે? તેણે એ બતાવ્યો, અને સચોટપણે બતાવ્યો. પરિણામ એ આવ્યું કે દેશઆખાના ઘણાખરા ગ્રામણીઓ વિલાસી કર્તવ્યવિમુખ અને કલહપ્રિય થયા. એમણે 'શ્રેષ્ઠ' તરીકેના પોતાનાં આચરણને પ્રભાવે કરીને પ્રજાના ઇતર જનોને પણ નીતિનાશના ઢોળાવ પર ઝડપબંધ ઉતારવા માંડ્યા. એ દિવસોમાં જે સાર્વજનિક અરાજકતા અને દુર્વ્યવસ્થા દેશમાં સર્વત્ર પ્રસરી, તેણે એક નૂતન રાજભાવનાની અનિવાર્યતા ઊભી કરી. પ્રજામાં જે કોઇ થોડા શાણાઓનું શાણપણ હજી સલામત હતું તેમણે જોયું કે આ ગામેગામ અનાચારના ઉત્સવો ઊજવાય છે, એક ગામ બીજાને તારાજ કરવા ઉત્સાહિત છે, અને વંશપરંપરાવાળા બેવકૂફ ગ્રામણીઓ અંધાધૂંધી અટકાવવાની બાબતમાં પહેલા નંબરના નિર્માલ્યો ઠર્યા છે, તો પછી આપણી પુરાતન ચૂંટણીની પદ્ધતિથી જ શા માટે એ સર્વનો એક પ્રતાપી અધીશ્વર આપણે ન ચૂંટી કાઢવો? આથી, "દુઃખી એવી સર્વ પ્રજા [કે, તેના સર્વ સાચા પ્રતિનિધિઓની મંડળી] બ્રહ્માની પાસે ગઇ અને વિનંતિ કરવા લાગી કે હે ભગવન્! અમે રાજા વિનાના હોવાથી નાશ પામીએ છીએ, માટે અમને રાજા આપો" એવી વિનંતિ કાં તો ખરેખર દેવાર્થ વીર બ્રહ્માને થઈ હશે. અથવા તો, એ વિનંતિ જે નાશકારક સ્થિતિ સૂચવે છે તે નિવારવા પ્રજાનાયકોએ પોતાની મેળે જ પુનર્વિધાનના શુભ હેતુથી, વરણી યુક્ત પદ્ધતિ વડે પોતાનો સમુદ્ધારક રાજન સ્વીકાર્યો હશે અને તે રીતે, પણ ભારતમાં રાજભાવનાનો આરંભ તો એ કાળે જ થયો એમ ખુશીથી કહી શકાય.

૩

પૃથ્વી પરનો જે પહેલવહેલો રાજા, તે આમ એક પ્રજાકીય સર્જન હતું. રાજા સર્જાયો તે સ્વેચ્છાથી નહિ, પ્રજેચ્છાથી જ. તેથી એમ કહી શકાય કે એકાદ બળવાન વ્યક્તિને સત્તા જમાવવાનો અને પ્રસારવાનો, ભોગવવાનો અને કાયમ કરવાનો શોખ થઇ આવ્યો, એટલે તેણે કોઇ નિર્બળ સમષ્ટિ પાસે પોતાનું આધિપત્ય પરાણે સ્વીકારાવ્યું, એમ નહોતું બન્યું; એ તો સમષ્ટિના મનને જ એવું ભાવેલું કે અમારી તાત્કાલિક અવદશા ટાળવાનો જે એક ને ખરો ઉપાય, એવી દશામાં અમારું સાંસ્કારિક વ્યક્તિત્વ અણીશુદ્ધ રાખવાનો જે એક ને ખરો ઉપાય, તે રાજાની પ્રથા સ્થાપવાનો છે; અને તેથી યોગ્ય પુરુષને રાજા ઠરાવવામાં જ અમારું શ્રેય છે. આ સંજોગોમાં, જે માણસ રાજપદ સ્વીકારે તે બરાબર સમજી લેતો કે પોતે પ્રજાનો સ્વામી નથી એટલો સેવક છે. બેશક એટલું ખરું કે મનુએ જ કહેલું તેમ, રાજા પોતાનું પ્રજાસેવાનું કર્તવ્ય સર્વ પ્રકારે યથાવિધિ બજાવી શકે એ માટે, તે પૂરતી સત્તા માગી લેતો અને પ્રજા પોતાના જ સ્વાર્થ ખાતર તેને તે આપતી. પણ એવી સત્તાની મર્યાદા એક વાર અંકાયા પછી રાજા કદી પણ કોઇક સ્વૈરાચારીને જ શોભતી રીતે, તેનું ઉલ્લંઘન કરી નિરંકુશતાથી યથેચ્છ વર્તી શકતો નહિ— સિવાય કે, પ્રજાસમૂહ પોતે જ રાજાના આચરણ પર તકેદારી રાખવાની બાબતમાં શિથિલ કે ઉદાસીન થઇ જાય, અને બે-લગામ બનવાની બધી સરળતા તેને કરી આપે.

સમિતિમાં એકત્રિત થએલા લોકજનો કે તેમના સંમાન્ય પ્રતિનિધિઓએ એક વાર રીતસર રાજાની નિમણૂક કરી એટલે તે દેશકાળમાં, રાજાના પ્રથમ કર્તવ્યોમાનું એક તે, દુર્જનોને ધર્માનુસાર યોગ્ય દંડ દઇને, દેશના નીતિમત્તા તથા સમાજધારણને સુદૃઢ અને સુવ્યવ-

સ્થિત કરવાનું હતું. આ હેતુ સારી રીતે બર આવે માટે તે જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં નવા લાયક ગ્રામણીઓ કાં તો પ્રજા પાસે ચૂંટાવતો, નહિ તો (પ્રજા એટલી બધી પતિત હોય કે યોગ્ય પસંદગી ન કરી શકે તો) પોતે તેને નીમતો. રાજા પોતે રાજધાનીના ગ્રામણી સાથે તો સતત સંપર્કમાં રહેતો જ, પણ બીજા ગ્રામણીઓ સાથે પણ શક્ય એટલો પ્રત્યક્ષ સબંધ રાખીને એમના કામકાજ, મુશ્કેલીઓ અને વિકાસયોજનાઓ પર ધ્યાન આપતો. દરેક ગામના સ્થાનિક સૈન્યના સેનાનીની પદવી પણ ગ્રામણીને જ અપાતી.

આર્યો સ્થાયી થવા માડ્યા ત્યારથી આ નવી રાજ્યવ્યવસ્થામા એક નવી વિભૂતિનાં દર્શન પણ આપણને થાય છે. તેનું નામ રાજપુરોહિત. જૂની વ્યવસ્થામા પુરોહિતો નહોતા એમ નહિ, પણ રાજભાવના પ્રચલિત થયા પછીનો તેનો પ્રભાવ અનોખો જ છે. તેને માટે અથર્વવેદ૯ જે અત્યંત અર્થગર્ભ શબ્દ વાપરે છે–' રાજપુરોહિત એટલે રાજકૃત '–એ તેની મહત્તાનું માપ સમજવા બસ છે. આ વિભૂતિની એ આર્ય સમાજમા ઉત્પત્તિસ્થિતિ કેમ થઇ, ને રાજકાજમા પણ તેનુ બોલ્યુ જ શા કારણે પ્રમાણ ઠરતુ, એ આપણે આગળ જતા વિચારીશુ અત્યારે તો, રાજભાવના આ દેશમાં વરણીપ્રધાન મટી વંશપરપરાનુસારી થઇ તે પલટામા પુરોહિતનો હિસ્સો કેવોકેટલો હતો, એ પ્રશ્ન જ પ્રસ્તુત છે.

ઉપરની રીતે ચૂંટાયલા રાજાના રાજકુળનો દરેક કુમાર, અને મુખ્યત્વે તો યુવરાજ, રાજાના પુરોહિતના હાથ નીચે રહી પોતાનું સઘળુ શિક્ષણ પામતો. એ શિક્ષણ પુરોહિત એવી દૃષ્ટિથી વખત જતા આપવા લાગ્યો, કે જ્યારે પણ પ્રજાને નવો રાજા પસંદ કરવાનો વખત આવે, ત્યારે તેને સમસ્ત દેશમા સૌથી શ્રેષ્ઠ રાજગુણવાળા પુરુષો પોતાના શિષ્યગણમાંથી જ મળે અને આ વિષયમાં તેને રાજાનો

પોતાનો સહકાર પણ મળતો. તે એવી રીતે કે કુળની બીજી કોઈ વ્યક્તિના કરતાં સૌથી વધુ લક્ષ, પિતા ને પુરોહિત બંને, મુખ્ય રાજકુંવરો પર જ આપતા. આને પરિણામે, જો રાજા ને પુરોહિતનો વિધિ વારો થવાનો નિશ્ચય ન કરી બેઠો હોય તો તો, બહુધા લોકેચ્છા પણ તેવા સુશિક્ષિત પાટવીકુંવર કે તેના અભાવે બીજા કુંવરો પર જ ઊતરતી; અને રાજકુળના અન્ય કુલીનોની (હરીફ એવા બીજા રાજન્યોની) રાજ્ય મેળવવાની તકો ઓછી થતી જતી.[૯] (એવાઓને લાગ ફાવતો તે, બધા ય કુંવરો જો એટલા ગેરલાયક નીવડે કે પ્રજા કેમે કરતાં એમાંથી કોઈની ચૂંટણી કરે નહિ, તો અને ત્યારે જ.) આમ કરતાં કરતાં, એવી પ્રથા પડતી ગઈ કે, પેઢીઓ ને પેઢીઓ પર્યંત, યુવરાજને જ નવા રાજાને પદે અભિષેક થવા લાગ્યો; અને પછી એ પ્રથા એટલી ઊંડી પેઠી, વ્યાપક અને સબળ થઈ, કે યુવરાજ ગુણલક્ષણે રૂડો હોય કે કૂડો, પણ પ્રથાબળ પ્રજાની પાસે તેની જ વરણી કરાવતું. ખુલ્લું છે કે પ્રથાને આટલી દુર્દમ કરાવવામાં પુરોહિતનો હાથ સારા પ્રમાણમાં હોવો જોઈએ. તેણે કાં તો અમુક જમાનાઓમાં પ્રજાની સ્વરાજ્યશક્તિને મોળી પડતી જોઈ હોવાથી, કાં તો સંસ્કારરક્ષાની[૧૦] દૃષ્ટિએ, અથવા તો, કોઈક કોઈક દાખલામાં, રાજકુળ એક અને અકબંધ રહે તેમાં પુરોહિતકુળનું પણ બહુવિધ હિત સમાયેલું હોવાને લીધે—આવા કોઈ ને કોઈ કારણે, પણ તેણે ધીમે ધીમે વંશપરંપરાનુગત રાજભાવનાને ભારતવર્ષ માટે શાસ્ત્રો દ્વારા શ્રેષ્ઠ ઠરાવી; અને, રાજ્ય હોય તો એકસત્તાક હોઈ શકે, તથા તેવો રાજા ઈશ્વરાવતાર મનાવો જોઈએ, એવી ભાવનાની મેખ લોકકલ્પનામાં મજાની મારી દીધી.[૧૧]

૪

'રાજન્' શબ્દ મૂળે તો, જે કુળમાંથી રાજા ચૂંટાય તેના બધા પુરુષોને માટે વપરાતો. પછી, વરણીપ્રથા ચાલુ હતી ત્યારે જ, એવાં કુળોની સંખ્યા વધવાથી, રાજ્ય કરનાર એક વ્યક્તિને જ રાજન્

અથવા રાજા કહેવાનો ચાલ પડ્યો; અને કુળના બાકીના પામંતો, ભાયાતો ઇત્યાદિના સમૂહ માટે 'રાજન્ય'[૧૨] શબ્દ યોજવામાં આવ્યો. આ રાજન્યો પણ, તેમને ચૂંટાઇને રાજા બનવાનો સંભવ હતો ત્યાં સુધી, રાજ્યની વ્યવસ્થા અંગેનું તથા યુદ્ધવિદ્યાનું બધું જ રાજોચિત શિક્ષણ પામતા. એમની અને બીજા અધિકારી-વર્ગની સલાહ પ્રસંગાનુસાર રાજા ભરી રાજસભામાં લેતો.[૧૩] એ સભામાં બેસવાનો અધિકાર ભોગવનારમાં, રાજા તથા રાજન્યો ઉપરાંત, આઠ મુખ્ય પુરુષો હતા: રાજપુરોહિત, પાટનગરનો ગ્રામણી, સૂત કહેતાં વડો સારથિ, સેનાની, જે નાની લડાઇઓમાં સરદારી લઇને લડવા જતો, મધ્યમાશી, એટલે કે ન્યાયાધીશ અથવા લવાદ, ક્ષત્તૃ, જે શબ્દના બે અર્થ કરવામાં આવ્યા છે રાજકોઠારી, અને અંતઃ-પુરાધ્યક્ષ, સંગૃહિતૃ એટલે ખજાનચી, અને ભાગદુઘ એટલે કર ઉઘરાવનાર

એવી એ રાજમંડળમાં બેસતી, દરબારો ભરાતા અને રાજા વસતો, તે એક મોટા મહેલમાં સાતમાં તથા નવમા દસમા મંડલોમાં વરુણના સુદુર્ગિત, અનેક સ્તંભો તથા બારીબારણાંવાળા ઠાઠમાઠભર્યાં મહેલોનાં વર્ણન છે, તે તત્કાલીન રાજમહેલો પરથી કરાયેલાં હોવાનું અનુમાન થઇ શકે છે.

રાજા પ્રસંગોપાત્ત નગરમાં ફરવા નીકળે અથવા તો વારતહેવારે તેની સ્વારી ચઢે, ત્યારે પણ તેના વૈભવ અને ગૌરવનું દર્શન પ્રજાને થતું તે ભપકાદાર વસ્ત્રાભૂષણથી સજ્જ થતો, માથે શંકુ-આકારનો સુવર્ણમુકુટ ધારતો, સોનાનું કવચ ચઢાવતો અને હાથમાં તરવાર રાખતો સ્વારીમાં તો સોનારૂપા અને મોતીમાણેકના શણગારયુક્ત હાથીઓ પણ વપરાતા, તેની અબાડીમાં, આ જમાનામાં પણ દેશી રાજ્યોમાં ક્વચિત જોઇએ છીએ તેમ, રાજાની સાથે પ્રધાન કે બીજા

રાજમંત્રી બિરાજતા. આવે પ્રસંગે રાજ્યનાં હયદળ અને પાયદળ પણ સ્વારીની શોભા તથા દમામદારીમાં સારી અભિવૃદ્ધિ કરતા.

કરવેરાના વિષયમાં, ઋગ્વેદકાલીન રાજા (નહુષના[૧૪] જેવા અપવાદો બાદ કરતાં) પ્રજા સાથે એકંદરે સમજદારીથી વર્તતો એમ કહી શકાય; અને પ્રજા પણ રક્ષણની તથા અન્ય રાજસેવાઓની કિંમત કરને રૂપે ખુશીથી ભરતી. એ કરો મુખ્યત્વે જમીન, વેપારઉદ્યોગો, માલની લાવલઇજા અને રસ્તાઓને અંગે નાંખવામાં આવતા[૧૫] પણ સોના જેવી ધાતુઓનો ઉપયોગ સર્વસામાન્ય થયો નહિ હોવાથી, ઘણે ભાગે કરો ભરવામાં આવતા તે ધાન્ય, ગાયો, ઘોડા અને બીજાં ઢોરોરૂપી સાધન દ્વારા જ. આથી રાજાના દરબારમાં હમેશાં પશુધનની અને ધાન્યની ભરતી સારા પ્રમાણમાં રહેતી.

યુદ્ધકાળમાં રાજા સ્વાભાવિક રીતે જ વિશેષ કરો નાંખતો. એ સમયે તે જરૂર પડ્યે, પાછળથી વીરેન્દ્રયુગમા બનતું તેમ, પ્રજા પાસેથી નાણાં ઉછીનાં પણ લેતો હોય. એવી ધીરધાર પ્રજા સામાન્યતઃ રાજીખુશીથી કરતી; કોઇ વાર કોઇક હઠીલા વૈશ્ય પર આ બાબતમાં દબાણ થતું ને લાલચો પણ અપાતી; ને એટલાથી ન માને તેની પર, પહેલા અને સાતમા મંડલમાં નોંધાયા પ્રમાણે, કેટલોક જુલમ થતો હોવાનો પણ સંભવ છે પરંતુ આ છેલ્લી સ્થિતિ જવલ્લે જ અનુભવાતી. આ વિષયનો સામાન્ય નિયમ તો શાંતિપર્વના ૮૮ મા અધ્યાયમાં ઉપદેશ[૧૬] અપાયા પ્રમાણેનો—કુમાશથી અને ચતુરાઇથી કામ લેવાનો—ઋગ્વેદના કાલમાં પણ હશે, એમ માનવું ખોટું નથી.

પ્રજાને રાજા સાથે કોઇ અતિશય ગંભીર અને મહત્ત્વના પ્રશ્ન પરત્વે તકરાર ઊભી થાય, અને ગમે તેટલાં વિનવણાં કે ચેતવણીઓ છતાં રાજા તેમાં કશી દાદ દેવાની ના ને ના જ ભણે, ત્યારે તેને કર ભરવાની પણ ના પાડવાનો હક એ સમયની પ્રજાને હતો કે નહોતો ?

આ સવાલનો, 'હતો' એવો ઉત્તર ડૉ દાસ દસમા મંડલના ૧૭૩મા સૂક્તની[17] છેલ્લી ઋચાને આધારે આપે છે તેમના મત પ્રમાણે એ ઋચા ગર્ભિતપણે એવું સૂચન કરે છે કે જુલમી રાજા સામે કાયદાનો સવિનય ભંગ કરી, ફરિયાદ સંતોષકારક રીતે દૂર ન થાય ત્યાં લગી, કર ભરવાની ના પાડવાની તથા એ રીતે સત્યાગ્રહ કરવાની છૂટ લોકોને વેદકાલીન સમાજમાં પણ હતી ઋચાનો આ અર્થ સ્વીકારીએ તો અહિંસાત્મક અસહકારનું જે અંતિમ સાધન, દલિત પ્રજાનું એકમાત્ર સાચું અને શ્રેષ્ઠ ઐહિક મોક્ષસાધન, તે આર્ય સંસ્કૃતિના પ્રાચીનતમ વારસાઓમાંનો એક છે એમ કહેવું પડે.

૫

પુરોહિતવર્ગ એ પુરાતન આર્ય જીવનમાં ઘણા ઘણા માન અને સત્તાધારણનું સુયોગ્ય પાત્ર શા માટે ગણાતો હશે? મોટા મહીપતિઓ પણ જાણે તેને જ હૃદયમન સમર્પણ કરીને જીવન જીવવાનું કયા વિશિષ્ટ કારણોએ સ્વીકારતા હશે?

એ પ્રજામાં સંસ્કારિતાનો અરુણોદય થયો ત્યારથી જ, ઉત્તરકાલીન વર્ણભેદના કશા લક્ષણ વિનાના છતાં એકેકથી નિરાળા એવા ત્રણેક વિશાલરેખ વર્ગો બંધાવા માંડ્યા હતા. એ વર્ગો માનવીની કોઈ પૂર્વચિન્તિત યોજનાને લીધે નહિ, એટલા કુદરતી ક્રમે અને સામાજિક આવશ્યકતાને પરિણામે બંધાતા હતા. એમની વચ્ચે એવી ભિન્નતાની રેખાઓ અંકાવા માંડી ત્યાર પહેલાં તો પ્રજાની લગભગ પ્રત્યેક વ્યક્તિ પોતે જ પોતાનું દેવયજન કરતી, રક્ષણ કરતી અને ખેતી કરતી. પછી દેશની ભૌગોલિક અને આર્થિક સ્થિતિ પ્રતિવર્ષ એટલી બદલાતી ચાલી, એટલી મોટી અને મુશ્કેલ સમસ્યાઓનો[18] ઉકેલ માગવા લાગી, કે કેટલીક વ્યક્તિઓએ રક્ષણના કર્તવ્ય પર અને બીજી કેટલીકોએ ખેતી અને પશુપાલન પર એકાગ્ર થવું પડ્યું. આ વર્ગોને હવે

દેવયજન માટે વૃત્તિ અને અવકાશ ઓછાં જ રહે એ સ્વાભાવિક હતું. અને બીજી બાજુ, દેવયજનની ઉપેક્ષા અશક્ય હતી. રક્ષણકારો માનતા કે અમારા બાહુમાં બળ છે અને પુષ્કળ છે, પણ તેનો વિજયવાન ઉપયોગ તો પ્રતાપી ઇન્દ્રદેવની કૃપા હોય, તેનું નિયમિત સ્તવન અને યજન થઇ શકે, તો જ શક્ય છે, અને ખેતીકારો જાણતા કે અમે પણ પરિશ્રમ તો માનવીથી થાય એટલો બધો ય કરી છૂટીએ, પણ તેનાં અમને યશ અપાવવો તો વૃષ્ટિદાતા વામરના જ હાથમાં—તે હાથ, જે કદી યે પૂરતાં યજ્ઞબલિ વિના અમારાં ખેતરોમાં અમૃતવારિ વર્ષાવવાનો નથી.

આવી મનોદશા આર્ય પ્રજાના એ ત્યારે હજી રચાતા જતા ક્ષત્રિય વર્ગમાં અને વૈશ્ય વર્ગમાં ઘડાતી આવતી હતી, ત્યારે જ એક ત્રીજો વર્ગ પ્રજાના આત્મધનની રક્ષા અને ચિન્તા શાન્તપણે કર્યે જતો હતો. એમ નહિ કે પેલા બે વર્ગે આટલું વહેલું જ એ ધન ખોઇ નાખ્યું હતું એમણે હજી તો યથવાય એટલા દેવયજન અને યજ્ઞક્રિયાઓને સાચવ્યાં હતા. પણ, નવાં નવા સંજોગબળોને લીધે, એ સાચવણુ હવે ઝાઝો વખત તેનાથી થઇ શકવાની નથી એ સત્ય આ સ્થિરદૃષ્ટિ ત્રીજા વર્ગે થોડા સમયમા જ જાણી લીધુ. આથી તેણે પ્રજાની સનાતન આત્મસમૃદ્ધિનું સંશોધન કરવાની નિષ્કામ ભાવનાથી, ધર્મરક્ષા અને વિદ્યાસેવનને પોતાનું પ્રભુપ્રેરિત કર્તવ્ય ઠરાવ્યું. એ કર્તવ્ય, વખત વહેતો ગયો તેમ તેમ, તેણે પોના ઉપરાત રક્ષણકારો અને અર્થસેવીઓની વતી, એ વર્ગોના હિતને માટે બજાવવાનું પણ સ્વીકાર્યું. આ બે પ્રજાવર્ગોને પણ, પોતાપોતાની સ્વકીય જીવન-સિદ્ધિને અર્થે, ઉપર કહ્યું તેમ, કોઇક સ્વરૂપના ધર્મપાલનની જરૂર હતી જ. આથી તેમણે એ ચિન્તકવર્ગને અનાદિકાળથી ઊતરી આવેલી પ્રજાકીય સંસ્કારસંપત્તિનો રક્ષણદાર ઠરાવ્યો, ખીલવણદાર કરી સ્થાપ્યો, તેના બાહ્ય જીવનના યોગક્ષેમની સઘળી યે

જવાબદારી પોતાને માથે સ્વેચ્છાએ, નિસ્વાર્થભાવે રાખીને તેના ચિત્તને મનન અને મંત્રદર્શનનાં ઉચ્ચતમ કાર્યો નિવૃત્તિથી કરવાને વિમુક્ત ગણ્યું.[૧૯] આ રીતે અસ્તિત્વમાં આવ્યો તે મંત્રદ્રષ્ટા ઋષિઓનો વર્ગ, જે પાછળથી વર્ણમાત્રમાં ઉત્તમોત્તમ એવા બ્રાહ્મણ કે પુરોહિતના વર્ગ તરીકે ઓળખાયો.

આર્યાવર્તને માથે આ આત્મદર્શી તેમ જ આત્મજ્ઞાનના અવિરોધી એવા વ્યવહારજ્ઞ ચિન્તકવર્ગનું ઋણ ઘણું મોટું છે. આર્યોનો તે આદ્ય અને અમર સંસ્કૃતિકાર છે તે જ્યાં પ્રગટપણે સંસ્કૃતિનો વિધાયક નથી ત્યાં પ્રેરક છે. આમ છતાં, છેક પ્રારંભકાળમાં પણ, પ્રજાના એક ભિન્ન વર્ગ તરીકે અલગ તરી આવ્યા પછી તેમ જ પહેલાં પણ, તેની બુદ્ધિશક્તિએ કલ્પનાશક્તિએ અને સર્જનશક્તિએ જે જે ભવ્ય સિદ્ધિઓ નિઃશંક સાધી છે, તેનો પાર આપણે પામી શકીએ તેમ નથી, કેમ કે અતિપરિચયથી એ સિદ્ધિઓની અવજ્ઞા કરવી આપણને સહજસાધ્ય બની ગઈ છે

ચિન્તનવીર ઋષિઓની હિંમત, ધીરજ અને કુનેહે રાની પશુઓનું રાનીપણું ટાળી એમને મનુષ્યના સહવાસ અને સહકારને લાયક બનાવ્યાં. એમણે હળની શોધ કરી, કૃષિકલાનો આરંભ કર્યો, એ કલાનું જ્ઞાન અન્ય આર્યોને આપ્યું કૃષિ અને મૃગયા અને યુદ્ધના અનેક જુદાંજુદાં ઓજારો તથા શસ્ત્રાસ્ત્રોને ઘણાઘણા પ્રયોગ પછી પૂર્ણતાએ પહોંચાડ્યાં, જેટલી સ્વાભાવિક તેટલી જ સ્થિતિસ્થાપક સમાજરચના કરી અને ભાવનાદૃષ્ટિએ તો કદાચ જગતમાં અજોડ એવી લગ્નપ્રથા પણ પ્રવર્તાવી. સંસ્કૃતિવિકાસની એક પ્રચંડ પણ મહામૂલી શક્તિ જે અગ્નિ, તેનો પહેલાં ઉપયોગ શોધ્યો અને પછી 'દેવોના પુરોહિત' લેખે તેના યજનનો સંપ્રદાય ચલાવ્યો. એ જ રીતે, બીજી અલ્પમહાન વિશ્વશક્તિઓ, તેમનો મનુષ્ય જોડેનો ગૂઢ સંબંધ, તેમને પ્રસન્ન કરનારા યજ્ઞયાગ, તેમનાં અદીઠ પ્રેરકબળો લેખે વિવિધ દેવ-

દેવીઓનાં લાક્ષણિક મનોહર પ્રભાવભર્યાં સૂક્ષ્મ દર્શનો, દેવોની કલ્યાણકારી અસરો અને કોઈક વાર અનેક દેવોમાં એક ઈશ્વરતત્ત્વની ઝાંખી—આ સર્વનાં ગહન ચિંતનો ને અન્તર્દર્શનોમાં જીવન ગાળીને તેમણે યુગે યુગે એ વિષયોની માન્યતાઓ ઘડી, પ્રસારી અને લોકમાં સ્થિરતાથી સ્થાપી; અને આ બહુરૂપ બહુશક્તિ સાધનો વડે પ્રજામાં એકતા, સંપ, સંઘટન અને ઊંચા પ્રકારનું આત્મભાન આપ્યાં—આર્ય સંસ્કારના અંતિમ સદ્ભાગ્ય અને મહદ્ભાગ્યની તેને ઊંડી, જ્વલન્ત, નિશ્ચલ પ્રતીતિ કરાવી. જે રાષ્ટ્રસેવકોએ રાષ્ટ્રના સર્વતોમુખી કલ્યાણ અને ઉન્નતિમાં આવો ઉચ્ચ, આટલો વ્યાપક ઉત્તમાંશ પોતા તરફથી આપ્યો હોય, તેમને સાક્ષાત દેશપતિ પણ અહર્નિશ રાજકાજમાં પોતાની પડખે જ રાખે, શાંતિકાળે તેમ જ યુદ્ધકાળે તેના જ વચનને એક ને અતુલ પ્રમાણ માને, તેની જ દેવપ્રાર્થનાઓ વિજયમાળ વરાવશે એમ અંતરમાં પ્રમાણે, તેનું બહુમાન કરે, તેને બહુ દાન આપે, તેમાં આશ્ચર્ય જેવું શું છે? અને એ સેવકો જ્યારે સ્વકર્તવ્ય ચૂકી સત્તાલોભી બને, નિઃસ્વાર્થતા તજી સ્વાર્થને જ ભજતા થઈ જાય, ધર્મના સાંઠા ઓઢી કાળા અધર્મો આચરે, ત્યારેત્યારે તેઓ સહેજે જ સૂક્ષ્મ ચોરવેોના ભોગવનાર ઠરે, પ્રજાને પણ એ ભોગોની સહભોક્તા બનાવી

૨

૩. આવો સાથ અપાતો તે, સાર્વજનિક સેવાના કાર્યમાં ગ્રામણીને સગવડ આપવાને જ. બાકી તેના નિર્વાહ માટે તો તેનાં પોતીકાં ખેતરો ને ઢોરઢાંખર તેને હતાં જ.

૪. આ કંડિકામાં ચર્ચવેલી સુવ્યવસ્થાથી ચાલનારું હરેક ગામ પહેલાં તો સ્વયંસંપૂર્ણ અને સ્વતંત્ર હતું. તેને કોઈ ચાર, નીચે નોંધારો તેમ, પાંગામો એકે કઠ્ઠા થતા. પણ પાછળથી તો, સર્વ ગામોને સર્વસામાન્ય એક ભાષા, એક ધર્મ અને એક સંસ્કારનાં બંધનો બાંધતાં હોવાથી, (તેમ જ બીજા સંજોગવશાત્—જુઓ આ બીજા ખંડકનો અંતભાગ) અમુક અમુક ગામોનું સંઘટન એક જ રાજનના છત્ર હેઠળ થયું હતું. આવા પાંચ મુખ્ય રાજનો આર્યાવર્તમાં એ સમે હતા, ને તેમનાં નામ પરથી આખી પ્રજાને 'પંચજનાઃ' કહેતા એવો ડો. દાસ વગેરેનો મત છે. પણ એ એકદમ સ્વીકાર્ય નથી: કેમ કે, એ પાંચ જાતિઓના નાયકો તરીકે જે પાંચ યયાતિપુત્રોનાં નામ અપાય છે, તે પુત્રો તો આવું સંઘટન અને રાજન-સંસ્થારંભ પછી લાંબે વખતે થયા હોવા જોઈએ, આપણને માન્ય સાલવારી અનુસાર, આ સંસ્થારંભ ને સંઘટન પ્રા. ૨૯૫૦માં અને યયાતિપુત્રોનો રાજ્યકાળ પ્રા. ૨૬૪૭માં છે. આથી, પાછળથી બનેલા બનાવને આધારે પહેલાંના બનાવનું નામ ન પડી શકે, એ સત્ય સિદ્ધ થાય છે. (આ સંજોગોમાં, 'પંચજન' શબ્દ તો ચાર વર્ણો-વત્તા નિષાદ જાતિએ પંચક માટે વપરાયલો હોવાનો જે મત છે, તે વધુ માહ્ય લાગે છે.)

૫. 'સ્થાપિત સ્વાર્થ'='વેસ્ટેડ ઈન્ટરેસ્ટ'.

૩

૬. અને સ્વામી તો થઈ પણ કેવી રીતે શકે? ઊલટું, મનુ તો રાજ્યની જવાબદારી સ્વીકારવા કેવળ અનિચ્છુક હતા, તેમણે બ્રહ્માની ('રાજા થાઓ' એવી) આજ્ઞાના જવાબમાં કહેલું: "હું પાપકર્મથી ડરું છું. વળી રાજ્ય ચલાવવું એ અત્યંત કઠિન છે. તેમાં પણ મિથ્યા આચરણ કરનારા મનુષ્યોના ઉપર રાજ્ય કરવું, એ અતિ કઠિન છે." (શાંતિપર્વ: અ. ૬૭; શ્લો. ૨૨). તેમનો આ ડર જોઈને જ્યારે પ્રજાએ ખાતરી આપી કે તમને વાજબી કર:

યેગ નિયમસર મળશે, તમારુ સર્વ પ્રકારે માન જાળવીશુ, " જ્યારે અમારી કન્યા પરણવા યોગ્ય થશે, ત્યારે તેની પત્નાની રકમ મુકરર કર્યા પછી, તેમાની ઉત્તમ રૂપવતી કન્યા તમને આપીશુ "(મ ) ૬૭ શ્લો ૨૪)—ત્યારે મનુએ રાજપદનો સ્વીકાર કરેલો. તેઓ તેમ જ સઘળા સમજુ રાજાઓ જાણતા હતા કે ' રાજા પ્રકૃતિરજનાત્ ' એ સૂત્રનો જેટલો વધુ જાપ જપીશુ, ને તેનો જેટલો વધુ અમલ કરીશુ, તેટલાપૂરતુ જ આપણુ સિંહાસન સુરક્ષિત છે.

૭ 'સભા' અને 'સમિતિ'ના ઋગ્વેદમાના લક્ષણાદિ ડૉ. દાસે તારવ્યા છે, તે આ પ્રમાણે (૧) સભા શબ્દ પહેલા પુરાલય જેવા ટાઉનહૉલ માટે વપરાતો. તે પરથી ત્યા મળનારી મંડળી માટે વપરાતો થયો. એ સભા-મડળીના કર્તવ્ય ત્રિવિધ હતા (ક) આખી વિશ્ ( 'ટ્રાઇબ ' )ને લગતી વિચારણાઓ—ખેતી, પાક, પશુઓ અને વૃષ્ટિ સબધી—કરવી, (ખ) આનંદ-વિનોદ માટે દિવસને છેડે ભેગા મળવુ—આજની ' ક્લબ 'નુ એ પુરાણુ પ્રતિરૂપ; (ગ) એ સમયે સુપ્રચલિત એવા, ગેરઆબરૂદાર કામ ન ગણાતા એવા, જુગારખેલ માટે ટોળે વળવુ. આ વિષયને લગતો 'અક્ષવાપ' નામે ગામનો રાજ્યનિયુક્ત અધિકારી પણ હતો જુગારના અનિષ્ટો પર એક સ્થળે (ઋ ૧૦, ૩૪ ) આર્ય ઋષિ શોક દર્શાવે છે એ પણ નોધવુ જોઇએ.— સભામા વિચારણા માટે જે ' સભેય ' અને ' રયિ સભાવાન ' કહેવાતા તે સરકારી, સમૃદ્ધ ગ્રામજનો જ બેસી શકતા. આ રીતે, એ શાસન અમુક સ્થિતિસજોગમા પ્રજાશાસન મટી વર્ગશાસન ( 'ઑલિગાર્કી' ) બનતુ હોય એ સભવિત છે પણ આવી વિચારણાઓ તે છેક ખાનગી મંત્રમડળી નહિ હોય, સામાન્ય પ્રજાજનોને પ્રેક્ષક તરીકે તો એમા હાજર રહેવા દેવામા આવતા હશે, એમ અનુમાન થાય છે સભામા કામકાજ ચાલુ થવા માટે ' કોરમ ' જેવુ કૈ આવશ્યક નહોતુ. એમ સભવે છે — સભામા ગ્રામણી કે રાજન સામાન્યત નહિ આવતો હોય. કોઈ વાર તો એ ભરાતી, તે રાજાને પદભ્રષ્ટ કરવા જ ત્યા એ કેમ આવે ? પણ જ્યારે રાજાપ્રજાને સારાસારી હોય, ત્યારે તે વારતહેવારે સભામા આવીને બેસતો હશે, એમ લાગે છે. (૨) સમિતિ એ આજના ' જનરલ બૉડી ' કે પરિષદો જેવી જનમડળી હતી. રાજાને ચૂટવા જેવા પ્રસગે આખી પ્રજા કે તેના મુખ્ય પ્રતિનિધિઓ એકત્ર થાય, તેને સમિતિ કહેતા. સમિતિમા, 'સભા'મા બેસનાર ઉપર કહ્યા તે બે

વિશિષ્ટ વર્ગો પણ સ્વેચ્છાથી હાજર રહી શકતા. સમિતિ રાજધાનીમા ભરાતી· તેમાં રાજન અને રાજન્યો ('નોબલ્સ') આવી શકતા.-કોઇવાર 'સભા'મા યજ્ઞો પણ થતા. અગ્નિને તેથી 'સભ્ય' કહ્યો છે.—સામાન્યત એમ કહી શકાય કે સભા એ ગામગામની કાયમી સ્થાનિક સસ્થા હતી અને સમિતિ એ આખી 'વિશ્'ની રાષ્ટ્રીય સસ્થા, ખાસ અસામાન્ય પ્રસગો-એ મળનારી સંસ્થા હતી.

૮. મં. ૪, સૂ. ૨૨મા; અને મં. ૮, સૂ. ૭માં.

૯. આવા પાછા પડેલા રાજકુલીનો, જે પુરુષ રાજા ચૂંટાય તેની સામે કાવતરા ને બખેડા પણ કરતા હશે, કેમ કે રાજાના દુશ્મનો ઉપરાત હરીફો પણ હાર્યા છે, એમ ઋષિ એક ઠેકાણે (ઋ. ૧૦, ૧૭૪મા) સ્પષ્ટ કહે છે.

૧૦. 'સરકારરક્ષાની દૃષ્ટિએ' કેમ કે એક જ સળંગ રાજવ રા દેશમા ચાલુ રહે, તેથી પ્રજાની શ્રેષ્ઠ પ્રણાલિકાઓનુ રક્ષણ, ધર્મરક્ષણ વગેરે લાભો દેખીતા છે. પણ આ મતની પાછળ ભાવના એવી જ હોઇ શકે કે રાજા માનવસ્વભાવ-ની નિર્બળતાને વશ થઇને એકહથ્થુ સત્તાનો રસિયો અને પ્રજાપીડક નહિ બને. ને આ ભાવના, જાણીએ છીએ તેમ, ઘણી યે વાર સિદ્ધ થતી નથી

૧૧. એવું પણ બન્યું હોય કે, અમુક પેઢીઓ લગી વંશપરપરાના રાજાનો પ્રયોગ-એ બધા ય એકંદરે સારા નીવડવાથી-પ્રજાને સુફળદાયી લાગ્યો હોય અને તેથી તેણે જ એ પ્રથાને કાયમી સ્વરૂપ આપવામા સીધી કે આડકતરી મદદ કરી, વરણી પ્રતિ ઉદાસીનતા ધારી હોય

૪

૧૨. 'રાજન્ય' શબ્દ આવી રીતે દસમા મંડલના નેવુમા સૂક્તમાં (પુરુષ સૂક્તમા) વપરાયો છે; (ઋચા ૧૨મી). એનો દેખીતો અર્થ ક્ષત્રિયવર્ણ એવો લાગે છે. 'રાજન્ય'=સામંતાદિ, એ અર્થ ડૉ. દાસનો છે.

૧૩. રાજસભામાની રાજાની બેઠક 'આસદી' કહેવાતી. ત્યાં બેસીને બધા ફોજદારી ગુન્હાઓનો નિકાલ જાતે કરતા હશે, અને દીવાની કેસોમા તેને ખાસ અપીલ જ થતી હશે એમ ધારી શકાય. આ ન્યાયકાર્યો કરવા-ની સત્તા તે પ્રસગાનુસાર રાજન્યને પણ સોપતો હોય તેવો સભવ છે

૧૪. ' ઋ. કલ્ચર ' અનુસાર, નહુષે જુલમથી કર ઉઘરાવ્યાનો ઉલ્લેખ ઋ ૭-૬—૫મા છે. કર માટેનો ઋગ્વેદી શબ્દ ' બલિ ' છે.

૧૫. રાજાએ કર કેટલાકેટલા લેવા અને તેને કઇ રીતે ઉઘરાવવા તેને લગતો જે ઉપદેશ શાંતિપર્વના અધ્યાય ૮૭ અને ૮૮મા છે, તેમાના જ સિદ્ધાંતોનું-એક પરાપૂર્વથી આર્ય દેશમા ચાલતા આવેલા એ સિદ્ધાંતોનું-આચરણ બહુ અંશે ઋગ્વેદના સમયમા પણ થતું હોવુ જોઈએ. ૮૭મા અધ્યાયમા નગરરક્ષણના નિયમો સમજાવ્યા પછી શ્લો. ૧૩-૧૬મા ભીષ્મ-પિતામહ કહે છે

[ રાજાએ ] માલની ખરીદી ને વેચાણની નોંધ રાખવી, માલની હાલત તપાસવી, તેઓને [ વેપારીઓને ] અન્ન કેવું મળે છે, કેવાં વસ્ત્ર પહેરે છે, વેપારમા નફો છે કે ટોટો છે, એ સર્વની તપાસ કર્યા પછી વેપારીઓ પર કર મૂકવો. હમેશાં શિલ્પીઓ( કારીગરો )ની વૃદ્ધિ, આવક અને ખર્ચ, તેઓનો નફો ટોટો, અને કળાની સ્થિતિ તપાસી, રાજાએ શિલ્પકળાવાળાઓ પર કર ઠરાવવો. હે યુધિષ્ઠિર ! રાજાની ઇચ્છા હોય [ એટલે કે લડાઇ જેવી આફતમાં તેને જરૂર જ પડે ત્યારે ] તો ભારે કર મૂકવામા હરકત નથી, પણ તેણે કદી પણ એવો કર નહિ મૂકવો કે જેથી પ્રજા ચુસાઇ જાય પદાર્થ બનાવવામાં જતી મહેનતનો ખર્ચ બાદ કરી, નક્કી નફા ઉપર કર મૂકવો.

ત્યારપછી નીચે શ્લો. ૨૦-૨૩મા " બુદ્ધિમાન રાજાએ, વાછડો જેમ ધીમે ધીમે ગાયને ધાવે છે, તેમ ધીમે ધીમે દેશમાંથી કરરૂપી દૂધ દોહવુ' " ઇત્યાદિ સચોટ ઉપમાથી આ વિષયને વધારે સ્ફુટ કર્યો છે

૧૬. આ ઉપદેશ પણ અર્થવાહી ઉપમાઓ અને કાવ્યત્વથી અંકિત છે-

ભમરાઓ જેમ વૃક્ષમાંથી મધને ચૂસે છે, તેમ રાજાએ પણ પોતાના દેશમાંથી કરરૂપી મધને ધીરેધીરે એકઠું કરવું. વાછડો જેમ ગાયના આંચળને કરડ્યા વિના ધાવે છે, તેમ જ રાજાએ પ્રજાનો સંહાર નહિ કરતા તેની પાસેથી કર વસૂલ કરવો. જળોની પેઠે

રાજાએ કોમળતા વડે રાષ્ટ્રમાંથી કરનુ દોહન કરવું. વાઘણ જેમ પોતાના પુત્રને દાતો વડે ઉપાડે છે, પણ તેના શરીરમાં દાતને પેસવા દેતી નથી, તેમ રાજાએ પણ પ્રજાને પીડા નહિ થાય તે પ્રમાણે કર વસૂલ કરવો. તીક્ષ્ણ દાંતવાળો ઉંદર જેમ નિદ્રાવશ થએલા મનુષ્યના પગના માસને એવી કોમળતાથી કાતરી ખાય છે કે નિદ્રાવશ થએલો મનુષ્ય સાધારણ વેદનાથી પોતાના પગને જરા જરા હલાવે છે, પરંતુ તીવ્ર વેદના ન થવાથી જાગી ઊઠતો નથી, તેમ ઉંદરને હાંકી પણ મૂકતો નથી, તેમ રાજાએ પણ મૃદુ ઉપાય વાપરીને પ્રજા પાસેથી કર લેવો કે જેથી પ્રજા દુખી થાય નહિ, તેમ તેનો તિરસ્કાર પણ કરે નહિ. ( શ્લો. ૪–૬ )

પછી આગળ જતા ૮ ને ૯મા શ્લોકમા કહ્યુ છે કે જેમ વાછડા પર ભાર લદાય છે તે ક્રમશ, અને બળદને જોતરાય છે તે પણ ક્રમશ, "તેમ જ પ્રજાને પણ ઉચિત ક્રમથી જે વશ કરવામા આવે છે, તો તે વશ થાય છે."

૧૭ એ અભિષેકસૂક્ત છે તેનો ધ્વનિ એવો છે કે પ્રજાની સંમતિ પર રાજા નિર્ભર છે ઋષિ દેવોના આશીર્વાદ માગતા ચોથી તથા પાચમી ઋચાઓમા ઇચ્છે છે

"આ રાજા કદિ પદભ્રષ્ટ ન થાઓ પૃથ્વી, પર્વતો અને આકાશ જેવો, વરુણ ને બૃહસ્પતિ, ઇન્દ્ર અને અગ્નિ જેવો, એ જગતમા સુસ્થિર રહો દેવો તેને સુસ્થિર રાખો" છેલ્લી–સત્યાગ્રહવાળી–ઋચાનો અર્થ વિલ્સનને આધારે ડૉ દાસ આમ આપે છે "નિત્ય યજ્ઞ કરતા એવા અમે નિત્ય સોમનુ ધ્યાન ધરીએ છીએ. ( સોમરસ વાપરીએ છીએ ). તેથી ઇન્દ્રદેવ તારી પ્રજાને કર ભરવા પ્રેરો "

આ છેલ્લા વાક્ય પરના ડૉ દાસના વિવેચનનો ભાવાર્થ એ છે કે, 'પ્રજા નિર્વિઘ્ન કર ભરે' એવી પ્રાર્થના પુરોહિતે કરવી પડે, તેનુ કારણ એ જ કે પ્રજા રાજવહીવટથી સંતુષ્ટ હોય તો જ તે કર આપતી, અને જો રાજા અન્યાયી ને જુલમી હોય, તો કરની ના પાડી શકતી

૧૮. સમસ્યાઓ=પ્રૉબ્લેમ્સ.

૧૯. આ પરથી સમજાશે કે ઋષિવર્ગે પોતાના ભરણપોષણ માટે બીજા બે વર્ગો પાસે યાચના કરવાની નહોતી. એમને પોષવાની ફરજ આ વર્ગોએ પોતાની મેળે જ સ્વીકારી લીધેલ. આથી ઋષિકુલાશ્રમોને આશ્રયદાન-જમીનના આયોના, દ્રવ્યના દાન-આપમેળે જ આવી મળતા. એ સર્વની યાચના કરવા જવાની હીણપત તેમણે વહોરવાની હતી જ નહિ. એક સ્થળે ( ઋ. ૨-૨૮-૧૧ ) તો ભીખને નિંદવામાં આવી છે અને પોતાને એવી સ્થિતિમાં કદી ન મૂકવા ત્યાં ઋષિ દેવને પ્રાર્થે છે. વળી ઋષિઓ ઉમળકાપૂર્વક દાન-સ્તુતિ કરતા, દાતાઓના ગુણગાન ગાતા, તે જે કંઇ દાતા તરફથી સ્વેચ્છાએ અપાતું, તેનાથી સ્ફુરેલી સહજ ઉપકારવૃત્તિને લીધે જ; ખુશામત કે લોભ-વૃત્તિથી નહિ. આ ભાવના પાછળથી ઢીલી થવા લાગી, પણ મૂળે તો વિદ્વાન વિચારકોને પોષવાનો આશય ઉપર મુજબ ઘણો ઉચ્ચ જ હતો.

## પ્રકરણ ચૌદમું

### યુદ્ધવિદ્યા

### ૧

વિક્રમની આ પૂરી થતી વીસમી સદીમા આપણને ઋગ્વેદકાલીન આર્યાવર્ત ઘણું 'પ્રાચીન' લાગે છે, અને એ સ્વાભાવિક છે પણ જ્યારે ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી એ સમયને આપણે વિચારીએ છીએ, એના દેશકાળના પ્રમાણમા ત્યારનો સમગ્ર આર્યસમાજ બુદ્ધિશક્તિમા અને કાર્યશક્તિમાં કેટલો આગળ વધ્યો હતો, સંસ્કૃતિનાં સર્વ મહત્ત્વના અંગોને લગતી અમુક મુખ્ય શક્યતાઓને તેણે કેટલી સિદ્ધ કરી દીધી હતી, તથા મર્યાદાઓને કેવી આવડતથી ઓળખી લીધી હતી–આ બધુ જ્યારે આપણે વિચારીએ છીએ, ત્યારે ઋગ્વેદી આર્યોમા પણ એક પ્રકારની ખરી અર્વાચીનતા, ઊંચી અને સર્વદેશી સસ્કારિતા, આપણી નજરે ચઢ્યા વિના રહેતી નથી આ કથનનો[1] પુરાવો જેમ એ સસ્કૃતિના હમણા સુધીના રેખાદર્શનમા આપણને મળ્યો છે, તેમ તેની યુદ્ધવિદ્યામા પણ સબળપણે મળી રહે છે એ વિદ્યાના ઘણા ઉત્તમ સિદ્ધાંતો આર્યપ્રજાને અવગત હતા અને તેનો કળાયુક્ત ઉપયોગ તે વ્યવહારમા સમયાનુસાર કરી જાણતી. આથી, તેના જીવનની આપણી પિછાન પરિપૂર્ણ થવા માટે, તેની યુદ્ધવિદ્યાનું–યુદ્ધમાના તેના કૌશલ્ય અને પરાક્રમપ્રેમનું, તેની યુદ્ધપદ્ધતિ આયુધો અને સૈન્યરચનાનું–કેઈક વિસ્તૃત વર્ણન આવશ્યક છે.

## ૨

ઋગ્વેદના સમયમાં જીવવું એટલે ચોમેરનાં જોખમો વચ્ચે જીવવું. કે નહિ તો, આર્યજીવનના આરંભના ઘણાક શતકો સુધી તો એ જ સ્થિતિ હતી. એ શતકો દરમિયાન દાસો અને દસ્યુઓ, પણિઓ અને અસુરો : આ અને એવા બીજા બળવાન શત્રુઓથી જાતિનું દિવસરાત રક્ષણ કરવાની જરૂર પડે તેવું હતું. એ શત્રુઓ કળવકળથી કે જબરદસ્તીથી આર્ય માલિકીની જમીન દબાવી બેસે નહિ, અધરાતેમધરાતે અચિંતી ધાડ પાડીને આર્યોને પ્રાણથી પણ પ્યારાં પશુધનો ચોરીને હાંકી જાય નહિ, અને ગૃહો કે આશ્રમોમાંથી મૂર્તિમાન સંસ્કારલક્ષ્મી સમોવડ આર્યાઓનાં બળાત્કારે હરણ કરીને રસ્તો માપતા થાય નહિ એટલા સારુ, અતિવૃદ્ધ ન હોય તેવો એકેએક પુરુષ (અને કેટલીક તો સ્ત્રીઓ[૨] પણ) નિરંતર યુયુત્સુ અને શસ્ત્રસજ્જ રહેતો. આ વખતે હજી આપણા પૂર્વજોએ આર્ય જાતિને ચાર અકબંધ ખાનાંમાં વહેંચી નાંખી નહોતી. પરિણામે, પ્રત્યેક આર્યજન જેમ ચહેરેમહોરે તેમ શરીરે, જેમ શરીરે તેમ મનથી, જેમ મનથી તેમ હૃદયથી અને આત્માથી પણ, અખંડસ્રોત ક્ષાત્રતેજે કરી ઝગહળતો હતો. તેનામાં બળ હતું, સાહસ હતું ને હિંમત હતી; ભયના સમયમાં હીરામૂલની એવી સમયસૂચકતા હતી; ચકોરપણું તેના મગજના તંતુએ તંતુમાં હતુ: અને તેની નિત્યસચેત સકળ ઇન્દ્રિયો દુશ્મન સામે તેને અહોરાત્ર સાવધાન રાખતી ને સંરક્ષતી. એ કાળે ઉપાસક પોતાના દેવ પાસે જે પુત્રોની યાચના કરતો, તે આવા અત્યુત્તમ વીર્યશાળી, દસ્યુઘ્ન અને શત્રુનગરના નાશક પુત્રોની જ યાચના હતી.[૩]

પરંતુ આટલો બધો, આટલો સજીવ લડાયક જુસ્સો ઘરખૂણે બેઠાં-બેઠાં કેળવાય એ અશક્ય હતું. તો, એ શાથી કેળવાતો હશે ? યુદ્ધનો ભય સતત રહેતો એ ખરું, એ વિશેની સંઘટના ગામોમાં હમેશ

તૈયાર રહેતી એ પણ ખરું, પણ વરસના ત્રણસે ને પાંસઠે દહાડા કંઈ દાસદસ્યુઓનાં ટોળાં સપ્તસિંધુપ્રદેશ કે મધ્યદેશ[5] પર ઊતરી પડતાં નહિ. યુદ્ધ એક વાર આરંભાયા પછી લાંબો વખત ચાલતું હશે એ સંભવે, પણ જ્યારે જ્યારે શાંતિના નાના કે મોટા અંતરાલ યુગો આવતા હશે, ત્યારે જુવાનો અને પુખ્તો કઈ રીતે પોતાના જુસ્સાને વહેતો, વિકસતો અને પ્રફુલ્લ રાખતા હશે?

એવા 'શાંતિયુગોનું' એક ખાસ લક્ષણ તે, અશ્વો અને રથોની સરત દોડાવવાની મર્દાનગી રમતો રમવી, એ હતું. પ્રાચીન આર્ય અશ્વોની ઉછેર, સંભાળ અને તાલીમમાં એક્કો હતો અને તે અશ્વારીમાં જે અનહદ આનંદ લેતો તેનો ચિતાર આપણને ચોથા મંડલનાં બે સૂક્તોમાંથી[6] સારો મળે છે. રથને તે શિશુ અને ખદીર નામે કઠણ લાકડાંમાંથી બનાવતો અને ગાયના મજબૂત ચામડાથી[7] તેને મઢતો. આ અશ્વો અને રથોની સરત જે મેદાનમાં રમાતી, તેને 'કાષ્ઠા' અથવા 'આજિ' કહેતા. આજિને વિશાળ અને સાપસર બનાવવામાં આવતું. એ મેદાનોમાં ઉત્સવોને દિવસે આર્યપુત્રો ઉલ્લાસભેર અશ્વોની અને રથોની સ્પર્ધામાં ઊતરતા અને આજિકૃતને હાથે 'ધન' કે 'ભર' (ઇનામો) જીતી જતા. એવાં આજિ અને આજિકૃત, એવા અશ્વો રથો અને આર્ય વીરો, તે સમે આર્યાવર્તના ગામેગામમાં વસતા અને કસાતા હતા. એવી જ રીતે સ્થળસ્થળે જુવાનોને શસ્ત્રાસ્ત્રના વિવિધ ઉપયોગનો મહાવરો પણ, આયુધખેલ અને મૃગયા જેવાં સાધનો વડે, સદૈવ રખાવવામાં આવતો.

શાંતિના સમયમાં પણ આ રીતે પ્રજાની વીરત્વભાવના યોજનાપૂર્વક પોષવાની ફરજ દરેક ગ્રામણીને માથે રહેતી. તે ઉપલી પદ્ધતિએ કેળવાયેલાં ચુનંદાઓની ગ્રામસેનાને પણ હમેશ ખડેપગે રાખતો,- ગ્રામરક્ષણમાં અને શત્રુઓ સામે તેને વાપરતો, અને રાજન તરફથી

ક્રમેકે આવવાનું ફરમાન થતાં, તેને સર્વ પ્રકારના શસ્ત્રાસ્ત્ર અને યુદ્ધ-સામગ્રીથી સુસજ્જ કરી, દેશના પાટનગર ભણી સોત્સાહ પાઠવતો.

૩

એ પ્રમાણે રાજન સામે રાજન બળાબળનો ક્યાસ કાઢવા ઉદ્યુક્ત થાય ત્યારે, ઉભયનાં એ અરિદળોનો એક વાર ભેટો થયા પછી જે શૌર્યથી, જે ઉમળકા ને અભિનિવેશથી, જે નિતાન્ત યુદ્ધકૌશલ્યથી, તેઓ એકેક પર ત્રાટકતા, અને એ કારમા પણ રણસંગ્રામો એક વાર બરાબર જોરશોરથી ખેલાવા માંડ્યા પછી જે અદ્ભુત દશ્યો આપણા દેશની એ આદિકાલની રણભૂમિ પર રચાતાં તેનું વર્ણન આજના કોઈ લેખકની અલ્પજલ્પ ભાષા આપવાનો પ્રયાસ કરે, તેના કરતાં એ યોધરાજોનાં બહુરૂપ વિક્રમોના અને વિચક્ષણતાભરી યુદ્ધપદ્ધતિના સાક્ષી ઋષિવર ભારદ્વાજની વૈખરી વાણીમાં જ અહીં એ વિસ્તારપૂર્વક આપીએ, તે સર્વથા વધારે ઉચિત છેઃ

લોહકવચધારી[૯] યોદ્ધો જ્યારે સૈન્યને મોખરે ઝૂઝતો ઝૂઝતો ધસે છે ત્યારે તેનું સ્વરૂપ જલભર મેઘ જેવું સુહાય છે. હે રાજન ! આ યુદ્ધમાં વણઘવાયે દેહે તું વિજયવંત થજે ! તારા કવચની દૃઢતા તારું રક્ષણ કરો; (૧).

આપણી સેના ધનુષ્યની શક્તિ વડે કરીને શત્રુના પશુઓને જીતી લાવો; તે ધનુષ્યની શક્તિ વડે વિજયને વરો, ધનુષ્ય વડે તે ભયંકર, મદોન્મત્ત રિપુદળનો પરાભવ કરો; આપણાં ધનુષ્યો તેની આશામાનને છેદી નાખો, એ ધનુષ્યોને પ્રભાવે આપણા સૈનિકો સર્વે દુશ્મન-દેશોને સર કરો; (૨).

પત્ની પતિના કાનમાં ધીરેથી કંઈ મીઠું મીઠું કહે, તેમ જાણે કંઈક કહેવાની હોય તેવી સુતંત[૧૦] ધનુર્જ્યા, પોતાના સુહૃદરૂપ બાણને જાણે પ્રગાઢપણે આલિંગતી, પુનઃ પુનઃ સૈનિકના કર્ણ સુધી લવાય છે અને યુદ્ધમાં તેનો માર્ગ સરળ કરે છેઃ (૩).

ભર્તાને અનુકૂળ ભાર્યાની જેમ ધનુષ્યના બંને આર્ત્નિ[૧૧] યોધને અનુકૂળ હો; માતા સ્તનપાન કરતા બાળકને ખોળામાં ધારે છે, તેમ એ-

આર્નિઓ લડનારને લડાઈમા વારણરૂપ હો ઉભય આર્નિ, મેળમ ધ સહ સચલન કરતા, અને દુશ્મનોને દળતા, એમને ચતુર્દિશ વેરી નાખો, (૪)

આ વીર જેવો ઉત્સાહભર રણે વિચરે છે, તેવુ જ તેને ખભે ભેરવેલુ ઇષુધિ ખણખણાટ કરવા માડે છે. અનેક ઇષુઓથી ભરેલુ તે, ત્રાડ નાખતા સમસ્ત શત્રુદળને હવે ઘડી બે ઘડીમા વશ કરી લેશે, (૫)

રથમા ઊભેલો કુશળ સારથિ પોતાના અશ્વોને સ્વેચ્છાનુસાર, જ્યા જરૂર પડે ત્યા ત્યા, વાળી શકતો દેખાય છે એની અશ્વવિદ્યાની સૌ પ્રશસા કરો, કેમ કે એ વિદ્યા વડે જ તે લગામ પર અસરકારક અકુશ યથેચ્છપણે રાખી શકે છે, (૬)

અશ્વો હણહણાટ કરતા રથ સમેત આગળ ધસે છે, તેમ તેમ એમના ડાબકા ચોમેર ધૂળના ગોટા ઉરાડે છે તેઓ ધસારો કરતા કદી પાછા હઠતા નથી, ઊલટા, પોતાના આગલા પગો હેઠળ શત્રુને ચગદે છે અને હણે છે, (૭).

યુદ્ધાન્તે યોદ્ધો પાછો ફરે ત્યારે, રથમા તેના શસ્ત્રો અને કવચની સાથે લડાઇની લૂટનો જે માલ ખડકેલ હોય છે તે જ તેને મળનારો ખરો, ધન્તો બદલો છે, તેથી આપણે અહર્નિશ તેવા આનદદાયી રથને આદરમાન દેવા ઘટે, (૮).

રથને ફરતા તેના જે રક્ષકો છે, તે સર્વ 'શક્તિ' ધારી છે પોતાને પુષ્કળ, કીમતી લૂટ મળે ત્યારે તેઓ હરખઘેલા બની જાય છે સૈન્યને અન્ન પહોંચા , આપનાર તેઓ છે, અને આફતમાથી ઉગારનાર પણ તેઓ જ વળી તે રથપાલો સ્વલક્ષ્યને વિશે કૃતનિશ્ચય હોય છે, તેમની ટુકડીઓ યોજનાસર ગોઠવેલી હોય છે, તેઓ મજબૂત બાણોના વાપરનાર, અજેય અને શૂરવીર, બલિષ્ઠ અને બહુશત્રુ ઓના વિજેતા હોય છે, (૯)

બ્રાહ્મણો[૧૩], પ્રજાપતિઓ, સોમરસના દાતાઓ અને ઋતપાલકો[૧૪] આપણુ રક્ષણ કરો નિષ્કલક ધાવાપૃથિવી આપણને સર્વથા સાનુકૂળ હો. પૂષા દુર્ભાગ્યયોગમાથી આપણી રક્ષા કરો આપણો કોઈ યે નિન્દક આપણુ ધસાતુ બોલવામા સફળ મા નીવડો; (૧૦)

આ બાણોએ જાણે પિચ્છમય પાખો ધારણ કરી છે તેનુ ફળુ હરણના શીંગડાનુ બનાવ્યુ છે ગાયના સ્નાયુએ કરીને તેને બાધ્યુ છે. એ વીર જે નિશાને તકાય, ત્યા તેને જ બરાબર વીંધે છે ;રણમા જ્યા જ્યા

મનુષ્યો ઘેરકો વળીને એકઠા થયા હોય, કે વેરાઈને નાસી છૂટતા હોય, ત્યાં ત્યાં આ બાણાવળીઓના બાણુ વગો અને આપણને લાભદાયી નીવડો, (૧૧)

સરલગામી શર્યા! તુ અમને રક્ષ અમારા શરીર પાષાણદઢ બનો. સોમરસ અમને સમુત્તેજિત કરો અદિતિ અમને વિજય અપાવો (૧૨).

કુશલ સારથિઓ પોતાના અશ્વોની નથે અને પાસા પર ચાબુક ફટકારે છે અને અશ્વો તેથી ઉશ્કેરાઈને લડાઈમા વેગપૂર્વક આગળ ધપે છે, (૧૩)

ધનુષ્યદોરીના ઘસારાથી લડવૈયાના હાથને રક્ષન કરતા[૧૫] તેના હાથ પર,' જાણે સાપે તેને ચૂડ ભેરવી હોય તેવી રીતે, સજ્જડ વીંટળાઈ વળ્યુ છે એવા યુદ્ધકળાના સુધીર અનુભવી નરવીરો, સ્વપક્ષના પ્રત્યેક યોદ્ધાનુ એકેએક બાજુથી રક્ષણ કરો, (૧૪)

પર્જન્યે ઉગાડેલા શર નામે અરુની દાઢીવાળા, ઝેર-પ એલ અણીવાળા અને લોખડી પાનાના આ મહાન ઈષુદેવતાને અમ રા નમસ્કાર હો, (૧૫).

હે મ ત્રેલા ઈષુ! જેવુ તુ ધનુષ્યમાથી વિછો ટાય તેવુ જ ઊડજે, ન— સારા ય શત્રુદળ પર ઊતર હવે એમાના એકાદને પણ જતો કરીશ મા, (૧૬)

શિખાધારી કુમારોની જેમ જ્યા જ્યા ઇષુઓ તૂટી પડે છે, ત્યા સર્વ સ્થળે બ્રહ્મણસ્પતિ અને અદિતિ અમને સુખાવહ હો, અમને પ્રતિદિન સુખાવહ હો (૧૭)

હે રાજવીર! હુ તારા મર્મભાગોને કવચ વડે ઢાકુ છુ રાજન સોમ દેવ તને સુગ ધીઓથી છ ઇ દો વરુણ તારા સુખની વૃદ્ધિ કરો તને જય વ ત જોઈને સમસ્ત દેવમ ડલ નાચો, (૧૮)

જે કોઈ અમને હણવા ઈચ્છતો હોય પછી તે કેઈ ખારીલો સગોસાઇ હોય કે બહારનો અજ્ઞ્યો દુશ્મન હોય, એ ગમે તે હોય, તેનો સર્વ દેવો નાશ કરો આ સ્તોત્ર મારુ અન્તરગ કવચ છે, (૧૯)

૪

શ્રી ભારદ્વાજઋષિ સરખા સુકવિની કલાને વ્યક્ત કરતુ એ સૂક્ત તત્કાલીન યુદ્ધવિદ્યાનુ રગરેખાયુક્ત સારુ ચિત્ર આલેખે છે એમા કૈં યે ઊણપ લાગતી હોય તો એટલી કે તેના રગો જેટલા મનોહર છે,

તેટલી સ્ફુટ તેની સર્વ રેખાઓ નથી. આથી તેમાં થોડે અંશે અપૂર્ણ એવા ચિત્રનું, હજી સરજાતું આવતું હોય તેવા સર્જનનું આકર્ષણ મુખ્યત્વે છે. આ સ્થિતિમાં એ ચિત્રના દર્શન પછી પણ એ યુદ્ધોનાં શાસ્ત્ર અને કલા સંબંધી કેટલાક પ્રશ્નો તો અનુત્તર રહે છે. ઋગ્વેદી આર્યોની દુર્ગરચના કયા પ્રકારની હતી ? તેમના આયુધાગારની સમૃદ્ધિ કેટલીકેટલી, અને તેમનાં યુદ્ધવાદ્યો કયાં કયાં ? સૈન્યની યોજના તેઓ કેવી રીતે કરતા ? અને યુદ્ધનાં સાધનો કેમ ઊભાં કરાતાં ?

આ પ્રશ્નોના સંક્ષેપે પણ સંતોષકારક ઉત્તરો જેટલા આપી શકાય, તેટલું યુદ્ધચિત્ર વધારે સંપૂર્ણ ને સુરેખ બને એ દેખીતું છે.

દુર્ગો બેમાંથી એક પદાર્થના બાંધવામાં આવતાઃ પથ્થર અથવા લોખંડ. આમાંના પહેલાને 'અશ્મમયી'[૧૬] અને બીજાને 'આયસીઃ પુરિઃ'[૧૭] કહેતા. પુર શબ્દ આમ એ વખતે લોખંડનાં (કદીક, સુવર્ણ-મય) નગરો માટે તેમ નગરદુર્ગો માટે પણ વપરાતો. એ દુર્ગો કેટ-લીક વાર તો એટલા મોટા વિસ્તારવાળા રાખવામાં આવતા કે એકેક દુર્ગ માટે જ આપણે ક્વચિત્ સુવિસ્તારસૂચક, અર્થવાહી શબ્દો 'પૃથ્વી'[૧૮] અને 'ઉર્વી'[૧૮] વપરાયલા જોઈએ છીએ. વળી એવા ઉલ્લેખ પણ નજરે પડે છે, જેને લીધે એવું અનુમાન બાંધી શકાય કે આવા વિશાળ અને મજબૂત દુર્ગો મુખ્યત્વે રાજા અને રાજન્યોના નિવાસ માટે તૈયાર કરવામાં આવતા હશે; તેમાં પ્રજાનો કુલીન વર્ગ, મોટા વેપારી-ઓ અને બીજા તાલેવંતો પણ રહેતા હશે; અને, જ્યાં માલિકો ત્યાં જ મિલકત એ સ્વાભાવિક ન્યાયે, એ વર્ગોની માલિકીનું સઘળું સોનું-રૂપું, ઝવેરાત અને ધાન્યના કોઠારો પણ દુર્ગની અંદર જ સુરક્ષિત સ્થળે રહેતા હશે. જ્યારે દુશ્મનનો હલ્લો આવવાનો થાય ત્યારે, સીમમાં ખેતરપડોશનાં ગામડાંઓમાં વસતો પ્રજાવર્ગ, પોતાની અને તેટલી આલમત્તા લઈને આવા દુર્ગોમાં આરી વસે પણ સત્તાધારીઓ અને

નનિકો તો, ક્યારે યુદ્ધભય માથે ચઢી આવશે એ અનિશ્ચિત હોવાથી મને ભય આવી લાગે ત્યારે ધનધાન્યાદિ દુર્ગમાં ફેરવવા માંડવાની અશક્યતાને લીધે, કાયમ જ દુર્ગવાસી રહેતા હશે એવું અનુમાન થઈ શકે છે.[૧૯]

આર્ય જાતિની વિકાસદશાને અનુસારે, તેણે પાંચ જુદાજુદા પ્રકારનાં બચાવનાં સાધનો જુદેજુદે કાળે ઘડ્યાં અને સુધાર્યાં‌વધાર્યાં હતાં. છેક પ્રાગૈતિહાસિક કાલમાં, છેલ્લા પાષાણયુગને અંતે, પોતાના તીક્ષ્ણ, જોરાવર દાંત અને સુવર્ધિત નખો અને દઢતાથી બીડેલી બળવાન મુઠ્ઠી વડે આર્ય પુરુષ અનેક જાતના દુશ્મનોથી પોતાનું રક્ષણ કરતો. પછી, તેની ક્રિયાપ્રક્રિયાઓ પર ઊઘડતી બુદ્ધિશક્તિના પ્રકાશનું પહેલું કિરણ પડ્યું તે યુગોમાં, તેણે પથ્થરોમાંથી ગદા[૨૦] બનાવી; અને હાડકાં તથા શીંગડાંને ઘસીને અણીદાર બનાવી, એ હથિયારોનો ઉપયોગ આદર્યો. આની સાથોસાથ અથવા એ પછી થોડે વખતે, શરીરશક્તિ ઉપરાંત મનની શક્તિઓનો વધુ વપરાશ માગતી એવી ગોફણોમાંથી આબાદ નિશાન તાકતા પથ્થરો ફેંક્વાનું તે શીખ્યો. ત્યાર પછીની દશા તે પ્રાથમિક તીરકામઠાંની, જે વેળા ધાતુઓના ઉપયોગથી હજી અજાણ એવો આર્ય તીરનું ફણું અણીઆળાં, ને કોઈ વાર તો ઝેર પાએલ, લાકડાંનું કે શીંગડાંનું બનાવતો. અને તેણે છેવટ સરજ્યું એ અસ્ત્ર તે લોહાદિ[૨૧] ધાતુઓના બાણવાળું[૨૨] રીતસરનું ધનુષ્યબાણ—આયુધોમાં શ્રેષ્ઠ, તેની સમગ્ર યુદ્ધવિદ્યાના પરિપાક જેવું, છેક તેની ચિતારોહણની ઘડી લગી તેનું નિરંતરનું સાથી.[૨૩]

એ ધનુષ્યબાણ બનાવાતાં શી રીતે? વનમાંથી મજબૂત ઝાડનાં કાષ્ઠ આણી, તેની માપસરની યષ્ટિ કાપી, મઠારી, એ યષ્ટિને વક્રાકારે વાળવામાં આવતી. પછી તેના 'આર્તિ' નામના બે છેડાને ચિવટ ગોચર્મની પટ્ટીથી બાંધતા. એ સુવલિત યષ્ટિ તે ધનુષ અથવા ધન્વન્,

એ પટી તે ધનુર્જ્યા અથવા ધનુષ્યની પણછ. પણ એ તો ઉપયોગ વખતે જ ચઢાવાતી. તે સિવાય એને ઢીલી કરી, ધનુષ્યને ખીલી ટાંગી રાખતા.

બાણનાં બીજાં નામો તે: શરુ, શર્ય અને શર્યા; ઇષુ અને કર્ણ યોનિ. કર્ણયોનિ એટલે જેનું જન્મસ્થાન કાન છે તે. આ નામ, બાણધારી બાણ છોડતો તે પણછ બરાબર પોતાના કાન સુધી ખેંચીને, જેને લીધે બાણનો પાછલો છેડો ખેંચાઈને તેના કાન સુધી આવતો, એ પરથી પડાયું હતું. દરેક બાણ કુદરતી રીતે જ, ત્રિઅંગી હતું: તેની સુતીક્ષ્ણ, અધોમુખી અણી એ પહેલું અંગ; શલ્ય એટલે વચ્ચેની બરુ બનાવટની લાકડી, એ બીજું; અને પર્ણધિ રહેતાં પાછલો પીંછાળો ભાગ, એ ત્રીજું. આ પીંછું શા માટે ભરાવાતું ? શોભા માટે, સુંદરતા વધારવા ?—ના. એનાથી શોભા વધતી એ જુદી વાત; પણ તેની કીમતી ઉપયોગિતા તો એ હતી કે એ વાર હવામાં છોડાયા પછી, પીંછાને પ્રભાવે કરીને ઉત્પન્ન થતાં આંદોલનોથી બાણ વાતાવરણને વધારે વેગથી ભેદી શકતું, અને લેટીન સત્વર જ શત્રુના મર્મસ્થાનમાં રોપાઈ જતું.

હયદળ[૨૫], પાયદળ અને રથદળ[૨૬] આવાં મુખ્ય અંગો દરેક સૈન્યનાં[૨૭] હતાં. પાયદળને 'પત્તિ' કહેવામાં આવતું. આની અને હયદળની એકંદર સંખ્યામાં રથદળ કરતાં વધારે રહેતી. હસ્તિદળનો સર્વસામાન્ય ઉપયોગ લડાઈમાં નહિ થતો હોય, શાંતિસમયની રાજસ્વારીમાં ભપકા અને દબદબા ખાતર એ માનવંત મહાપશુનો ઉપયોગ વધુ કરીને થતો હશે, એમ લાગે છે. પણ ઉષ્ટ્રદળ વિના તો કોઈ જ રાજ્યને ન ચાલતું, કેમ કે યુદ્ધસામગ્રીના ભારવહન માટે તથા નાસતા શત્રુનો પીછો રેતાળ રણો વીંધીને પકડવો પડતો ત્યારે, એ વેગીલાં તેટલાં જ વધુ ચાક તેટલાં જ ખમતીધર પ્રાણીઓ ઈશ્વરના આશીર્વાદ સમાન નીવડતાં.